


ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો



સંપાદકો:
લેડી વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠ
પ્રભુદાસ બાલુભાઈ પટવારી



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે: ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ ૨



દોઢ રૂપિયો

# નિવેદન

જુદા જુદા ૭ નિબંધો ઉપરથી આ પુસ્તકની સંકલના કરી છે.

આ નિબંધો જુદા જુદા સમયે અને જુદાં જુદાં લખનારાંના હાથે તૈયાર થયેલા છે. એટલે આ મૂળ નિબંધોને અન્યાય ન થાય એ રીતે યોગ્ય ફેરફાર કરાવીને આ પુસ્તકની સંકલના કરી છે.

આ પુસ્તકનું સંપાદન લેડી વિદ્યાબહેન ર. નીલકંઠ તથા શ્રી. પ્રભુદાસ પટવારીએ નિષ્કામભાવે કરી આપ્યું છે; તે માટે તેમનો આભાર માનીએ છીએ. અને 'ગુજરાત વર્નાકયુલર સોસાયટી' એ આ નિબંધો યોગ્ય ફેરફાર સાથે છાપવાની પરવાનગી આપી છે, તે બદલ એમના પણ અમે ઋણી છીએ.

સ્ત્રીઓના હિતની વિચારણા એટલે જનસમાજના હિતની વિચારણા. કારણ? સ્ત્રીઓ વસતિનો અરધો ભાગ છે; એટલું જ નહિ પણ તેઓ પુરુષોની સાથે રહેલી અને કૌટુંબિક જીવનમાં બધી રીતે સંકળાયલી હોઈને રાષ્ટ્રનું અને પ્રજાનું સ્વરૂપ છે. પત્ની અને માતા તરીકે તેમનું મનુષ્યજીવનમાં કેન્દ્રસ્થાન છે. ભારતની સ્ત્રીઓએ જ ભારતની સંસ્કૃતિ જાળવી રાખી છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. તમારાં દાદીમા કે નાનીમાને યાદ કરો. તેઓ વાંચી શકતાં નહોતાં, પણ પ્રતાપી અને દુનિયાને સમજનારાં હતાં. એમનાં ડોસીશાસ્ત્રમાં ઘણું ઉપયોગી જ્ઞાન સમાઈ જતું હતું. આજની અર્ધદગ્ધ કેળવણી પામેલી છોકરીઓ કદાચ આ વાત સમજી પણ નહિ શકે. પોતાનું હોય તે જાળવીને બીજાનાં જ્ઞાન, ચારિત્ર્ય અને સંસ્કૃતિ મેળવવાં એ તો ઉત્તમ જ છે; પણ અર્ધદગ્ધપણું તો તે છે, કે જેમાં પોતાનું ખોઈને બીજાનું મેળવાય; અથવા તો જેમ પશ્ચિમના અનિષ્ટ પસારાની અસર નીચે થઈ રહ્યું છે, તેમ પોતાનું ય ખોવું અને બીજાનું મેળવી શકવું નહિ.

સ્ત્રીઓની આ અધોગતિ શરૂ થઈ છે—જો કે હજુ અટકાવી શકાય તેમ છે; પણ આમ થવાનું કારણ તેમની તરફ સમાજની, પુરુષવર્ગની તથા સગાંઓની વર્તણુક છે. હાલનો હિંદુ સમાજનો મોટો ભાગ "ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ," "અષ્ટવર્ષા ભવેત્ ગૌરી" વગેરે માનવાવાળો અને સ્ત્રીઓની આર્થિક સ્થિતિને સંકુચિત કરનારો છે. એક માણસને એક છોકરો ને છ છોકરી હોય, તો છોકરીઓને કંઈ જ મળે નહિ; એવો તો વિચિત્ર કાયદો છે. કાચી વયની છોકરીની એક પણ ભૂલ થાય તો તેની આખી જિંદગી સુધી તેને બટ્ટો લાગે છે, અને તેને ઘણું ખમવું પડે છે. મોટી વયની વનિતાએ કંઈ ભૂલ કરી હોય, તો તેની સાચીખોટી વાત ઘડીના પલકારામાં ફેલાઈ જાય છે. આ વિષયમાં સ્ત્રીઓ પોતે પોતાની જાત તરફ ઘણી જ ઘાતકી અને નિર્દય છે, એમ જોવામાં આવ્યું છે. પુરુષ ઘણી ભૂલો કરે તોપણ સમાજ તેને સ્વીકારે છે, તરછોડતો નથી. આ જાતનો, કાજીની ભેંસવાળો, એકતરફી ન્યાય હવે ચાલુ રહેવો જોઈએ નહિ. પતિવ્રતનો ઉપદેશ આપનારાઓએ હવે પત્નીવ્રત ઉપર પણ એટલો જ ભાર મૂકવો જોઈએ. પુરુષ એક ઉપર બીજી, એમ ગમે તેટલી સ્ત્રીઓ પરણી શકે, પરંતુ ગમે તેટલા જુલમ છતાં પણ સ્ત્રીએ છૂટાછેડા ન લેવાય—એ વિચિત્ર અને નિર્દય પ્રકાર કોઈ પણ વિચારવંત માણસને ઠીક નહિ જ લાગે. પુરુષ પોતાની સ્ત્રી મરી જતાં સ્મશાનમાંથી જ નવું સગપણ કરી આવે; પણ જેણે ઘરવાસ નથી કરેલો તેવી નાની બાળાએ પણ વિધવા થતાં જીવનભર એકલા જ રહેવું, એવું રાક્ષસીપણું રાષ્ટ્રજીવનમાં ઉચ્ચતા લાવવા ઇચ્છનારાઓ, તેમ જ ગીતાનો ખરો મનુષ્યધર્મ પ્રવર્તાવવા મથતા સજ્જનો કોઈ પણ બહાના હેઠળ ચાલુ રાખી શકે જ નહિ. રૂઢિઓ બદલાવીને ન્યાયયુક્ત પ્રણાલી કરવામાં—સ્ત્રીપુરુષને માટે અન્યોન્ય પરસ્પર સમાન ધર્મ કરવામાં સંસારની ઉન્નતિ જ છે. એથી સ્ત્રીઓ વંઠી જશે, એમ કહેનારાઓ મોટે ભાગે પોતે જ હલકા માનસવાળા અને અનુદાર

અથવા કોઈ વખત નીચ અને કામી હોય છે.

ભારતમાં લગ્ન એ સંસ્કાર છે અને સોદો નથી, એવું કહેનારાને પૂછી શકાય, કે ઊતરતા દરજ્જાના ગણાતા સોદાની સ્પષ્ટ શરતો સાચવી ન શકનાર પ્રજા સંસ્કારની ઉચ્ચ ભાવના કેમ જાળવી શકે? ગર્ભમાં બાળક હોય ત્યાં વિવાહ થઈ જાય એવી હાસ્યજનક ભયંકરતા હવે નથી રહી; છતાં લગ્ન-વ્યવહારમાં અને તેને લગતા વિચારોમાં હજી ઘણા ફેરફાર થવા જોઈએ એમ લાગે છે. ક્યાં 'પુત્રપ્રાપ્તિને માટે જ કામ' એવી ઉચ્ચતર ભાવના ને ક્યાં ઠેકાણે ઠેકાણે કબૂતર અને કૂતરાની હાલતમાં પહોંચેલાં હાલનાં ભારતનાં સંતાનો! આ વિષયની સ્પષ્ટ ચર્ચામાં પણ આપણા લોકોને કંઇક ખોટું લાગે છે. જે પરદેશી રાજ્ય સત્તા બદલાવી શકે, તે તમારો કાયદો બદલાવશે નહિ, અને તમે પોતે તે બદલાવશો નહિ, તો પછી શું થશે? કજોડાં, કન્યાવિક્રય, પહેરામણી અને પૈસાની આપ-લે, આર્થિક સગવડનાં લગ્નો વગેરેનો વિચાર કરતાં જણાશે, કે જીવનસખી શોધીને પ્રેમભાવના ઉપર, ફરજના મજબૂત પાયા ઉપર લગ્ન રચાતાં નથી.

આવાં લગ્નોમાં સુખ પણ મર્યાદિત રહે, સૌજન્ય અને અન્યોન્ય વિશ્વાસ ન રહે તો દોષ કોનો?

સ્ત્રીઓ દુષ્ટ થતાં પ્રજાનો નાશ થાય, કુલધર્મ અને જાતિ-ધર્મ ડૂબી જાય વગેરે માન્યતાઓ ધરાવનારાઓએ એ વિચાર પણ કરવો ઘટે છે, કે સ્ત્રીઓને દુષ્ટ કોણ કરે છે? પોતાની મેળે તો દુષ્ટ થઈ શકતી નથી. પુરુષો અને સમાજ, જાહેર મત, મનો-ભાવનાને બદલે જડતા પોષતું ભાડૂતીપણું વગેરે સર્વ કારણો બદલી શકાય તેવાં છે. દેહલગ્ન અને પ્રેમલગ્ન એવા બે ભાગો કરી શકાય, તો તે જ અધોગતિનાં નિશ્ચિત ચિહ્ન છે.

પૂરા સુખ વગરનાં લગ્નોમાં જ વધુ ખરાબીનું અંગ રહેલું છે. ગણિકાનો વર્ગ શા માટે ઉત્પન્ન થાય છે? કેમ પોષાય

છે? વગેરે નાપસંદ વિષયોનો વિચાર કરવો રહ્યો. સ્વાર્થી સુખને બદલે ક્ષણિક સુખ અને તે પણ બાહ્ય ભાડૂતી વિક્રય કરીને લીધેલું, તેમાં સંડોવાયેલાં અને માર્ગ ભૂલેલાં સ્ત્રી અને પુરુષો–બન્ને અત્યંત દયાને પાત્ર છે.

નવીન કુટુંબમાં જઈ બધાંનાં દિલ જીતી લેવાં, એ મહાભારત કાર્ય નાની વયમાં સ્ત્રીઓએ કરવાનું હોય છે. તેને માટે તેમને આવડત વિવેક–વિનય, પક્કાઈ સારી રીતભાત અને વિચાર કરીને બોલવાની શક્તિ જોઈએ; તે અમે અમારી દીકરીને આપ્યાં છે, એમ દરેક માબાપે તપાસવું જોઇએ એક હાથે તાળી પડે નહિ; એટલે સસરા, સાસુ, જેઠ, જેઠાણી, નણંદ, ભોજાઇ વગેરેમાં આવકાર, સદ્વૃત્તિ, ક્ષમા, દયા, માણુસાઈ ખીલ્યાં છે કે નહિ તે પણ જોવું જોઇએ. બન્ને પક્ષ વચ્ચેનો નિયામક–(બફર) એટલે બંને બાજુનું જોઈ શકે અને બંને બાજુનો વેગ પોતાનામાં સમાવી શકે, (જો એટલાં માનસ અને શક્તિ હોય, તો) તે વહુનો વર. સરખું ન ચાલે તો અને પતિ પોતાની ફરજ બરોબર ન સમજે તો કાં તો કુટુંબથી વિભક્ત થવામાં કૌટુંબિક જીવનની અમુક સારી અસરો અને રક્ષણો ગુમાવાય છે; નહિ તો, જેમ ઘણે ઠેકાણે બને છે, તેમ નાની સ્ત્રી ઉપર અમાનુષી જુલમ, માનસિક અને શારીરિક વ્યથા ઊભાં થઈ જાય. નાજુક માનસની વનિતા આ સંસ્કારો જિંદગી સુધી ભૂલે નહિ; અને જ્યારે મોટી વયે પોતે સાસુ બને, ત્યારે પોતાની વહુ ઉપર પોતાનું વીતક વિતાડે! દંપતીજીવનની આ દુષ્ટ સંકલનામાંથી સમાજને છોડાવવો જોઇએ. સ્ત્રીઓ, પુરુષો, નાનામોટા બધા અને ખાસ કરીને જાહેર પ્રજામત, લેખકો, શિક્ષકો, સમાજના નેતાઓ, વર્તમાનપત્રકારો, અમલદારો, સાધુઓ, ધર્મગુરુઓ, આ વિષયમાં પોતાની ફરજ બજાવે છે? સ્ત્રીઓ પોતે પોતાની જાતની દુઃખમાં રહેલી બીજી બહેનો માટે કંઈ પણ કરે છે?

'નબળો ધણી બૈરી ઉપર શૂરો' એ ન્યાયે નબળી પ્રજા-

ના પુરુષો સ્ત્રીઓને મારે છે! પડોશીઓ વચ્ચે પડવાની નૈતિક હિંમત ધરાવતા નથી! મારથી નાસી આવેલી રડતી દીકરીને મા પાછી સાસરે વળાવે છે! 'મારી વહુ છે, હું ગમે તેમ કરું–' એ બહાનું કાયદાની અદાલતો સુધી અપાયું, એ ભારતનું કમનસીબ છે. હોંસ અને આશાથી લગ્નજીવનનો લહાવો લેવા નીકળેલી સ્ત્રીને લગ્ન એટલે વેચાણ, ગુલામી, વૈતરું માનસિક જુલમ અને કોઈ સ્થળે આશ્રય મેળવવાનું સાધન નહિ, એ ભયંકરતાનો અનુભવ કોઈ કોઈ વાર થાય છે. વખતોવખત સ્ત્રીઓ સંસારની ક્રૂરતા ખમી ન શકવાથી કૂવો પૂરે છે અને બળી મરે છે. તેવા દુઃખદ પ્રસંગો વિચારવંત સજ્જનોને લાલ બત્તીની જેમ અટકાવીને આ પ્રશ્નની ભીતરમાં જઈને તેનો ઉપાય કરવાનું સૂચવે છે.

સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે ઉચ્છૃંખલ સુધારો નથી જોઈતો. યુરોપના જેવું લડાયક સ્ત્રીત્વ ( મિલિટન્ટ ફેમિનિઝમ ) નથી જોઈતું હરેક છોકરીઓને ઓછામાં ઓછો એક હુન્નર શીખવવો જ જોઈએ; જેથી લગ્ન ન થાય તો–અથવા થયા પછી બગડે તો–તે કોઈની દયા કે દાન ઉપર નભે નહિ. "આધારગૃહો" જેમાં કોઈ પણ કારણથી (જે પૂછવામાં ન આવે) નિરાધાર થયેલી સ્ત્રીને આશ્રય મળે, કામ કરવાનું, શીખવાનું મળે, તે સ્થળે સ્થળે સ્થપાવાં જોઈએ. સહન ન કરી શકાય તેવો ત્રાસ ઊભો થતાં કોઈ પણ સ્ત્રી ત્યાં જઈ શકે અને નિર્વિઘ્ને આશ્રય તથા રક્ષણ મેળવી શકે એવી વ્યવસ્થા થવી જોઈએ. કાયદો ફેરવતાં વખત લાગે છે, તેને માટે જાહેર મત તૈયાર કરવો જોઈએ. પણ સ્ત્રીઓની આર્થિક સ્થિતિ બદલાતાં બીજી વસ્તુઓ સુગમ થઈ પડે તેમ છે.

હમણાં સ્ત્રીઓ માટે સ્વતંત્ર કામ—જેવાં કે રસોઈ, ઘરનોકરી, ભરતગૂંથણ, નર્સિંગ, શિક્ષણ, ડાક્ટરી વગેરે મળે છે. દુકાનો અને ઑફિસોમાં ક્રિશ્ચિયન અને પારસી સ્ત્રીઓ કામ કરે છે. અમેરિકા-

માં મોટા ધંધાઓ પણ સ્ત્રીઓ ચલાવી શકે છે. વ્યવહારશક્તિ સ્ત્રીઓમાં ઓછી નથી, પણ સુયોગ્ય લગ્ન ન કરી શકેલી અથવા તેમાંથી દુઃખને લીધે છૂટી પડેલી અથવા કોઈ વિધવા બહેન જ્યારે પોતાના નિર્વાહનાં નિર્દોષ સાધન શોધે છે, ત્યારે ઘણી સ્ત્રીઓ પોતે જ તેને ઉતારી પાડે છે અને કેટલાક કમઅક્કલના અથવા દુરાચારી પુરુષો તેમનાં રસ્તામાં વિઘ્ન નાખવાને ચૂકતા નથી. આપકમાઈવાળી સ્ત્રીઓ પોતાનું જીવન સુધારે છે; એટલું જ નહિ, પણ લાંબા સમયથી દબાઈ ગયેલી સ્ત્રીશક્તિને ઉત્તેજિત કરી, સમાજને ઉપર લાવી, બળવત્તર પ્રજાતત્ત્વનો પાયો નાખે છે.

જડ તત્ત્વને બદલે ચેતન તત્ત્વ સમાજમાં વધારવું–એ જરૂરનું છે. ભાવના અને પરસ્પર સમભાવ એ ઘણી મુશ્કેલીઓ અને ખામીઓ દૂર કરે છે. કવિ કહે છે:—

“ અમે અબળાને માયા, વ્હાલી રે વ્હાલી,
વસ્ત્ર કરાવો, ઘરેણાં ઘડાવો, મોતીડે મઢો તો મન ખાલી રે ખાલી.”

બાળકનો જન્મ આપતું માતૃત્વ એ એક મોટી કસોટી છે; તે માટે સ્ત્રીઓને તૈયાર કરવામાં કુદરતે તેમને મોટી સહનશક્તિ આપી છે. પ્રજાપોષણનું કાર્ય તેમણે કરવાનું છે; માટે ઈશ્વરે તેમને તે જાતનું શરીર અને શારીરિક ગુણો આપ્યા છે, જે પુરુષોના ગુણોથી જુદા છે. સૌન્દર્ય, સૌમ્યપણું, અને નરમાશની સાથે શારીરિક નબળાઈના ગુણો અને અવગુણો સ્ત્રીઓમાં છે. હજારો વર્ષો સુધી દબાયેલા સ્ત્રીજગતના જૂના સંયોગો પ્રમાણે તેમના સંસ્કારો હોય છે અને નવા સંયોગો પ્રમાણે આવેશથી કામ કરવું, યુક્તિ કે લુચ્ચાઈ વાપરવી, કુદરતે સોંપેલાં જીવનકાર્ય પૂરાં કરવામાં રહેલાં જોખમો માથે વહોરવાં, સારી આશા રાખવી, પણ પછી જે બને તે વિધિના લેખ માની સહન કરી લેવું, વગેરે પ્રધાન ગુણો નારીઓના હોય છે.

સ્ત્રીઓમાં રહેલી શક્તિ અને ગુણો ખીલે તો સમાજની ચડતી થાય, તેમાં શક નથી. સ્ત્રીઓની શક્તિ દબાઈ જાય, દૂબોની

જેમ કરમાઈ જાય અને તેમના અવગુણો બહાર નીકળે તો પ્રજાની પાયમાલી થાય, એ તો સ્પષ્ટ જ છે. સ્ત્રીઓ લડે ત્યારે તેઓ ભયંકર યાદદાસ્ત શક્તિ દેખાડે છે/ નાનામાં નાની વાત યાદ રાખી જરા મીઠુંમરચું ભભરાવીને કોઈ ભલભલા બૅરિસ્ટરોને બાજુ મૂકે તેવી દક્ષતાથી પોતાને થયેલા અન્યાયો કહી દેખાડે છે. પોતાના પુરુષ પ્રત્યે લલચાવનારી નજર નાખનાર અથવા પોતાના પુત્રને ખોટે રસ્તે લઈ જનારી સ્ત્રી પ્રત્યે ઉશ્કેરાયેલી વાઘણના જેવું સાવધાનપણું અને શૌર્ય સ્ત્રીઓ વાપરી શકે છે. વ્યક્તિમાં અને સમૂહમાં આ બધું સંજોગોને આધારે છે. સ્ત્રીઓ દુષ્ટ થતાં કુલધર્મ અને જાતિધર્મનો નાશ થાય છે, એમ બધા કહે છે; પણ કોઈ સ્ત્રી પોતે દુષ્ટ થતી નથી, અને માબાપો તથા ધર્મગુરુઓ, પુરુષો અને સ્ત્રીઓ, સમાજ અને સંસ્કારો જ તેની હલકી વૃત્તિઓને ઉત્તેજન આપે છે, એ સત્ય હિંદુસ્તાનમાં ભુલી જવાયું છે. ગમે તેવી દુષ્ટ સ્ત્રી પણ ઘૃણાપાત્ર નહિ; પરંતુ દયા અને મમતાને પાત્ર છે. માયાથી તેને સદ્વર્તનમાં લાવી શકાય છે. 'અનુતાપે પાપ નાસે' એમ મહાત્મા તુકારામ કહે છે. ઘણા સંતો વાલ્મીકિની જેમ ઘણું પાપ કર્યા પછી સારે માર્ગે વળ્યા હતા. નારીને માણસ તરીકે ગણીએ, તો આ જ માર્ગ તેમની અને સમાજની ઉન્નતિનો છે. તેમને જડ વસ્તુ અને રાચરચીલા તરીકે ગણીએ, ત્યારે જ ભયંકર ભૂલો થાય છે સ્ત્રી એ કામ-વાસના સંતોષવાનો સંચો છે; રસોઈ કરનાર, ઘરનું કામ કર-નાર સસ્તામાં સસ્તો નોકર છે; એવી હલકી ભાવના રાખનાર પર કુદરત વેર લે છે. જડ ધન તો તિજોરીમાં સંભાળાય, પણ પત્નીને જડ વસ્તુ માનનારા પશુઓ વહેમથી ઘેરાઈ જાય છે, અને પોતાનું સુખ કારણ વગર ખોઈ દે છે. દેહસૌન્દર્યમાં ક્ષણિક સુખ શોધવું કે દોસ્તીમાં—સમન્વયમાં સ્ત્રીને જીવનસખી તરીકે ગણવી, એ પુરુષના પોતાના હાથમાં છે.

ઉસ્તાદ તૂટેલા તાર સાંધીને ફૂટેલા તંબૂરામાંથી સુસ્વર

કાઢી શકે છે; ને મૂર્ખને સુંદર વાદ્ય આપો તો તાર તોડીને બેસૂરું જ સંભળાવે છે.

એક જર્મન લેખકે (ઓટો વાઇનિંગેર) સ્ત્રીઓની માનસિક વૃત્તિની તપાસ કરતાં તેઓ માતૃત્વપ્રધાન અને ગણિકાત્વ-પ્રધાન એમ બે ભાગમાં વહેંચાય, એમ કહ્યું છે; તે બિલકુલ ખરોબર નથી. પ્રાચીન હિંદુસ્તાનમાં પદ્મિની, રોહિણી, હસ્તિની, ચિત્રિણી એ ચાર ભાગમાં સ્ત્રીજાતિની ગણના કરતા, તે પણ ખોટું લાગે છે; (સિવાય કે હમણાં પશ્ચિમમાં ચાર જાતનાં લોહી નોંધાયાં છે—પણ તે સ્ત્રી અને પુરુષ બંનેને માટે.) પુરુષોમાં હલકામાં હલકાથી (તામસમાં તામસથી) ઊંચામાં ઊંચા (સાત્ત્વિક) સ્વભાવના માણસો હોય છે. પુરુષો આવા છે ને તેવા છે, એક એક શબ્દમાં—એક લાકડીએ કોઈ કહેતું નથી; તો સ્ત્રી બે જાતની કે ચાર જાતની હોય એમ કહેવું, એ પણ બિલકુલ વાજબી નથી. ગુનેગારોને અને કેદીઓને પણ માણસાઇથી તેમની હલકી વૃત્તિમાંથી છોડાવીને સારે રસ્તે ચડાવાય એમ હોય, તો સ્ત્રીઓને માટે સવ સામાન્ય એક જુદું ધોરણ અને ટીકા શા માટે? શા માટે વ્યક્તિગત વ્યવસ્થા અને માર્ગદર્શક ભાવો ન જોઇએ? તેમની સાથે શા માટે ઉચ્ચ ભૂમિકા ઉપર અને ઉચ્ચ આશય-થી ન વર્તવામાં આવે? છળકપટ, કુલટાપણું અને સ્ત્રીચરિત્ર વગેરે કોઈ વાર સ્ત્રીઓમાં દેખાય છે. નબળી, દબાયેલી, સમા-નતાની ગંધ વગરની, લગ્ન સિવાયની અન્ય આર્થિક માર્ગ ન જાણનારી, સ્ત્રી કોઈ વાર આમ કરે, તો તેનાં કારણો સમજીને દૂર કરવાં જોઇએ. સંન્યાસીઓ સ્ત્રીઓ પ્રત્યે જે ઘૃણા રાખે છે, તે સંયમશક્તિની અધૂરાઈને લીધે છે. સમાજ સ્ત્રીઓને અપનાવીને જ તેમને અને પોતાને ઊંચે લાવી શકે છે.

કહેવાય છે કે સિંધમાં કોઈ સ્થળે બદમાશો છોકરીને આઠ દિવસ ચોરી જાય, ત્યારે માબાપો છોકરીને પાછી લેતાં નથી. 'તું વટલી ગઈ' એમ કહીને તેની જનેતા અને પિતા, કે ભાઈભાંડુ તે કમનસીબ છોકરીની સામે, જ્યાં તે

જન્મભર ઊછરી છે તે ઘરનો દરવાજો બંધ કરે, એ માની ન શકાય તેવી વાત છે; છતાં તેવું પણ કોઈ ઠેકાણે બને છે. કુટુંબપ્રેમ આટલો જલદી પલટાઇ જાય, અને આધાર ખેંચી લઈ બાળકને આમ નિરાધાર કરી શકાય, એ કમનસીબ ભારતમાં બને! પણ હવે તેવું ન થવા પામે, તેની સંભાળ સ્ત્રીઓનાં મંડળોએ અને પરમાર્થી સજ્જનોએ રાખવાની છે. ધર્મની ભાવનામાં વિશાળતા, પાવન કરવાની શક્તિ અને ક્ષમા છે. તેનાથી આવી અકલ્પનીય કઠોરતા ઊભી થાય, તો એ ધર્મ જ મોળો પડી ગયેલો અને ખોટો છે, એમ કહ્યા સિવાય ચાલે નહિ. હાથે કરેલી ભૂલ તરફ પણ ઉદારતા દાખવવી જોઈએ; તો અકસ્માત્ અને સંજોગોવશાત્ પરાણે થયેલી ઘટના કુટુંબ-વાત્સલ્યનો કિલ્લો ભેદી શકે, તે બને જ કેમ?

•

પુરુષ પર્વત છે, સ્ત્રી નદી છે; બંનેને સંબંધ છે, બંનેમાં અમુક મોટી શક્તિ રહેલી છે. જેવાં સંતાન એવો જ સમાજ. પછી એ સંતાનોને જન્મ આપનાર સ્ત્રીને હલકું સ્થાન આપો, તો દાસીજાયો પુત્ર જ મળે છે. બીકથી દબાયલી સ્ત્રીનો પુત્ર બીક ધાવીને કાયર નીપજે છે. સ્ત્રીને ઘરની રાણી તરીકે રાખો, તો પુત્ર રાણીજાયો થાય. સ્ત્રીનું દાસીપણું તે મનુષ્યજાતિના લાખો વર્ષોના ઇતિહાસનો શોકજનક અવશેષ છે; અને તે નાબૂદ થવો જોઈએ. જ્યારે દુશ્મનોની સ્ત્રીઓ લઈ, વધુ પ્રજા એટલે વધુ યોદ્ધાઓ અને મજૂરો મેળવવાની લોકોને જરૂર હતી, ત્યારે એક પુરુષ ઘણી સ્ત્રીઓ પરણતો; એ વાત સમાજસંમત થઈ ગઈ. આજે યુરોપમાં ઘણા મુલકોમાં સ્ત્રીઓ સંખ્યામાં વિશેષ છે. અહીં પણ ઘણા ભાગમાં સ્ત્રીઓ વધુ છે અને તેમને પરણાવવાને માબાપોને મોટી યાતના છે. સ્ત્રીઓ અને પુરુષો મોટી વય સુધી અથવા બિલકુલ અવિવાહિત રહે, તે ઇચ્છવા જેવું જ નથી. આર્થિક જરૂરિયાત જેટલું સ્ત્રી મેળવે તે ઠીક છે, કે જેથી લગ્નમાં આર્થિક સગવડ અને ખેંચાણના કરતાં પ્રેમ અને ભાવના તત્ત્વને વધુ સ્થાન અપાય. સ્ત્રી એ પુરુષની સહધર્મ-

ચારિણી છે, અર્ધું અંગ છે, એનો અર્થ ફરીથી યાદ કરવો જોઈએ. અન્યોન્યપણામાં અને પરસ્પરપણામાં જ આ ભાવના રહે છે. "સહ ના વવતુ,-સહ નૌ ભુનક્તુ" "અમારું સાથે રક્ષણ કરજો, અમે સાથે મળીને ખાઈશું"-એ ઉપનિષદનો ભાવ ચેતનામય, ભાવનામય માનવસંબંધમાં જ રહી શકે.

દીકરાને દૂધ, દવાદારૂ અને શિક્ષણ, અને દીકરીને નહિ-એ એકતરફીપણું કેટલાં કુટુંબોમાં દેખાય છે; તેનું બીજ સ્ત્રીઓને ઊતરતી ગણવાના ખ્યાલમાં છે. પુરુષ બચપણથી જ ઊંચો દરજ્જો ભોગવે અને જ્યાં સુધી કોઈ પણ સ્ત્રી, બહેન, પત્ની કે માતા હાજર હોય, ત્યાં સુધી ઘરનું કંઈ કામ પોતે કરે નહિ. તે અસમાન ભાવના પાછળથી તેના સંસારમાં હાનિકર્તા છે. કર્મવિપાક પ્રમાણે સ્ત્રીઓ હલકી યોનિમાં જન્મ લે છે, માટે ભલે થોડું દુઃખ ખમી લે-એ હાસ્યાસ્પદ વાત પણ ક્યાંક સંભળાય છે! તેવો વિચાર હવે નાબૂદ થવો જોઈએ. પોતાની માતા માટે આદર રાખનાર, પત્નીપ્રેમના કંઈક પ્રસંગો જેની યાદમાં તાજા છે અથવા પોતાની નિર્દોષ બાળકીમાં મમતા રાખનાર અને છેવટે સ્ત્રીઓના નાજુક સૌજન્ય, હોંસભર્યો આવકાર અને સત્કાર, ઉત્સાહી અને ચીવટભરી સંભાળ જેણે કોઈ વાર પણ અનુભવ્યાં હોય, તેવો કોઈ પુરુષ જાણીજોઈને નારીઓને ઊતરતી ગણવા; તેમ જ તેમને દબાયલી અને પછાત રાખવાની વાત કબૂલ કરશે નહિ. શૂરવીર પ્રજા અને વિશાળ પ્રતાપી રાષ્ટ્ર પોતાના જ જીવનસમયમાં સ્થપાય એવું ઇચ્છનાર સ્વદેશપ્રેમી તો સ્ત્રીઓની ઉન્નતિને જ મહામાર્ગ સમજીને ખનતી ત્વરાએ એ કાર્યની પાછળ લાગી જશે.

મુસ્લિમ કાયદો વારસાની વ્યવસ્થામાં સ્ત્રીઓ તરફ વધુ ઉદાર છે. તલ્લાક એકતરફી છે, તે બદલવાની કોશીશ થઈ રહી છે; પણ સમાજમાં, કુટુંબમાં, સગાંસંબંધીઓમાં સ્ત્રીનો દરજ્જો ઊંચો કરવાની જરૂર ત્યાં પણ એવી જ છે. આર્થિક

રક્ષણ અને 'આધારગૃહો'ની મુસ્લિમ સ્ત્રીઓને એટલી જ-બલકે વધુ જરૂર છે.

આ પુસ્તકના અંતે પરિશિષ્ટમાં 'સમાજમાં સ્ત્રીઓનું સ્થાન'-એ વિષય ઉપરના મહાત્મા ગાંધીજીના વિચારો આપેલા છે.

મુંબઈ,
તા. ૧૦-૬-'૪૫

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

---

# સંપાદકીય

## પ્રારંભિક

"જે રાષ્ટ્રો કે જે પ્રજાઓ સ્ત્રીઓને માન આપતાં નથી તે કદી મહાન થયાં નથી અને થવાનાં પણ નથી. તમારી પ્રજા આટલી અધોગતિમાં છે એનું મુખ્ય કારણ એ છે, કે તમે શક્તિની આ જીવંત મૂર્તિઓ પ્રત્યે જરાય આદર રાખ્યો નથી. સ્ત્રીઓ, જેઓ જગન્માતાની સાક્ષાત્ મૂર્તિઓ છે, તેમનો ઉદ્ધાર નહિ કરો તો તમારા ઉદ્ધારનો બીજો એકે રસ્તો છે એમ નહિ માનતા." —સ્વામી વિવેકાનંદ.

'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય' તરફથી શ્રી. મનુ સૂબેદારે 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'એ પ્રસિદ્ધ કરેલ 'લક્ષ્મીબાઈ હરિયાણી નિબંધસંગ્રહ' છપાવવાની માગણી કરી, તે સોસાયટીના સંચાલકોએ સહર્ષ સ્વીકારી; કારણ કે જ્ઞાનનો પ્રચાર એ સોસાયટીનું મુખ્ય ધ્યેય છે, અને 'સસ્તા સાહિત્ય' દ્વારા એ ધ્યેય સારી રીતે પાર પડે એ નિઃસંશય છે. પોતે અનેક મહત્ત્વના વ્યવસાયોમાં રોકાયેલા છતાં શ્રી. સૂબેદાર 'સસ્તા સાહિત્યવર્ધક કાર્યાલય'ના સુકાની તરીકે ચોતરફ કાળજીભરી નજર રાખે છે એ એમના તંત્રમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો પુરવાર કરે છે. એ તીક્ષ્ણ નજરે આ નિબંધમાળાની ઉપયોગિતા જોઈ; એથી અમને આનંદ થયો છે.

'લક્ષ્મીબાઈ ટ્રસ્ટ'નો મૂળ હેતુ લક્ષ્યમાં રાખી પ્રતિવર્ષ એ ફંડમાંથી ઇનામી નિબંધો લખાવાય છે. સ્ત્રીઓને લગતા અનેક પ્રશ્નો ચર્ચાય અને સ્ત્રીઓની ઉન્નતિમાં સહાયભૂત થવાય—એ આ નિબંધોનો ઉદ્દેશ છે. સ્ત્રીઓનું આરોગ્ય, તેમની આર્થિક સ્થિતિ, તેમને કાયદામાં થયેલો અન્યાય, તેમનું શિક્ષણ, આદિ બાબતો પર પ્રયાસ થયેલો છે.

## સામાજિક અસમાનતા

આજે એક વાત સર્વમાન્ય વસ્તુ તરીકે સ્વીકારવી પડશે, કે

સમાજના અને રાષ્ટ્રના શ્રેય અને વિકાસ માટે જ્યાંસુધી પુરુષો સ્ત્રીઓને પોતાના કાર્યમાં સમભાગી નહિ બનાવે ત્યાંસુધી સમાજ ખરેખરી પ્રગતિ સાધી શકશે નહિ. પુરુષ સ્ત્રી પ્રત્યેના દૃષ્ટિબિંદુમાં પરિવર્તન નહિ કરે, તેમ બન્ને એક બીજાની પૂરણીરૂપ છે અને અરસ-પરસ ટેકા રૂપ છે તેમ નહિ સ્વીકારે, ત્યાંસુધી રાષ્ટ્ર પૂરેપૂરી સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકશે નહિ.

આર્યપ્રજાના પ્રાચીન ઇતિહાસમાં સ્ત્રીનું સ્થાન ગૌરવવંત હતું: સ્ત્રી પુરુષની સહધર્મિણી હતી અને સમાજ પ્રત્યે અધિકારો અને જવાબદારીઓમાં તે માનભર્યો દરજ્જો ભોગવતી હતી. પુરુષ તેના સહકાર વિના આગળ ધપી શકતો નહિ. એ નિર્વિવાદ છે, કે સ્ત્રીનું કાર્યક્ષેત્ર રૂંધતા કોઈ પણ સામાજિક નિયમો કે કાયદાઓ તે સમય-માં અસ્તિત્વ ધરાવતા ન હતા. આની વિગતોમાં કે ત્યારપછી ક્રમશઃ સ્ત્રીને ગુલામીની જંજીરોમાં જકડનારા પ્રસંગોના ઇતિહાસમાં ઊતરવાનો અત્રે અવકાશ નથી; પરંતુ આજે હિંદમાં સ્ત્રીનું સ્થાન તદ્દન હલકું છે અને સ્ત્રી અત્યંત કચડાયેલી અવસ્થામાં આવી પડી છે, તેનો કોઇથી ઇનકાર થઇ શકે તેમ નથી. તેમ દેશના ઉદ્ધાર માટે આ વસ્તુસ્થિતિ હવે લાંબો વખત નિભાવી શકાશે નહિ, એમ દેશનો વિચારક વર્ગ આજે ખૂબ ભાર દઈને જાહેર કરી રહેલો છે.

સ્ત્રીએ આજે ઉન્નત મસ્તક કર્યું છે અને પરાધીનતાની બેડી-માંથી મુક્ત થઈ પોતાની આઝાદી માટે પ્રચંડ આંદોલનો શરૂ કર્યાં છે. છેલ્લાં વીસેક વર્ષમાં હિંદની સ્ત્રીઓમાં ઠીક ઠીક જાગૃતિ આવી છે અને સત્યાગ્રહની લડતોએ સ્ત્રીઓને આપોઆપ અતિશય ટૂંકા સમયમાં બીજા કશાથી ન બની શકત એટલે અંશે અંધારા-માંથી બહાર આણી છે. સ્ત્રીઓની ઉન્નતિ અંગે અનેક સંસ્થાઓ, મંડળો, પરિષદો વગેરે ચાલુ થયાં છે—જો કે ઘણી સંસ્થાઓ ઉપલા થરના અગર શિક્ષિત કે શહેરી બહેનોના હાથમાં રહી છે એ ખરું,

પરંતુ ગાંધીયુગના વાતાવરણમાં જન્મેલી અનેક સંસ્થાઓ સામાન્ય સ્ત્રીવર્ગની પ્રગતિ માટે પણ ઠીક ઠીક કાર્ય કરી રહી છે.

ગાંધીજી અને ગાંધીજીના વિચારોએ સ્ત્રી પ્રત્યેના સામાન્ય દૃષ્ટિકોણમાં અને સ્ત્રી પ્રત્યેના વર્તનમાં મહત્ત્વનો ફેરફાર સર્જ્યો છે એ નિઃશંક વાત છે. સ્ત્રીઓની આજની અસહાય સ્થિતિ મા પુરુષ જ જવાબદાર છે, અને સ્ત્રીની ઉપર જુલમગાર કાયદા લા પુરુષે જે દોષો વહોર્યા છે તેના પ્રાયશ્ચિત્તરૂપે પુરુષવર્ગે સ્ત્રીને મ કર્યા વિના છૂટકો નથી, તેમ ગાંધીજીએ અનેક વાર જણાવ્યા કર્યુ છે. સ્ત્રી એ પુરુષની સહચારિણી છે, તેના સરખા મનવાળી છે, પુરુ ની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે, જેટલ છૂટ પુરુષ ભોગવે છે તેટલી જ તેને ભોગવવાનો હક્ક છે, વગેરે વિચા આજે કંઈક અમલી સ્વરૂપ લઈ રહ્યા છે; પરંતુ હજુયે ઘણા શિક્ષિતોમાં કે જાહેર કાર્યકર્તાઓના મતમાં આ વિચારો સ્પષ્ટ રીત નથી; એટલું જ નહિ, પરંતુ ઘણાઓ સ્ત્રીઓના પ્રશ્નો પ્રત્યે ઉપહા અને હાંસીની દૃષ્ટિએ જુએ છે, ત્યારે તો ખરેખર દુઃખ થયા વગ રહેતું નથી. ઘણાઓનું નારીસમાજ તરફનું વર્તન પણ ખૂબ અન્યા અને ભેદભાવભર્યું હોય છે. આવી અનેક વ્યક્તિઓ દેશની આઝા ખાતર કે જાહેર સેવા માટે અનેક યાતનાઓ વેઠે છે અને કંઈ બલિદાનો સમર્પે છે; પરંતુ જ્યારે તેઓ પોતાના ઘરમાં કે સમાજ સ્ત્રીને ગુલામીની શૃંખલામાં જકડી રાખવાનું અગર સ્ત્રી વર્ગ પ્ર ઉપેક્ષા દાખવવાનું ચાલુ રાખે છે, ત્યારે તેઓનાં કાર્ય કે બલિદાન ગમે તેવાં સબળ હોવા છતાં તે કેવા પ્રકારનાં પરિણામો પ્રાપ્ત કરાવી શ એ જોવાનું રહેશે. આ વિચિત્ર પરિસ્થિતિમાં સત્વર ફેરફાર થ ઘટે છે. જાહેર કાર્યમાં અગ્રસ્થાન ભોગવતા, ધારાસભાઓમાં અ સ્થાનિક સંસ્થાઓમાં વિરાજતા અનેક પ્રજાનાયકોને આ દૃષ્ટિ પોતાનું અંતર અને વર્તન તપાસવાની જરૂર છે. સ્ત્રીને સમાનતા ટોચ પર લાવ્યા વગર તેમના જાહેરકાર્યમાં ખરેખરી સફળતા પ્ર

નહિ થાય, તે તેમણે સમજી લેવાની જરૂર છે. આથી અમારો અમુક વ્યક્તિઓની સામે આક્ષેપો મૂકવાનો જરા યે આશય નથી, તે અહીં જણાવી દઈએ. સમાજ અને સ્ત્રીઓ, કાર્યકર્તાઓ પાસે પોતાના ઉદ્ધાર-કાર્યની સૌથી વિશેષ અપેક્ષા રાખે છે, એ કહેવા પૂરતું જ આ લખ્યું છે.

હિંદ પર લદાયેલ સામાજિક કુરિવાજો, રૂઢિઓ અને વહેમો રાષ્ટ્રની પ્રગતિમાં કેટલા વિઘાતક નીવડ્યા છે, અને તેના પરિણામે સ્ત્રીઓને અને સમસ્ત પ્રજાને કેટલી અધોગતિમાં સબડી રહેવું પડયું છે, તેની વિગતમાં જવાનું અત્રે જરૂરી નથી. બાળલગ્ન, લાજપડદાની પ્રથા, અનેકપત્નીવિવાહ, વગેરેનાં અનિષ્ટ પરિણામો વિશે હવે મત-ભેદને સ્થાન નથી રહ્યું; છતાંય દેશમાં હજારોની સંખ્યામાં છડેચોક બાળલગ્નો ચાલુ રહ્યાં છે, સ્ત્રીઓ પડદા પાછળ ગોંધાઈ રહી છે, અને પુરુષો (શિક્ષિતો પણ) એક પત્ની હોવા છતાં બીજી પત્ની સાથે લગ્નો યોજી રહ્યા છે. કડક કાયદાઓ અને બળવાન પ્રજામતે આ પરિસ્થિતિનો તાત્કાલિક અંત લાવવો જોઈશે. આજના જમાના-માં હિંદ જ એક એવો દેશ છે, કે જ્યાં આવું બધું ચલાવાઈ રહ્યું છે. ગામડાંઓમાં બાળલગ્ન હજુ એક સામાન્ય ક્રમની વસ્તુ જ છે; અને હિંદ મુખ્યત્વે ગામડાંઓનો બનેલો હોઈ, બાળલગ્નોની સંખ્યા ખૂબ મોટી રહે એ સ્વાભાવિક છે. વળી આપણે ત્યાં અનેકપત્ની-વિવાહ પ્રત્યે ગામડાંમાં તો ઠીક પરંતુ શહેરોમાં પણ ખાસ અણગમો કે વિરોધ પ્રદર્શિત કરવામાં આવતો નથી. ઘણાય શિક્ષિતોના મનમાં હજુ યે એવો મત પ્રવર્તી રહેલ છે, કે અમુક સંજોગોમાં-જેવા કે પુત્ર ન થતો હોય, સ્ત્રી રોગિષ્ઠ હોય, સ્ત્રી દુરાચારી હોય: તેવા કિસ્સાઓમાં પુરુષ અન્ય સ્ત્રી સાથે લગ્ન કરે તેમાં જરાય ખોટું નથી; પરંતુ આ પ્રશ્નને એકતરફી દૃષ્ટિથી જ કેમ જોવાય છે તે સમજાતું નથી. તેવી જ પરિસ્થિતિમાં જો સ્ત્રી મુકાઈ હોય છે તો એમ કહેવામાં

આવે છે, કે સ્ત્રીએ તો સેવાધર્મ બજાવવો જોઇએ અને પડ્યું પાનું નિભાવી લેવું જોઇએ. આવાં કારણોસર સ્ત્રીને મુક્ત કરવા કેમ આગ્રહ થતો નથી? યોગ્ય અને વાજબી કારણો હોય ત્યાં દરેક વ્યક્તિને લગ્નમાંથી છૂટા થવાનો માર્ગ હોવો જોઈએ–પછી તે સ્ત્રી હોય કે પુરુષ : એ વસ્તુ સ્વીકારવામાં શું અડચણ નડે છે? આજે તો લગ્ન થયા બાદ પુરુષ ગમે તેવો હોય, તદ્દન ગાંડો હોય કે કુત્સિત વ્યાધિગ્રસ્ત હોય, વ્યભિચારી હોય કે અત્યંત ક્રૂર હોય: સ્ત્રીએ એ બધું શાંતિથી સહી લેવાનું. પુરુષ તેને ધક્કા મારી સદાયને માટે હડસેલી મૂકે, તોપણ લગ્નમાંથી તે છૂટી ન થઈ શકે. આ અન્યાયી અને વિચિત્ર પરિસ્થિતિને આજ સુધી કાયદાએ રક્ષણ આપ્યું છે; હજુ ક્યાંસુધી આપશે?

## સ્ત્રીકેળવણી

સ્ત્રીકેળવણીના ક્ષેત્રમાં હિંદ કદાચ જગતના બધા દેશોમાં સૌથી છેલ્લી હરોળમાં હશે. શહેરમાં વસતા અમુક વર્ગોને બાદ કરતાં હજુ પણ આખા દેશમાં સ્ત્રીકેળવણીના પ્રશ્નને જેટલી આપવી જોઈએ તેમાંની જરા યે અગત્ય અપાતી નથી તે ખૂબ શોચનીય છે. હિંદનાં ગામડાંની સ્ત્રીઓ (એટલે કે દેશના મોટા ભાગની સ્ત્રીઓ) હજુ ય તદ્દન નિરક્ષર છે. માતા તરીકે, પત્ની તરીકે અને પુત્રી તરીકે જ્યાં સ્ત્રી શિક્ષિત હોય છે ત્યાં કુટુંબને જ નહિ; પરંતુ સમાજને અને દેશને કેટલો લાભ રહે છે, તે તો આપણી સમક્ષ પડેલાં અનેક દૃષ્ટાંતોમાંથી જોઈ શકાય છે. પુરાણા કવિઓએ યથોચિત કહ્યું છે, કે 'વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે' એ અતિશયોક્તિ નથી, પણ શુદ્ધ ચિત્ર છે; એટલે જેમ પુરુષને તેમ જ સ્ત્રીને કેળવણી તો મળવી જોઈએ જ.

સ્ત્રીકેળવણી કેવા પ્રકારની હોવી જોઈએ તે અંગે તરેહ તરેહના મત પ્રદર્શિત થઈ રહ્યા છે. આપણે એ દિશામાં અનેક અખતરાઓ

કરી રહ્યાં છીએ. અત્યારે તેની વિગતમાં ઊતરવાનું અશક્ય હોઈ અમે એટલું જરૂર કહીશું, કે આ આખો પ્રશ્ન વ્યાપક અને ઉદાર દૃષ્ટિએ જોવો જોઇએ; અને કેળવણી એટલે જીવનનું ઘડતર એમ ગણીને કેળવણીની યોજનામાં પુરુષ કે સ્ત્રી બેમાંથી એકને જ પ્રધાન-પદ આપનારા દૃષ્ટિબિંદુથી જીવનનો વિચાર ન થવો જોઇએ, પરંતુ બન્નેના જીવનને સરખું મહત્ત્વ આપી બન્ને વચ્ચે મેળ બેસાડવાનો પ્રયત્ન થવો જોઈએ. આથી પુરુષની કેળવણીની પદ્ધતિમાં સ્ત્રીના હિતનો વિચાર અને સ્ત્રીની કેળવણીની પદ્ધતિમાં પુરુષના હિતનો વિચાર થવો જોઇએ.*

સહશિક્ષણ અંગે પણ આજે બે મત ચાલી રહ્યા છે; અને ખાસ કરીને કૉલેજમાંના સહશિક્ષણ ઉપર આજકાલ ઠીક ઠીક પ્રહારો થઈ રહ્યા છે; પરંતુ શ્રી હરભાઈ ત્રિવેદી કહે છે તેમ આજનું સહ-શિક્ષણ ખરી રીતે સહશિક્ષણ જ નથી. સહશિક્ષણના મૂળમાં સ્ત્રી-પુરુષના જીવનની શરૂઆતથી જે મેળ અને સહજીવનની કલ્પના છે, તેવા સહજીવનથી કૉલેજના છોકરા-છોકરીઓએ પોતાનું જીવન શરૂ કર્યું હોતું જ નથી. કૉલેજમાં આજે જે સહશિક્ષણ ચાલે છે, તે આકસ્મિક છે.

કેટલાક એમ જણાવે છે, કે સહશિક્ષણ જાતીય વિકૃતિ, અપક્વ પ્રેમ અને વહેલાં લગ્નો સર્જે છે; જ્યારે કેટલાક એમ કહે છે, કે સહ-શિક્ષણ પરસ્પરના જાતીય આકર્ષણની કુદરતી લાગણીઓનો ધ્વંસ કરે છે, અને તેથી પ્રેમ અને રોમાંચનો અવરોધ થાય છે, અને લગ્ન ખૂબ લંબાય છે. આ વિરોધાત્મક દલીલોમાંથી એવું તારતમ્ય કેમ ન કાઢી શકાય, કે સહશિક્ષણની પદ્ધતિ સ્ત્રી અને પુરુષની વચ્ચે કુદરતી અને સમતુલ લાગણીઓ સર્જાવી શકે? આ વિષયના એક અંગ્રેજ નિષ્ણાત શ્રી. બી. એ. હોવાર્ડે પોતાના "સહનિશાળ" પુસ્તકમાં

* કિશોરલાલ મશરૂવાળા

એવો દાવો કર્યો છે, કે સહશિક્ષણની શાળાઓના લાંબા અનુભવે તેઓ ભારે દઈને કહી શકે છે, કે વિદ્યાર્થીઓમાં સામાન્યતઃ જાતીય તરવરાટ જેવું કાંઈ થતું જ નથી અને ગંભીર રોગિષ્ઠ જાતીય મુશ્કેલીઓ પણ દેખાતી નથી. ઊલટું પરસ્પર સહકારવૃત્તિવાળી અને લાગણીવેડા વગરની મિત્રતા જન્મે છે, અને તે બન્ને જાતિને ખૂબ લાભદાયી નીવડે છે.

આજના વ્યક્તિત્વવાદના સમયમાં સહશિક્ષણ, વિદ્યાર્થીઓને એક પ્રકારની આદર્શ તાલીમ પૂરી પાડે છે. અને જેઓ છોકરા–છોકરીઓને શાળાજીવનના વર્તુલમાં આનંદથી અને સહજતાથી પરસ્પર સહકાર આપતાં અને પોતાની નાની દુનિયાના પ્રશ્નોનો જે સરળતાથી ઉકેલ કરતાં જુએ છે, તેઓને આજે મક્કમ વિશ્વાસ છે, કે આ બધાં યુવકયુવતીઓ પોતાના જાહેર કે અંગત ભાવિજીવન સમક્ષ આવનારા અનેક વિશાળ પ્રશ્નોને માટે અહીંથી પ્રાપ્ત કરેલ ડહાપણભર્યા અને સમતુલ દૃષ્ટિબિંદુ વડે સંપૂર્ણ તૈયાર બની શકશે.

હિંદમાં આપણું સ્વરાજ્ય ન હોવાથી, આખાએ કેળવણીના પ્રશ્નને યોગ્ય સ્થાન મળ્યું નથી; અને ખાસ કરીને સ્ત્રીકેળવણીની દશા અત્યંત શોચનીય રહી છે. પરંતુ તેથી કરીને હાથ જોડીને બેસી નહિ રહેવાય. સ્ત્રીઓની કેળવણી ઉપર સમાજના ઉત્કર્ષ કે અવનતિનો આધાર હોઈ દરેક રાષ્ટ્રપ્રેમી સ્ત્રીએ અને પુરુષે આ નિરક્ષરતા નાબૂદ કરવા કટિબદ્ધ થવું જોઇએ.

## આર્થિક પ્રશ્ન

'સ્ત્રીએ પુરુષની પેઠે સ્વતંત્ર કમાણી કરવી જોઇએ કે નહિ, તેમ સ્ત્રી અને પુરુષના ધંધામાં તફાવત હોવો જોઇએ કે નહિ–તે બધા પ્રશ્નો અનેક વિચાર માગે છે; પરંતુ આજના જમાનામાં સ્ત્રીએ સ્વાવલંબી બનવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ, એમ તો સૌ સ્વીકારે છે. અનેક ત્યકતાઓ અને વિધવાઓને કમાવાની શક્તિના અભાવે

કેવા કરુણ અને વિષમ જીવનમાંથી પસાર થવું પડે છે, તે આપણી નજર બહાર નથી. પોતાના પગ પર ઊભા રહેવાની આવડત ન હોવાના કારણે કંઈએ સ્ત્રીઓ અધોગતિમાં ધસડાઈ પડે છે.

સ્ત્રી અને પુરુષની જે શક્તિઓ અને મર્યાદાઓ કુદરતે પેદા કરી છે, તેની અવગણના કરવાના આશય વગર દરેક વ્યક્તિને જે ધંધો ફાવે તે કરવાને માટે સંપૂર્ણ અવકાશ મળવો જોઈએ. તેને રૂંધનારા નિયમો કે કાનૂનો દૂર થવા જોઇએ. આમાં પુરુષ સામે પ્રતિસ્પર્ધા કરવાનો પ્રશ્ન જ નથી. યુરોપ, અમેરિકા, જાપાન, ચીન અને વિશેષતઃ રશિયાના નારીવર્ગે આજે યુદ્ધને લગતાં ઘણાં વિકટ અને મહત્ત્વનાં કાર્યોમાં સંપૂર્ણ સફળતા બતાવી આપી સ્ત્રીને કેળવણી અને સગવડ મળે તો તે પુરુષથી જરાય ઊતરે તેમ નથી તે સાબિત કરી આપ્યું છે. ટૂંકમાં પુરુષના હરીફ તરીકે નહિ પરંતુ વ્યક્તિ-સ્વાતંત્ર્યના ધ્યેયને અનુલક્ષીને સ્ત્રીને પોતાની પસંદગીના કાર્યક્ષેત્રમાં જવાની છૂટ હોવી જોઇએ. કાયદા અને રૂઢિએ સ્ત્રીની સામે જે ભેદભાવ અને પ્રતિબંધો ખડા કર્યા છે, તે દૂર થવા જોઇએ. અનેક જાતના વ્યવસાયોમાં સ્ત્રીઓએ પુરુષો કરતાં વિશેષ કુશળતા, વ્યવહાર-દૃષ્ટિ અને સ્વાર્થત્યાગવૃત્તિ દાખવી છે.

## કાયદાની પરિસ્થિતિ

હિંદના કાયદાઓમાં સ્ત્રીનું સ્થાન દરેક દૃષ્ટિએ ઘણું ઊતરતું અને ઘૃણાસ્પદ છે. આજના યુગમાં આવા કાયદાઓ અસ્તિત્વ ધરાવે એ ખૂબ બેહૂદું લાગે છે. આપણે ઉપર જોઈ ગયા તેમ લગ્નના હક્કોમાં સ્ત્રીનું સ્થાન ગુલામથી પણ બદતર છે. વારસદાર તરીકે પુત્રી હજુ બાકાત રહી છે. ડો. દેશમુખના કાયદા અન્વયે વિધવાને મિલકત અંગે મર્યાદિત હક્કો પ્રાપ્ત થયા છે; પરંતુ સમગ્ર રીતે કાયદામાં સ્ત્રીનું સ્થાન અતિ ગૌણ છે. મિલકત મળવાથી સ્ત્રી વંઠી જશે કે છેલર-પિંડીનો ભોગ બનશે, તેમ કહેનારા આજે પણ ઓછા નથી. આ

દલીલોની ચર્ચામાં અહીં ઊતરવાનો અવકાશ નથી. આ પુસ્તકમાંના "સ્ત્રીઓના વિકાસમાં નડતા કાયદાનાં બંધનો"વાળા પ્રકરણમાં આ અંગે થોડા વિચારો રજૂ થયેલા છે. ગાંધીજીએ અનેક વાર જણાવ્યું છે, કે "સ્ત્રીઓના અધિકારો વિષે એકે બાબતમાં હું જરાય પડતું મેલવા તૈયાર નથી. મારા મત પ્રમાણે કાયદાએ સ્ત્રી અને પુરુષ વચ્ચે કોઇ જાતની અસમાનતા ન રાખવી જોઈએ. દીકરા અને દીકરી વચ્ચે કોઈ જાતનો ભેદભાવ ન હોવો જોઈએ." સમયનું પરિવર્તન અને સમાજમાં ઉપસ્થિત થયેલી નવી જરૂરિયાતો હિંદુ કાયદામાં મહત્ત્વના ફેરફાર માગે છે. છેલ્લા દાયકામાં કાયદામાં પ્રવર્તતી અસમાનતા દૂર કરવા અનેક પ્રચંડ આંદોલનો થવાથી સરકારે ચારેક વર્ષ પહેલાં હિંદુ કાયદામાં સુધારણા કરવા એક સમિતિ નીમી છે. એ સમિતિના અધ્યક્ષ કલકત્તાના હાઈકોર્ટના ભૂતપૂર્વ ન્યાયમૂર્તિ અને હાલના કાશ્મીર રાજ્યના મુખ્ય સચિવ સર બી. એન. રાવ છે. આ સમિતિએ હાલના સળગતા પ્રશ્નો એકત્રિત કરી એક પ્રશ્નાવલી બહાર પાડી હતી. તે પ્રશ્નાવલીના ઉત્તરો અનેક સંસ્થાઓ અને વ્યક્તિઓએ વાળેલા. ત્યારબાદ રાવસમિતિએ એક અહેવાલ પ્રકટ કરી તેના ઉપર નિષ્ણાતોના અભિપ્રાયો મેળવી હિંદુ કાયદાનો ખરડો તાજેતરમાં પ્રસિદ્ધ કર્યો છે. આ ખરડામાં વારસાહક્ક, લગ્નવિધિ, દાયજાની પ્રથા–દત્તકવિધિ વગેરેમાં મહત્ત્વના ફેરફારો સૂચવ્યા છે અને સ્ત્રીને ઠીક ઠીક હક્કો આપવા ભલામણો રજૂ કરી છે. હમણાં સમિતિએ દેશના જુદા જુદા ભાગોમાં ફરી ઘણાંની જુબાનીઓ લીધી; જોઇએ હવે શું પરિણામ આવે છે ? પરંતુ એટલું તો ચોક્કસ છે, કે આજના સમાજનાં જે ગંભીર દૂષણો કાયદો નિભાવી લે છે–કાયદો જેને સમર્થન આપે છે, તેને હવેની પ્રજા લાંબો વખત ટકાવી રાખશે નહિ. આ પરિસ્થિતિમાં અનુકૂળ સુધારણા કરવામાં વિલંબ કરવો તે અવ્યવહારુ છે; એટલું જ નહિ, પરંતુ આ અન્યાયો ચલાવી લેવા એ આખા સમાજને ખૂબ હાનિકારક છે,

અંત

આ રીતે સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો દેશ સમક્ષ ઊભા છે. દેશના વિચારવાન અને આગેવાન વર્ગે પણ આ પ્રશ્નો અંગે પૂરતું અને ગંભીર ધ્યાન આપવામાં શિથિલતા દાખવી છે, એ આપણા કમનસીબની વાત છે. જ્યાંસુધી આ બધી અસમાનતા દૂર કરવામાં નહિ આવે, ત્યાંસુધી નથી થવાનું સમાજનું કલ્યાણ, કે નથી સધાવાનું વ્યક્તિનું સુખ. ફક્ત સમાજહિતની જ દૃષ્ટિએ નહિ પરંતુ રાષ્ટ્રના ઉત્કર્ષ માટે પણ આ પ્રશ્નોથી વિમુખ ન રહેતાં દરેક જણે યથાશક્તિ વિચાર કરવા કટિબદ્ધ બનવું જોઈશે. સમસ્ત જગતે સ્ત્રીઓને અન્યાય કરેલો છે. બીજા દેશોએ પરિસ્થિતિમાં સુધારો લાવવા ઠીક ઠીક કર્યું છે. આપણે પણ તાત્કાલિક તેમ કરવા સિવાય છૂટકો નથી.

આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવામાં આવેલા નિબંધસપ્તકના લેખકો જુદા હોઈ તેમ આ લેખો જુદા જુદા સમયે લખાયેલા હોઇ લેખનનું ધોરણ સમાન ન હોય એ સ્વાભાવિક છે, તેમ વિચારસરણીમાં પણ ફેર હોય એ અનિવાર્ય છે; પરંતુ લેખકોએ નાની પુસ્તિકામાં બને તેટલો શ્રમ લઈ વિષયને ચર્ચવાનો સારો પ્રયત્ન કર્યો છે. અસલ નિબંધોમાંથી થોડું ટૂંકાવી 'સસ્તા સાહિત્ય'ના પ્રકાશકોની અનુકૂળતા મુજબ રચના કરી છે.

'લક્ષ્મીબાઈ નિબંધ' પ્રતિવર્ષ પ્રકટ કરવાના છે; અને ઘણા નવીન વિષયો એમાં ચર્ચાશે, એવી ઉમેદ છે. સ્ત્રીઓના પ્રશ્નો હજુ ઘણા પડ્યા છે તે સર્વ પર પ્રકાશ પાડવાની આવશ્યકતા છે.

આ પુસ્તક સ્ત્રીઓ તેમ જ પુરુષો મોટી સંખ્યામાં વાંચે તથા વિચારે, અને તેમાંથી કંઈક પણ વ્યવહારમાં મૂકે, એ શુભેચ્છા છે.

અમદાવાદ, એપ્રિલ–૧૯૪૫ }

વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠ
પ્રભુદાસ બાલુભાઈ પટવારી

'સસ્તું સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત**—ભાષાંતર—દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૮ | ૪૫—૦ |
| **ઉપનિષદો**—૧૧૨—સરળ ગુજરાતી ભાષાંતર—ચાર ભાગમાં... | ૬૦૦ | ૪—૦ |
| **મહાભારતનું શાંતિપર્વ**—રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ—ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો; વિશેષ, મુખ્ય તથા ગૌણધર્મો ઈત્યાદિ ... ... | ૮૫૬ | ૭—૮ |
| **માનસ રામાયણ**—બે ભાગમાં, દોહા ચોપાઈ હિંદી લિપિમાં અને અર્થ ગુજરાતીમાં ૩૦ ચિત્રો સાથે ... ... | ૧૪૦૦ | ૭—૦ |
| **તુલસીકૃત રામાયણ**—બે ભાગમાં, દોહા, ચોપાઈ ગુજરાતી લિપિમાં અર્થ સાથે. ૩૬ ચિત્રો સાથે ... | ૧૪૩૨ | ૭—૮ |
| **વાલ્મીકિ રામાયણ**—ભાષાંતર ૩૭ ચિત્રો સાથે મોટા અક્ષરો | ૧૫૨૮ | ૬—૮ |
| **ગિરધરકૃત રામાયણ**—કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી | ૭૬૨ | ૪—૮ |
| **યોગવાસિષ્ઠ મહારામાયણ**—ચાર દળદાર ગ્રંથો, વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ—આ છ પ્રકરણો | ૧૯૦૮ | ૧૨—૦ |
| **દત્ત—પરશુરામ** અથવા આત્મદર્શનયોગ. ભગવાન દત્તાત્રેય પ્રણીત ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ, વિસ્તૃત સમજણ અને વિવરણ સાથે | ૩૪૪ | ૨—૦ |
| **શ્રીમદ્ ભાગવત**—બે ગ્રંથમાં—આવૃત્તિ ૧૧મી, ૨૭ ચિત્રો | ૧૩૪૪ | ૮—૦ |
| **ભગવતી (દેવી) ભાગવત**—સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં | ૯૨૮ | ૬—૦ |
| **મનુસ્મૃતિ**—સરળ ભાષાંતર, મૂળ શ્લોકોસહિત ... ... | ૬૪૦ | ૩—૦ |
| **પાતંજલ યોગસૂત્ર**—ભગવાન પતંજલિનાં યોગ સૂત્રો, અર્થ તથા સ્વા. વિવેકાનંદજીના વિવરણ સાથે ... | ૧૯૨ | ૧—૦ |
| **જ્ઞાનયોગ**—આત્મા, વ્યવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયી—વગેરે ઉપર વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો | ૨૩૬ | ૦—૧૨ |
| **રાજયોગ**—(સ્વામી વિવેકાનંદકૃત) સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિકરૂપ, પ્રાણનો સંયમ પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ | ૧૩૬ | ૦—૧૨ |
| **આખ્યાનમાળા**—ગ્રંથ ૧ લો તથા ૨ જો—સ્વ૦ અનંતપ્રસાદનાં કુલ ૪૩ આખ્યાનોનો સંગ્રહ... | ૧૪૨૮ | ૬—૦ |
| **વૈદિક વિનય**—દરરોજના સ્વાધ્યાય માટે પસંદ કરી ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો ભાષાંતર—વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩—૧૨ |

| | | |
|---|---|---|
| મોક્ષમાળા—શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈન તત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક. | ૧૮૦ | ૧-૪ |
| હું કોણ? અથવા ઉકાભક્તનું આત્મદર્શન— ... ... લેખક: સ્વામી માધવતીર્થજી, જૂજ પ્રતો છે | ૩૮૪ | ૨-૦ |
| અષ્ટાવક્રગીતા—શ્લોકો તથા સરળ અર્થ ... ... ... | ૭૨ | ૦-૮ |
| ઉપદેશસારસંગ્રહ—મહાત્મા તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો. | ૩૮૪ | ૧-૮ |
| સુબોધરત્નાકર—ધર્મનીતિનાં ૧૦૫ દૃષ્ટાંતો ... ... | ૩૦૦ | ૧-૮ |
| હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ—ઉત્તમ વિચારતરંગો તથા બ્રહ્મગ્વીસૂક્તનું સરળ ભાષાંતર ... | ૩૨૪ | ૧-૦ |
| આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર—પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... | ૨૦૮ | ૦-૮ |
| વિદુની વાટે ને રામાયણની રત્નપ્રભા— ... ... ઉપદેશયુક્ત સંવાદ તથા રામાયણયુગની તુલના | ૧૬૪ | ૦-૪ |
| વિષ્ણુસહસ્રનામ—ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે | ૧૨૮ | ૦-૪ |
| વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન—(ભગવાન વિષ્ણુનાં હજાર નામોના અર્થ—વિસ્તૃત વિવરણ સાથે)... | ૨૨૦ | ૦-૬ |
| અવધૂતગીતા—મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... | ૧૫૨ | ૧-૦ |
| આત્મરામાયણ—અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ... | ૧૪૦ | ૦-૧૨ |
| જીવન્મુક્તિવિવેક—તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ કરી મુક્તિ માટે માર્ગદર્શન આપતો પ્રાચીન ગ્રંથ | ૨૨૦ | ૧-૪ |
| પરમાનંદની પ્રાપ્તિ—શુદ્ધાદ્વૈત મતથી બ્રહ્મનું નિરૂપણ... કરતું પુસ્તક, રસિક વાતચીત રૂપે ... ... | ૨૬૪ | ૧-૮ |
| પ્રભુમય જીવનનું રહસ્ય—મહાપુરુષોના ઉપદેશની વાનગી તથા ભજનો ઇત્યાદિ | ૧૬૮ | ૧-૦ |
| વિદુરનીતિ—શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... ... | ૧૬૮ | ૦-૧૨ |
| જીવન પગલે—(કાવ્યો)—જીવનપથ ઉજાળવાની પ્રેરણા આપતો કાવ્ય સંગ્રહ ... | ૧૧૨ | ૦-૧૦ |
| મીરાં અને નરસિંહ—પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો સંપાદક: ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા | ૧૦૪ | ૦-૧૨ |
| આત્મવિલાસ—જુદાંજુદાં દૃષ્ટિબિંદુઓથી વેદાંત સમજાવતો ગ્રંથ | ૩૪૪ | ૨-૦ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા—ભગવાન જ્ઞાનેશ્વરે અનેક દાખલા દૃષ્ટાંતથી ગીતા સમજાવતી 'ભાવાર્થ દીપિકા'ની ટીકાના સરળ અર્થ સાથે... ... ... ... | ૮૯૮ | ૪-૦ |
| શ્રીમદ્ભગવદ્ગીતા—ગુજરાતી સરલાર્થ તથા પંડિત નીલકંઠની વિસ્તૃત ટીકા સાથે ૬૬ પત્રા | [illegible] | ૧-૧૦ |

**શ્રીભગવદ્‌ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતર
બોર્ડપઠ્ઠીનાં પૂઠાં ... ... ... ... ... ૪૮૦ ૦–૮

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર
આવૃત્તિ ૨૦ મી, બોર્ડપઠ્ઠીનાં પૂંઠાં,... ... ૨૯૮ ૦–૪

## સંતવાણી તથા ઉપદેશો—

**પરમસુખી થવાના ઉપાય**–શ્રીમથુરામશર્માનાં ધાર્મિક
વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ ૩૩૬ ૨–૦

**રામકૃષ્ણકથામૃત**–ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઈ૦ ૮૦૦ ૫–૦

**દીવાને સાગર**–પ્રભુપ્રાપ્તિ અને જીવન સાફલ્યનો ઉલ્લાસ
આપતી શ્રી સાગરની ગઝલોનો સંગ્રહ ... ૪૮૦ ૪–૮

**અખાની વાણી**–અઘરા શબ્દોના અર્થ સાથેની ત્રીજી આવૃત્તિ ૫૦૪ ૩–૦

**પ્રીતમદાસની વાણી**–ધોળ, છપ્પા,કક્કા, મહિના,ઈ.નો સંગ્રહ ૫૬૦ ૨–૮

**ભજનસાગર**–જુદાજુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨–૮

**કરુણાઃ**–પસંદ કરેલા અભંગોનો સંગ્રહ–મરાઠીમાં... ૧૨૦ ૦–૫

**દાસબોધ**–ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની
ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર
વિચાર ઈ૦ અનેક પ્રકારના **સમર્થ રામદાસ**ના ઉપદેશો ૬૪૮ ૨–૮

**સ્વામી રામતીર્થના સદુપદેશો**–આત્મકૃપા, બ્રહ્મચર્ય,
રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ
નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો
કોણ છે ? વગેરે બાબતો સમજાવતાં
વ્યાખ્યાનો, ઇત્યાદિ–(ગ્રંથ ૧ લા રૂપે)... ... ૫૬૪ ૨–૮
સદુપદેશો–(ગ્રંથ ૩ જા રૂપે) ... ... ... ૫૨૦ ૨–૮

**તુકારામ ગાથા**–બે ગ્રંથોમાં–પ્રભુપ્રેમ, ભક્તિ, જ્ઞાન અને
વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ૧૮૪૦ ૬–૦

**વિવેકાનંદસાર**–વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે
વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨૬૪ ૨–૦

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–ધર્મ એટલે શું ? ભક્તિનું
ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભારતખંડનું ભવિષ્ય,
આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા,
પ્રભુપ્રેરિત વાતો, પત્રો, ઈત્યાદિ

સદુપદેશો–(ભાગ ૪–૫ રૂપે) આવૃત્તિ ૨ જી ૧૦૦ ૨–૪
ભક્તિયોગ–આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) ... ૩૮૪ ૧–૮
પાતંજલયોગ ને જ્ઞાનયોગ (ભાગ ૧૦–૧૧ રૂપે) ૫૬૦ ૨–૦

## તો તથા વીરપુરુષોનાં જીવનચરિત્રો—

સાંઈબાબા–શિરડીના પ્રખ્યાત સંતનું ચરિત્ર ... ... ૪૯૬ ૩–૦
રામકૃષ્ણ પરમહંસ–પ્રેરણાદાયી અદ્‌ભુત ચરિત્ર ... ૬૦૮ ૨–૮
સ્વામી વિવેકાનંદ–જીવનનાં બધા પ્રસંગો આલેખતું ...
વિસ્તૃત ચરિત્ર ... ... ૭૮૪ ૩–૦
સ્વામી રામતીર્થ–વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે ૬૭૨ ૩–૦
સંત તુકારામ–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર... ૬૪૮ ૨–૮
ચૈતન્ય મહાપ્રભુ–ત્રણ ગ્રંથોમાં વિસ્તૃત ચરિત્ર ... ... ૧૫૯૬ ૬–૮
જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ : બે ચરિત્રો... ૫૦૪ ૨–૮
સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો... ૪૨૪ ૧–૬
શ્રી રામચંદ્રદત્ત ને નાગમહાશયનાં ચરિત્રો ... ૩૩૬ ૧–૦
મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને } ... ... ૨૫૬ ૦–૧૦
મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો }
ભક્તચરિત્ર–નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં
મહાન ૨૯ ભક્તોનાં અદ્‌ભુત અને પ્રેરણાદાયી ચરિત્રો ૫૨૮ ૨–૮
આદર્શ ચરિત્રસંગ્રહ–ભાગ ૨ જો–બોધક ૭૦ ટૂંકાં ચરિત્રો ૬૨૪ ૨–૮
મુસ્લિમ મહાત્માઓ–૯૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો, ૭૫૬ ૨–૪
નાનક–ચરિત્ર, અન્ય નવ ગુરુઓના ટૂંકા પરિચય સાથે ૭૨ ૦–૬
મહર્ષિ દયાનંદ–ગૂજરાતના મહાન જ્યોતિર્ધરનું ચરિત્ર ૧૫૨ ૧–૦
મહાવીર–ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર... ... ... ૫૬ ૦–૬
રમણ મહર્ષિ–ટૂંકો પરિચય ને બોધ (સ્વામી માધવતીર્થ) ૧૮૪ ૧–૦
શ્રી તૈલંગ સ્વામી, વિશુદ્ધાનંદ તથા પોહારીબાબાનાં ચરિત્રો ૮૮ ૦–૪

## તિહાસિક તથા સાહિત્યવિષયક ગ્રંથો—

ભારતના વીરપુરુષો–ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો ૩૩૬ ૧–૪
વીર દુર્ગાદાસ અથવા રાઠોડ સરદારો–મારવાડના રાજપૂત
યુગના આ નરકેસરીનું વિરત્વ ભર્યું વૃત્તાંત... ૩૦૪ ૧–૦
કચ્છની લોકવાર્તા–(શ્રી. ડુંગરશી ધરમશી સંપટ)...
કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ ૩૫૪ ૨–૦

સાહિત્યઆરંભિકા–ગુજરાતી સાહિત્યના વિકાસનો ...
ઇતિહાસ: વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ... ૧૫૨ ૧–૦
ગુજરાતની ગઝલો–(દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત)
જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧–૦
જયભારતી–શ્રી. રાયદાકૃત ભારતની ચડતીપડતીનું દિગ્દર્શન ૩૬ ૦–૬

## ખાસ સ્ત્રી ઉપયોગી ગ્રંથો—

સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો–સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસા
હક, ગામડાંની સ્ત્રીઓનો પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક
સંપત્તિ, ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઈ૦ અનેક વિષયો ૨૫૬ ૧–૮
કલ્યાણમયી–વાર્તાના સ્વરૂપમાં સ્ત્રીઉત્કર્ષની ભાવનાને
રજૂ કરતો ગ્રંથ: આવૃત્તિ ૨ જી ... ... ૨૧૬ ૧–૦
ભારતની દેવીઓ–ત્રણ ગ્રંથો: પ્રાચીન તથા અર્વાચીન
૫૨૮ સતીઓનાં ચરિત્રો: સૌથી મોટો ને સસ્તો સંગ્રહ ૨૨૬૮ ૯–૦
કલ્યાણ માતા અને સદ્ગુણી પુત્રી–સ્ત્રી ઉપયોગી ટૂંકી
ચાર વાતો–બાલિકાઓ માટે ખાસ ઉપયોગી ૧૬૦ ૦–૮
ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો–સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૫૮૮ ૨–૮
" – " ૨ જો–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૫૭૬ ૨–૮
" – " ૫ મો–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૪૦૮ ૨–૮
" – " ૬ ઠ્ઠો–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૭૨૦ ૨–૮

## સ્ત્રી–વૃદ્ધો–બાલકો માટે ઉપયોગી સ્વર્ગનાં પુસ્તકો—

સ્વર્ગનું વિમાન–ભક્તિમાર્ગના ટૂંકા ૩૨૫ રમુજી દાખલા ૩૭૨ ૨–૦
સ્વર્ગની કૂંચી–સદ્વર્તન રાખતાં શીખવનારું પુસ્તક ... ૩૭૨ ૨–૦
સ્વર્ગનો ખજાનો–ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી ... ... ૩૧૨ ૨–૦
સ્વર્ગનો પ્રકાશ–જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ...
પાગલ હરનાથની જાણવા લાયક વાતો ... ૩૩૬ ૨–૦
સ્વર્ગનો આનંદ–ભક્તિના અનેક પ્રકારો ઈત્યાદિ ... ૩૬૦ ૨–૦
સ્વર્ગની જિંદગી–કંગાળ મનોદશાને માટે ભોમિયારૂપે ૩૦૦ ૨–૦
સ્વર્ગની સડક–સ્વર્ગપ્રાપ્તિ માટેનો રસ્તો બતાવનાર ૪૬૮ ૨–૦
સંસારમાં સ્વર્ગ–સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક ૩૪૮ ૨–૦
સ્વર્ગની સીડી–મોક્ષમાર્ગના ૧૨ પગથિયાંની સમજ... ૩૬૦ ૨–૦
સાચું સ્વર્ગ–ભક્તિ ને જ્ઞાન વિષયક સાદી વાતો ... ૪૬૨ ૨–૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**આત્મનિરીક્ષણ ને સંકલ્પ**–રમણલાલ વ૦ દેસાઈ વ્યક્તિગત અને સમાજની નિર્બળતા ઉપર ટકોર કરી સ્વસુધારણા માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક ... ૧૬૦ ૧–૦

**સુબોધપુષ્પવાટિકા**–શેખસાદીકૃત નીતિવિષયક મધુર અને હૃદયગ્રાહી શૈલીમાં લખાયલું પુસ્તક: સજ્જની, ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ, ઇ૦ ૧૩૬ ૦–૫

**સુબોધ કથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨–૦

**આગળ ધસો**–ચેતનાપ્રેરક મહાન ગ્રંથ (આવૃત્તિ ૩૭) ૪૬૮ ૨–૮

**ભાગ્યના સ્રષ્ટાઓ**–પોતાનું ભાગ્ય કેવી રીતે રચી શકાય તે બતાવતું દૃષ્ટાંતો સાથેનું ઉત્સાહપ્રેરક પુસ્તક ૫૬૪ ૨–૮

**સુખી જીવનનાં સાધન**–વ્યાવહારિક સુખ મેળવી આનંદી જીવન ગાળવા ઉત્સાહ પ્રેરતું પુસ્તક... ૩૧૨ ૧–૮

**આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧–૨ બોધક અને અનુકરણીય ૮૧૯ દૃષ્ટાંતોનો સંગ્રહ ૬૨૮ ૪–૦

**કતલખાનું**–મજૂરોનાં અનેકવિધ દુઃખોનો તાદૃશ્ય ચિતાર રજૂ કરતી નવલકથા. (અપ્ટન સિંકલેરકૃત) ૬૯૬ ૩–૦

**શુભસંગ્રહ**–(ભાગ ૧, ૨ ને ૬) જુદા જુદા ત્રણ ગ્રંથોમાં ઘરગથુ દવાઓ તથા ઉપયોગી માહિતીના ૪૦૧ લેખોનો સંગ્રહ ૧૪૭૨ ૫–૪

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

**આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ**–અનેક વનસ્પતિઓના ગુણ–દોષ, ઉપયોગ તેમ જ રોગો, તેનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ: ૧૦મી આવૃત્તિ ૮૩૨ ૬–૦

**આપણો ખોરાક**–ડૉ. મિનુ મસાણી; રોજ કેવો ને કેટલો ખોરાક લેવો જોઈએ, તે વૈજ્ઞાનિક ઢબે સમજાવતું પુસ્તક. ૧૨૦ ૦–૨

**ઔષધિ કલ્પલતા**–જડ અને હઠીલા રોગો ઉપર જુદી જુદી સાદી ૪૬ ઔષધિઓના સેવન વિષે સમજાવતી ૧૧૨ ૦–૧

**વૈદક સંબંધી વિચારો**–બે ભાગમાં, આરોગ્ય અને વૈદકના ઉપયોગી ૨૯૧ લેખોનો સંગ્રહ ૧૧૧૧ ૩–૧

**આયુર્વેદ નિબંધમાળા**—ભાગ ૧ લો તથા ૨ જો
વૈદ્ય તીલકચંદ તારાચંદકૃત: આયુર્વેદ પ્રમાણે ચિકિત્સા પદ્ધતિ સમજાવતો અનેક રોગ, તેનાં લક્ષણ, કારણ અને તેના સચોટ ઉપચારોનો ઉત્તમ સંગ્રહ ... ... ૧૧૫૨ ૪–૪

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**—મ૦ ગાંધીજીકૃતઃ શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, અકસ્માત, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય, વગેરે ૧૨૮ ૦–૮

## બાળકો માટેનાં પુસ્તકો—

**બાળકોના વિવેકાનંદ**—બાળોપયોગી ટૂંકું ચરિત્ર ... ... ૫૬ ૦–૪
**બિરબલ અને બીજા**—લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે બાદશાહ અને બિરબલ તથા બીજી રમુજવાતોનો સંગ્રહ ... ૨૮૦ ૧–૮
**ભારતીય નીતિકથાઓ**—મહાભારતમાંની ૫૨ વાતો... ૧૯૨ ૦–૮
**સુબોધક નીતિકથા**—સ્વ૦ બિરબલકૃત ૧૫૨ બોધપ્રદ વાતો ૨૩૨ ૦–૮
**સદ્ગુણી બાળકો**—૬૯ ખરા બનાવોનો સંગ્રહ... ... ૧૩૬ ૦–૮
**બાળસદ્બોધ**—વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... ૧૨૦ ૦–૪
**બાળકોની વાતો**—ભાગ ૧ લોઃ બોધપ્રદ ૨૧ વાતો. ... ૮૪ ૦–૬
,, ,, ભાગ ૨ જોઃ બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૨૬૪ ૦–૮

## ત્રણ આના શ્રેણીનાં પુસ્તકો

**ગીતાસંકલન**—સંપાદકઃ શ્રી૦ રમણ મહર્ષિ મોઢે કરવા જેવા ગીતાના ૪૧ શ્લોકો ઇ૦ સરળ અર્થ સાથે ... ૦–૩
**મનને**—એક સંતની મનોનિગ્રહ પ્રેરતી કવિતાઓ ... ... ... ૦–૩
**વિચાર સૂર્યોદય**—તત્ત્વજ્ઞાનની બાળપોથી જેવું વેદાંતનું સરળ પુસ્તક ૦–૩
**મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ**—સ્વ૦ કલાપિકૃત ૦–૩
**જેસલ અને તોરલ તથા ગોપીચંદ ને જાલંધર**— ,, ,, ૦–૩

## ચિત્રો ઈત્યાદિ

**પરમહંસ શ્રીરામકૃષ્ણ કેશવચંદ્રસેનના ઘેર**... ... ... ૦–૨
**શ્રીચૈતન્ય મહાપ્રભુનું સંકીર્તન**—(ત્રિરંગી ચિત્ર) ... ... ૦–૨
**જ્ઞાનપટ, સોપાનપટ અને જ્ઞાનબાજી** ... ... ... ... ૦–૧

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, અમદાવાદ અને
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨

# અનુક્રમણિકા

# સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો

## ૧ : પ્રારંભ

'કાયદાએ સ્ત્રી અને પુરુષ વચ્ચે કોઈ જાતની અસમાનતા રાખવી ન જોઈએ. દીકરા અને દીકરી વચ્ચે કોઈ જાતનો ભેદભાવ ન હોવો જોઈએ.'—ગાંધીજી

છેલ્લાં કેટલાંક વર્ષોથી સ્ત્રીજાતિમાં જાગૃતિનાં ખૂબ આંદોલનો ચાલી રહ્યાં છે. પોતાની પરાધીન અવસ્થામાં લાચારીભર્યો સંતોષ ન માનતાં નારીઓએ આજે સમાનતા અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે માથું ઊંચક્યું છે. દરેક વિચારશીલ સમાજ કે વ્યક્તિને આજે એટલું તો કબૂલ કર્યા વિના છૂટકો નથી, કે સ્ત્રીની ઉન્નતિ વિના સમાજની ઉન્નતિ નથી અને જગતની આગેકૂચ નર અને નારીનાં હાથોહાથનાં મિલન વિના થનાર નથી. સ્ત્રીની અવનત દશાનું મુખ્ય કારણ પરંપરાથી ચાલી આવતી પુરુષની આક્રમણકારી અને અન્યાયી પ્રવૃત્તિ છે, અને જ્યાંસુધી આ પરિસ્થિતિમાં યોગ્ય પલટો નહિ થાય ત્યાંસુધી આખા સમાજની અધોગતિ ચાલુ જ રહેવાની; તે પણ નિઃશંક છે.

સ્ત્રીજાતિને શિક્ષણદ્વારા પોતાનાં આત્મબળ અને વિકાસમાં વિશ્વાસ આવતો જાય છે, તેની સાથે આજે જે અસમાન વર્તન તેમની પ્રત્યે ચાલી રહ્યું છે, તેનો વધારે ને વધારે ઉગ્ર વિરોધ થતો જાય છે; "નર સમોવડી" નારી આજે પોતાની પ્રગતિ સાધવા દરેક દિશામાં ભગીરથ પ્રયત્નો કરી રહી છે. સ્ત્રીઓ

કહે છે, કે અમારા વિકાસ આડે બંધ કરી રાખેલાં દ્વારો અને માર્ગો ખુલ્લાં થતાંવેંત જ અમે સિદ્ધ કરી આપીશું, કે પુરુષથી અમે જરા યે ઊતરતાં નથી; પરંતુ બરોબરી કરવા સમર્થ છીએ. શારીરિક રચનાના ભેદભાવને કારણે અને પ્રજોત્પત્તિના વિશિષ્ટ નારી અવયવોમાંથી નિષ્પન્ન થતી મર્યાદાઓને કારણે સ્ત્રી અને પુરુષનાં સર્વ કાર્ય અને ક્ષેત્ર સમાન ન હોઈ શકે; પરંતુ તેથી કેં નર અને નારીના સમાન દરજ્જાને ઇન્કારી શકાય નહિ, કારણ કે બન્નેના પ્રશ્નો એક જ છે; બન્નેની જીવન-નિષ્ઠા સમાન છે. આજે સ્ત્રીઓના વિકાસમાં અંતરાયરૂપ નીવડતી અનેક મુશ્કેલીઓમાં કાયદો જે ભાગ ભજવી રહ્યો છે તે તથા તેના અંગેની મુખ્ય બાબતો ઉપર જ અહીં ચર્ચા કરવામાં આવી છે.

આ વિષયની ચર્ચામાં ઊતરતાં પહેલાં જરા ભૂતકાળ-ની સ્થિતિનું સહેજસાજ સંક્ષિપ્ત નિરીક્ષણ કરવાનું અસ્થાને નહિ જણાય.

આદિ સમયમાં જગતના સર્વ ભાગોમાં સમાજવ્યવસ્થામાં સ્ત્રીનું સ્થાન વિશિષ્ટ હતું. દરેક પ્રજાનાં ન્યાયશાસ્ત્રોમાં અને નીતિનિયમોમાં નારીત્વ વિષે ઉચ્ચ આદર્શો ધ્યેયમાં રાખી મુખ્ય સિદ્ધાંતો રચાયા હતા. એકલા આર્યાવર્તમાં જ નહિ, પરંતુ ઇજિપ્ત અને ગ્રીસની જૂની ઐતિહાસિક પ્રણાલિકાઓમાં પણ સ્ત્રીનું સ્થાન પુરુષથી જરા પણ ઊતરતી પંક્તિનું ન હતું. સંસ્કૃત ન્યાયસૂત્રોમાં પણ સરસ્વતી પ્રધાનપદ ભોગવે છે. અપાલા અને ઘોષા ઋગ્વેદમાં અગત્યનું સ્થાન ધરાવે છે. ગાર્ગી અને મૈત્રેયીના નામથી કોણ પરિચિત નથી?

પ્રાચીન સમયમાં, માનવજાતિના વિકાસના ઘડતરમાં,

પ્રજાએ રખડતી ભટકતી ટોળકીઓ મટીને, ખેતીને નિર્વાહનું સાધન બનાવ્યું, એક નિશ્ચિત સ્થાનમાં સમૂહગત વસવાટ કર્યો અને નાની નાની જાતિઓમાં પોતાની રચના કરવા માંડી. તે સમયે માનવને પોતાના જાતિબંધુ સાથે અનેક લડાઈઓ અને મારામારીઓ થતી, અને તેમાં જંગલી પશુબળથી લૂંટફાટો ચાલતી. જિંદગી જોખમો અને સંકટોથી ભરપૂર રહેતી. સ્ત્રીઓ અને બાળકોની સ્થિતિ તો તદ્દન બિનસહીસલામતીભરી હતી. આવા સંજોગોમાં સબળ પુરુષે પોતાના પ્રબળ કાંડાબળથી સ્ત્રીના ઉપર સ્વામિત્વ પ્રાપ્ત કર્યું; પોતાનો પ્રભાવ ચાલુ રાખવા તેમણે તેના ઉપર ભિન્નભિન્ન પ્રકારના અંકુશો લાધ્યા અને એમ સ્ત્રીજાતિને પોતાના સંપૂર્ણ કબજામાં રાખી દીધી. એ વખતે સ્ત્રી પુરુષની લગભગ જંગમ મિલ્કત સમાન જ લેખાતી હતી. આ પરિસ્થિતિ જગતના ઘણા ખરા ભાગોમાં સામાન્ય હતી.

વળી, તે સમયના ધર્મોમાં પણ સ્ત્રીનું સ્થાન તદ્દન હલકું ગણવામાં આવ્યું છે. યહૂદી ધર્મ અને તેમાંથી વિકાસ પામેલા ખ્રિસ્તી અને મુસલમાન ધર્મોએ પણ સ્ત્રીઓને હલકી અને ઊતરતી હરોલમાં મૂકી છે. હેલનિક સંસ્કૃતિના પ્રગતિમય સમયમાં પણ સ્ત્રીઓ ઉપર ખૂબ અંકુશો મૂકયા હોવાનું જણાઇ આવે છે. હિંદુ સ્મૃતિ લખાઇ ત્યારે આ દેશમાં પણ બ્રાહ્મણો અને પંડિતોની અસરથી કાંઇક આવું જ વાતાવરણ હતું.

વૈદિક સમયમાં સ્ત્રીનું સ્થાન ઘણું ઊંચું અને વિશિષ્ટ પ્રકારનું હતું, તે વાત તો આપણે આગળ જોઈ ગયા. લગ્નસમારંભ પછી પત્ની પતિગૃહે આવતી, ત્યારે તેનું ખૂબ સન્માન થતું અને પતિના દરેક કાર્ય અને અવસરમાં તે સમભાગીની બની રહેતી. ઉપર જણાવ્યા અનુસાર પાછળથી સ્ત્રી

પરાધીન દશામાં મુકાઇ ગઇ હતી, અને પુરુષની મિલ્કત તરીકે લેખાતી હતી.

સ્ત્રીને મિલ્કત તરીકે ગણવાનું તત્ત્વ હિંદુસમાજમાં ખહુ મોડેથી આવ્યું હોય એમ જણાય છે. પરંતુ અસલની અરબ, ગ્રીક અને રોમન પ્રજામાં આવી પરિસ્થિતિ હોવાના અનેક આધારો મળી આવે છે. પુરુષો પોતાની પત્નીઓને સગાંસબંધીઓમાં કે મિત્રમંડળમાં આનંદભોગ માણવા માટે, કે પ્રજોત્પત્તિના કાર્ય માટે, કે પૈસા કે બદલો લઈ મોકલતા હતા. પ્લુટાર્ક પોતાના "રિપબ્લિક"માં આ વસ્તુનો શરીરશાસ્ત્રની દૃષ્ટિએ બચાવ કરે છે, અને લાયકરગસ આ વાતનું એવી રીતે સમર્થન કરે છે, કે સંતાનો માતપિતા કરતાં રાજ્યની, સમાજની મિલ્કત ગણાય અને સમાજનો ઉદ્દેશ શ્રેષ્ઠ અને સુદૃઢ પ્રજા ઉત્પન્ન કરવા સિવાય બીજો કોઇ હોઈ શકે નહિ; જો આપણે ગાય-ઘોડાની ઓલાદ સુધારવા પ્રયાસ કરીએ, તો પછી સ્વબાંધવોને સુદૃઢ અને સશક્ત બનાવવા આપણે કેમ કટિબદ્ધ ન થવું જોઈએ? સોક્રેટિસ જેવાએ પણ પોતાની પત્ની ઝેન્ટેપેને પોતાના યુવાન શિષ્ય અને મિત્રને અંગઉધાર આપ્યાની વાત કહેવામાં આવે છે. કેટોએ પોતાની સ્ત્રી 'હોરટેનસીયસને બક્ષિસ તરીકે આપી હતી. આવી પ્રથા ઇજિપ્તમાં, ઇરાનમાં, એસીરિયામાં, બેબિલોનિયામાં અને બીજી અનેક જાતોમાં સામાન્ય રીતે પ્રચલિત હોવાનાં અનેક પ્રમાણો મળી આવે છે.

સ્ત્રીને પોતાના કબજામાં અને અંકુશમાં રાખી શકાય તેવા પ્રકારનું જીવન અને સમાજવ્યવસ્થા પુરુષે ઘડેલાં છે. સ્ત્રીને શારીરિક અને માનસિક વિકાસ સાધવાની કે પોતાનું વ્યક્તિત્વ સાચવવાની યોગ્ય તક મેળવવા દીધી નથી. સ્ત્રીઓને જે મર્યાદિત છૂટો અને હક્કો મળેલ છે તે પણ પુરુષને અનુકૂળ જણાયું છે ત્યાંજ.

સમયના પ્રવાહમાં સ્ત્રીજાતિએ વિચારશીલ પુરુષવર્ગના સહકારથી પરાધીન દશામાંથી મુક્તિ મેળવવા પ્રયાસ આદર્યા છે, અને આજે તો તે દિશામાં ઠીક ઠીક પ્રગતિ થઈ છે તે જોઈ શકાય છે.

જૂના વખતમાં જાતિ અને કોમના તે સમયના પુરુષરચિત રીતરિવાજો અને ધર્મગ્રન્થોનાં પ્રમાણોને અનુસરીને કાયદાઓ ઘડાયા છે, અને તે કાર્ય પણ પુરુષને હસ્તક રહેલું તેથી તે કાયદાઓમાં સમદૃષ્ટિ રહી નથી; તેમ જ તે પક્ષપાતી છે, આથી તે દ્વારા સ્ત્રીની ગુલામીની બેડીઓ વધારે મજબૂત બનાવવામાં આવી છે.

અસલના કાયદાઓનું મૂળ આ પ્રકારનું હોઈ વખત જતાં તેમાં ખૂબ ફેરફારો થતા આવ્યા છે. પશ્ચિમની મહિલાઓએ પોતાના હક્કો અને અધિકારો માટે સૈકાઓથી લડત જારી રાખી છે અને મહાભગીરથ પ્રયત્નો અને સાહસો તથા સંકટો વેઠીને નૂતન સ્ત્રીએ આજના સમાજમાં ગૌરવવંતું સ્થાન મેળવ્યું છે. લગ્ન અને છૂટાછેડાના, વારસા તેમ મિલ્કતની વ્યવસ્થા અંગેના, રાજકીય અને મતાધિકાર વગેરેના ઘણા અગત્યના વિષયોમાં સ્ત્રીએ આજે ઠીક ઠીક હક્કો મેળવ્યા છે. કુદરતની શારીરિક રચનાની ભિન્નતાને કારણે સ્ત્રી અને પુરુષનાં અમુક પ્રમાણમાં જુદાં કાર્યક્ષેત્રો હોવાની વાત પ્રત્યે દુર્લક્ષ ન કરીએ, તો તો આજે યુરોપ-અમેરિકામાં સ્ત્રી પુરુષની સાથે એક જ હરોલમાં ઊભી રહી સમાન હક્કો ભોગવી રહી છે એમ જરૂર કહી શકાય.

પ્રાચીન સમયમાં હિંદની સ્ત્રીઓની સ્થિતિ અન્ય દેશોની સ્ત્રીઓ કરતાં ઘણી ઉચ્ચ પ્રકારની હતી. આર્યગૃહિણી સમાજ અને કુટુંબમાં અગત્યનું સ્થાન ભોગવતી હતી, અને પોતાના પતિના જેટલા જ હક્કો અને અધિકારો ભોગવતી હતી. પતિ-

ગૃહે સ્ત્રીની પ્રતિષ્ઠા અને સ્થાન પુરુષથી જરા પણ ઊતરતું ન હતું—બલ્કે ગૃહવ્યવસ્થામાં તેનું સંપૂર્ણ પ્રભુત્વ હતું. વેદમાં તથા મહાભારતમાં આ વિષે સ્પષ્ટ આધારો મળી આવે છે. સ્ત્રીને પુરુષની અર્ધાંગના અને શ્રેષ્ઠ સાથી ગણવામાં આવી છે. દુઃખના દાવાનળમાં માતાની જેમ દિલાસો દેનાર, પિતાની જેમ સલાહ આપી શકનાર અને જગતના વંટોળમાં અને પ્રચંડ પ્રલયમાં એક જ આધાર તરીકે ઊભી રહેનાર સ્ત્રી છે, એવાં વર્ણનો મળી આવે છે. પાછળથી આ સ્થિતિમાં પલટો થયો, અને સ્ત્રી ખૂબ અવનતિ અને દુઃસહ્ય સંકટમાં મૂકાઈ. આજે જ્યારે પશ્ચિમની બહેનોએ પોતાની પ્રગતિ અસાધારણ ગતિથી સાધી છે, ત્યારે હિંદની સ્ત્રી સૈકાઓથી ચાલી આવતી પછાત અને ગુલામ અવસ્થામાં જ રહી છે. આપણી સામાજિક સ્થિતિ બીજા દેશોની સરખામણીમાં ઘણી જ ઊતરતી અને શરમજનક છે. સામાજિક કુરિવાજોએ, ચિત્રવિચિત્ર વહેમોએ અને ભિન્નભિન્ન કોમોનાં અને પેટાજ્ઞાતિઓનાં તરેહતરેહનાં બંધનો અને અંકુશોએ, સ્ત્રીની અવનત દશામાં બહુ નજીવો સુધારો થવા દીધો છે. કાયદો એ સમાજની સ્થિતિનું પ્રતિબિંબ હોઈ, આવા સંજોગોમાં સ્ત્રીઓ માટે કાયદામાં હક્કોના કરતાં આડખીલીઓ વધારે પ્રમાણમાં હોય તે તદ્દન સ્વાભાવિક છે.

આજે રૂઢિચુસ્ત અને સંકુચિત માનસ સામે ક્રાંતિકારક આંદોલનો ચાલી રહ્યાં છે અને સૈકાઓથી ગુલામી દશામાં સબડતી સ્ત્રી પોતાના માર્ગમાં આડે આવતા અંતરાયો તોડી આગળ વધવા કટિબદ્ધ બની છે. સમાનતાના નૂતન આદર્શો આજે દરેક સ્ત્રીના મનમાં રમી રહ્યા છે અને સ્ત્રી પોતાના હક્કો પર સ્વતંત્ર ઊભી રહેવા માગે છે. સ્ત્રી–પુરુષના હક્કો વચ્ચે કાયદામાં હજુ ઘણો ભેદભાવ છે. તે અંતરને દૂર કરવાના પ્રયાસો ખૂબ ગતિમાન બન્યા છે. આજની દરેક વિચાર-

શીલ વ્યક્તિનું સ્પષ્ટ મંતવ્ય છે, કે જ્યાંસુધી સમાજનું અર્ધું અંગ યોગ્ય અવસ્થા પ્રાપ્ત નહિ કરે ત્યાંસુધી સાચી સામાજિક ઉન્નતિ અને સંસ્કૃતિ આવવાની નથી. "જે રાષ્ટ્રો કે જે પ્રજાઓ સ્ત્રીઓને માન આપતાં નથી તે કદી મહાન થયાં નથી અને થવાનાં પણ નથી." ગાંધીજી કહે છે કે "સ્ત્રીઓ જગન્માતાની સાક્ષાતમૂર્તિઓ છે. તેમનો ઉદ્ધાર નહિ કરો તો તમારા ઉદ્ધારનો બીજો એક રસ્તો છે એમ નહિ માનતા."

આજની પરિસ્થિતિ નિહાળતાં પ્રથમ દૃષ્ટિએ જ નિષ્પક્ષપાત નિરીક્ષકને માલૂમ પડશે કે સ્ત્રીનું સ્થાન બહુ જ હલકું ને દુઃખજનક છે. આજે સ્ત્રીને પુરુષની ગુલામડી બનેલી આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ, અને તેનું એક મુખ્ય કારણ હાલનો કાયદો છે. સ્ત્રીની ઉપર ચાલી રહેલો અન્યાય અટકાવવા અને સમસ્ત સમાજની ઉન્નતિ માટે તેની માતૃજાતિને કલંકરૂપ સ્થિતિમાંથી ઉગારી લેવા તાત્કાળિક પ્રવૃત્તિ હાથ ધરવાની જરુર છે. "નારીજનની સ્થિતિને માપે આખા સમાજની સંસ્કૃતિનું માપ મપાય છે."× અને જ્યાંસુધી હાલની સ્થિતિમાં ફેરફારો કરવામાં નહિ આવે ત્યાંસુધી સમસ્ત જનસમાજનો ઉદ્ધાર નથી થવાનો તે ચોક્કસ વાત છે. જુગજુગની ગુલામગીરીનો અંત લાવવો એ કાર્ય ખચિત સહેલું તો નથી; પરંતુ યોગ્ય પ્રયત્નોની પાછળ સારું પરિણામ એની મેળે જ ચાલ્યું આવશે, એવી આશા રાખીએ તો તે અઘટિત નહિ ગણાય.

---

× લગ્નપ્રપંચ

## ૨ : લગ્ન અંગેના પ્રશ્નો

**સામાન્ય :**

દરેક દેશમાં ભિન્નભિન્ન કોમો અને જાતો અસ્તિત્વ ધરાવતી હોઈ લગ્નના રીતરિવાજ, વિધિ, કાયદા અને તેને અંગેનાં પરિણામો પણ તરેહતરેહનાં છે, તેમ લગ્નની વ્યાખ્યા પણ નિરનિરાળી છે. પશ્ચિમમાં લગ્ન સ્ત્રી અને પુરુષનું સ્વૈચ્છિક જોડાણ–એક કરારરૂપી વસ્તુ છે, જ્યારે હિંદની ઘણીખરી કોમોમાં પરણનારની ઇચ્છા એ લગ્નનું આવશ્યક અંગ સ્વીકારાયું નથી. ધર્મનાં મૂળતત્ત્વો અને સિદ્ધાંતો ઉપરથી તેમ જ પ્રચલિત રિવાજો ઉપરથી કાયદાએ લગ્નના પ્રકારો અમુક નિયમોથી નિશ્ચિત કરેલા છે.

થોડા સૈકાઓ ઉપર યુરોપમાં પણ કાયદાની દૃષ્ટિએ લગ્ન-સંસ્થામાં સ્ત્રીનું સ્થાન વિચિત્ર હતું. બહુપત્નીત્વ સીધી રીતે પ્રચલિત ન હતું; પરંતુ ગ્રીસ અને રોમ જેવા દેશોમાં રખાતો રાખવાની પ્રથા અને રિવાજ સાવ સામાન્ય હતાં. તેવા સંબંધને ગૌણ પ્રકારના લગ્નસમાન જ સ્વીકૃત કરેલ. આ સંયોગ-માંથી થયેલ સંતતિ કાયદામાં યોગ્ય વારસદાર બનતી હતી. પ્રાચીન હિન્દમાં પણ બહુપત્નીત્વ હોવાનાં અનેક દૃષ્ટાંતો મળી આવે છે.

પહેલાં લગ્ન એક વિધિ તરીકે ધાર્મિક અંકુશો હેઠળ હતું. પાછળથી રૂઢિ જડ ધાર્મિક રીતરિવાજો સામેના બળવાએ યુરોપમાં પુર્નઘટનાનો ઇતિહાસ રચ્યો છે. ઈંગ્લાંડમાં પણ અગાઉ લગ્ન એક પવિત્ર સંસ્કારવિધિ હતો, અને તેના ઉપર ધર્માધિકારીઓનો સંપૂર્ણ કાબૂ હતો. વખત જતાં પાર્લામેન્ટે નૂતન નિયમનો રચી લગ્નના સ્વરૂપમાં મહત્ત્વના ફેરફારો કર્યા.

તે સમયથી લગ્ન રજિસ્ટ્રાર સમક્ષ પણ કરી શકવાનું શક્ય બન્યું, તેમ જ લગ્નને એક કરાર તરીકે ગણવાનું પણ નિશ્ચિત થયું અને ધર્મને નામે જે હીન અંકુશો પ્રવર્તી રહ્યા હતા તે સર્વ ચાલી ગયા. કાયદા અનુસાર લગ્ન સ્ત્રી–પુરુષ વચ્ચેનો કરાર હોઇ સ્ત્રી–પુરુષ પરસ્પર લગ્ન કરવાનો કોલ આપે છે, અને એકનું વચન બીજાના વચનના બદલા તરીકે ગણાય છે. પરસ્પર કરાર કરવાની અનિવાર્ય આવશ્યક્તા હોવાથી સગીર વયના પરણનારાઓ પોતાના વાલીની સમ્મતિ વિના લગ્ન કરી શકતાં નથી. ઈંગ્લેંડના કાયદામાં આજે સ્ત્રીઓએ લગ્ન અંગેના તમામ હક્કો અને પરિણામોમાં લાભદાયી અધિકારો પ્રાપ્ત કર્યા છે; જ્યારે તેથી ઊલટી પરિસ્થિતિ હિંદની મહિલાઓની છે. આ દેશના કાયદાઓમાં મોટા પ્રમાણની સ્ત્રીસંસ્થાનું સ્થાન અત્યંત હલકું, દુઃખદાયક અને ઘૃણાજનક છે.

હિંદુ, મુસલમાન, બુદ્ધ અને જૈનધર્મના અનુયાયીઓ માટે લગ્નનો ખાસ થડેલ કાયદો નથી; પરંતુ દરેક ધર્મના મુખ્ય સિદ્ધાંતો અને આધારો ઉપર લક્ષ્ય રાખી, સૌ સૌના રીતરિવાજો અનુસાર કાયદાએ ચોક્કસ ધારાઓ દર્શાવ્યા છે. પારસીઓ, ખ્રિસ્તીઓ અને મદ્રાસની અમુક કોમો માટે લગ્નના સ્પષ્ટ કાયદાઓ નિશ્ચિત થયેલા છે.

હિંદુ સંસ્કૃતિમાં લગ્ન અને પુત્રોત્પત્તિ બહુ જ અગત્યનું સ્થાન ધરાવે છે. યાજ્ઞવલ્કયે ધર્મના આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્તરૂપી ભાગો પાડી ‘વિવાહ’ને આચારમાં મૂકી તેને ધાર્મિક અગત્ય આપી છે. લગ્નને એક પવિત્ર સંસ્કાર–ધાર્મિક ફરજ તરીકે ગણવામાં આવેલ છે.

ઋગ્વેદના સમયમાં લગ્નસંસ્થા સુસ્થાપિત સ્વરૂપમાં હતી અને લગ્નના આદર્શો બહુ ઉચ્ચ કક્ષાના હતા. અપવાદરૂપ બહુ

પત્નીત્વના દાખલા સિવાય એકપત્નીત્વનોજ સામાન્ય રિવાજ હતો. પ્રથમ પત્ની વંધ્યા, રોગિષ્ઠ કે દુરાચારી હોય તો જ તેના પતિને બીજી સ્ત્રી લાવવાની છૂટ મળતી, અને આવાજ પ્રકારની છૂટ સ્ત્રીને પણ હતી. વૈદિક સમયમાં લગ્નની મહત્તા શ્રેષ્ઠ પ્રકારની હતી એટલુંજ નહિ, પરંતુ કુટુંબજીવનના આદર્શો પણ બહુ સરસ હતા. તે વખતે આજના જેવાં જ્ઞાતિનાં કૂંડાળાંઓ અને બંધનો હોવાનો કાંઈ પુરાવો મળતો નથી; બલ્કે આંતરજાતિય લગ્નો થતાં હતાં, તેવાં અનેક દૃષ્ટાંતો મળી આવે છે. વિધવાવિવાહની પણ પ્રાચીનકાળમાં છૂટ હતી તેની અનેક સાબિતીઓ મળી આવે છે. સમયના પ્રવાહમાં વર્ણબંધન મજબૂત અને શિથિલ થયાં તેમ તેમ જ્ઞાતિના વાડાની સંખ્યામાં વધારો થતો ગયો, અને સ્ત્રીની સ્વતંત્રતા ઉપર પણ ખૂબ અંકુશો લદાતા ગયા. એમ દિનપ્રતિદિન સ્ત્રીની અવગતિ થતી ગઇ.

આજના હિંદુ કાયદામાં લગ્નને કરાર નહિ, પરંતુ એક ધાર્મિક, પવિત્ર સંસ્કાર–આત્માની ઉન્નતિ માટે ગણવામાં આવે છે. અવિવાહિત સ્ત્રી પુરુષને ધર્મની અમુક પ્રધાન ક્રિયાઓ કરવાનો પ્રતિબંધ હોવાથી લગ્નગ્રંથીને બહુ અગત્યની ફરજ લેખવામાં આવેલ છે. પરણનારાઓની સમ્મતિને જરા પણ અવકાશ નથી; કારણ કે લગ્નસંબંધ પિતામાતા યોજી શકે છે. તે કરારરૂપે ન હોવાથી પક્ષકારોને લગ્ન રદ કરવાનો હક્ક રહેતો નથી.

પ્રાચીનકાળથી તે ઠેઠ આજસુધી હિંદુજાતિમાં અનેકપત્નીવિવાહ થતો જ આવ્યો છે. જ્યાં પાંચમા વેદ જેવો ગણાતો મહાભારત ગ્રંથ અને મનુસ્મૃતિ જેવો ધર્મગ્રંથ બહુપત્નીલગ્નની આજ્ઞા આપે, ત્યાં પછી બાકી શું રહે ?* આજે પણ એ જ

* લગ્નપ્રપંચ

દશા છે. એકપત્નીલગ્ન તરફ ધીરે ધીરે આદરભાવ વધતો જાય છે; પરંતુ આજનો કાયદો ગમે તેટલી સ્ત્રીઓ કરવાની છૂટ આપતો હોવાથી ઘણીએ સ્ત્રીઓ ભયંકર અને દુઃખદાયક સ્થિતિમાં મુકાતી આપણી પ્રત્યક્ષ નજરે જોઇએ છીએ. હાલના કાયદા અનુસાર પુરુષ ગમે તેટલી સ્ત્રીઓ સાથે લગ્ન કરી શકે છે, પછી ભલે તેની એક પત્ની હયાત હોય કે તેની સગીરાવસ્થા હોય કે પોતે અસાધ્ય રોગિષ્ઠ હોય; કન્યાવિક્રયવાળા લગ્નમાં તો કન્યાની સારી કીંમત ઉપજાવવા સિવાય બીજી કોઈ પણ વસ્તુનો ખ્યાલ કરવામાં આવતો નથી. જ્યારે પરિણીત સ્ત્રીને કોઇ પણ સંજોગોમાં તેના પતિએ ત્રાસ ગુજારી તેને કાયમને માટે ત્યજી દીધી હોય, કે તેનો પતિ નપુંસક હોય, ચેપી કે અસાધ્ય રોગવાળો હોય તો પણ તેને તે પતિની પત્ની તરીકે જ જીવન વ્યતીત કરવાનું રહે છે.

હિંદુ અને મુસ્લિમ કાયદામાં અત્યારે લગ્નના પ્રશ્નોમાં એક ખરાબમાં ખરાબ વસ્તુ હોય તો તે બહુપત્નીત્વની છે. આ વિષયમાં તાત્કાલિક સુધારો કરવાનું આવશ્યક છે, અને વહેલામાં વહેલી તકે અનેકપત્નીત્વવાળાં લગ્નો ઉપર પ્રતિબંધ મૂકતા કાયદા પસાર થવા જોઇએ.

### બાળલગ્ન :

આજના આટલા પ્રગતિશીલ જમાનામાં પણ આપણા દેશમાં દર વર્ષે હજારોની સંખ્યામાં બાળલગ્નો થયાં કરે છે. બાળલગ્નનો કીડો સમાજને કોતરી રહ્યો છે, એમ કોઈએ યથાર્થ કહ્યું છે; અને તેનો અંત લાવ્યા વિના સમાજની ઉન્નતિ પ્રાપ્ત થવાની નથી તે ચોક્કસ છે.

નિષ્પક્ષપાત રીતે ધાર્મિક દષ્ટિકોણથી તપાસીએ તો પણ બાળલગ્નનો ટેકો આપવો તે જરા પણ યથાર્થ નથી. લગ્નને

એક ધાર્મિક સંસ્કાર તરીકે સ્વીકારીને આ પ્રશ્નનું પૃથક્કરણ કરીએ. લગ્નવિધિમાં પતિએ પત્નીનું યોગ્ય પાલનપોષણ કરવાના અને પત્નીએ પતિદેવની આજ્ઞા અને સેવામાં અધીન રહેવાના જે કડક શપથ યજ્ઞની વેદી સમક્ષ લેવાના હોય છે, તે કયા બાલમાનસની સમજશક્તિમાં પ્રવેશી શકે તેમ છે? સ્મૃતિકારોએ તે સમયની સામાજિક પરિસ્થિતિને અનુલક્ષીને, તેમ તે સમયમાં પ્રવર્તી રહેલ અંધાધૂંધી અને અપહરણના જમાનાને અનુસરીને સ્ત્રીને જેમ બને તેમ વહેલી તકે પતિગૃહે વિદાય કરવાનું યોગ્ય ધાર્યું હશે; પરંતુ આજે નથી એવા કોઇ સંજોગો, કે નથી કોઈ નાનુંસૂનું પણ કાંઇ જ વ્યાજબી કારણ કે જે બાળલગ્નની તરફેણમાં બતાવી શકાય. બાળલગ્નપ્રતિબંધક કાયદો થતાં બાળલગ્નોની સંખ્યા ઠીક પ્રમાણમાં કમી થઇ છે, પરંતુ હજુ પણ છૂટાંછવાયાં લગ્નો અવારનવાર થયાં કરે છે અને કેટલીયે કુમળી બાળાઓનાં જીવનને હલાલ કરે છે.

બાળલગ્નથી પરિણમતાં અનિષ્ટો અને ઘોર અન્યાયો વિષે આજે મતભેદને સ્થાન નથી, અને તેવાં લગ્નોમાં સહન કરવાનું મુખ્યત્વે સ્ત્રીને ફાળે જ આવેલું છે. લાખોની સંખ્યામાં નાની બાળાઓ લગ્નસુખની કલ્પના કરવાને પણ શક્તિમાન થાય તે પહેલાં તો વૈધવ્યાવસ્થા પ્રાપ્ત કરે છે. બાળલગ્ન થતું હોય તો તેને અટકાવવા મનાઈહુકમ આપવાનો જે પ્રબંધ તાજેતરમાં થયો છે તેમાં પણ તેવો હુકમ કાઢતાં પહેલાં સામા પક્ષવાળાને નોટિસ આપવાનું કાયદામાં આવશ્યક ઠરેલ હોવાથી, લગ્ન કરનારાઓ નોટિસના ખબર મળ્યે બીજી અનુકૂળ જગ્યાએ છટકી જઇ લગ્નવિધિ આટોપી લે છે અને કાયદાના શુભ હેતુનો છડેચોક ભંગ કરી છૂટથી મહાલતા ફરતા રહે છે. વળી મનાઈહુકમ થયો હોય છતાં પણ બાળલગ્ન કરવામાં આવે તો પણ લગ્ન તો યોગ્ય અને કાયદેસર જ ગણાય છે;

બહુ બહુ તો થોડો દંડ ભરવો પડે. આવા કિસ્સાઓમાં ઘણી વખત સગીર છોકરીનાં સગાંઓ બાળલગ્ન કરતી વખતે ભવિષ્યમાં કેસ કે દંડ થવાની વસ્તુસ્થિતિ ખ્યાલમાં રાખી સામા પક્ષવાળા પાસેથી દંડના પૈસા અનામત લેવાની વ્યવસ્થા કરી રાખે છે.

બાળલગ્ન કરવાનું ગેરકાયદેસર અને ગેરવ્યાજબી હોવા છતાં, લગ્ન કરનાર વરરાજા સગીર બાળાને તેના પિતા પાસેથી પણ કાયદેસર રીતે કબજે લઇ હક્કદાર બને છે.

વળી વૃદ્ધ પુરુષોનાં કુમળી બાળાઓ સાથેનાં લગ્નો પણ આપણે ત્યાં બહુ સામાન્ય છે. આર્થિક સંકડામણમાં સપડાતાં, ઘણાંયે માતપિતા પોતાની નાની પુત્રીઓનું વૃદ્ધ વરરાજાઓને કન્યાદાન કરે છે, આવા દરેક પ્રસંગે સમાજના આબાલવૃદ્ધ સૌ પોતાનો વિરોધ અને તિરસ્કાર દાખવે છે, પરંતુ પ્રજામત બરોબર કેળવાયેલો ન હોવાને કારણે અને કાયદામાં આવાં લગ્નો અટકાવવાની કાંઈ યોજના ન હોવાના પ્રતાપે કેટલાંયે કોમળ કુસુમો ધૂળમાં રગદોળાઈ જાય છે. આ દિશામાં હમણાં ઠીકઠીક ઊહાપોહ ચાલી રહ્યો છે અને થોડા સમયમાં કાયદામાં તથા જાહેરમતમાં આ વસ્તુ પ્રતિબંધિત બની જશે એવી આશા રાખીએ તો અસ્થાને નહિ ગણાય.

**વિધવાલગ્ન :**

ચાલુ સમાજમાં વિધવાની સ્થિતિ હજુ પણ ઘણી જ દયાજનક અને કરુણ છે. પાંચસાત દાયકા પહેલાં જ ઘણીખરી વિધવાઓને બળાત્કારથી સતી બનાવવામાં આવતી હતી તે કોણ નથી જાણતું ? સતી થવા માટે કયા શાસ્ત્રમાં આધાર છે ? છતાં આપણે ત્યાં તો ધર્મને નામે તેનો કડક અમલ થઇ રહ્યો હતો. વિધવાલગ્ન અંગે સ્મૃતિકારોના અભિપ્રાયો તરેહતરેહના છે. જ્યારે વૈદિક ફરમાનોનો ઝીણવટથી અભ્યાસ કરીએ

તો આ પ્રતિબંધ તદ્દન અસ્થાને છે તેમ સ્પષ્ટ જણાય છે. અસલના આર્યોમાં વિધવા પુનર્લગ્ન કરી શકતી. ઋગ્વેદમાં એક એવું પ્રમાણુ પણુ મળી આવે છે કે જેમાં શોકગ્રસ્ત વિધવા સ્ત્રીને દિલાસો આપતાં કહેવામાં આવે છે કે જાગ્રત બની જગતમાં જા અને તારા હાથનો સ્વીકાર કરનારની સાથે જઇ તેહેં યોગ્યપત્નીત્વ ગ્રહણુ કર. આ ઉપરાંત પારાશર, નારદ, વગેરેએ પણુ વિધવાલગ્નની તરફેણુમાં અનુમોદન આપેલ છે.

થોડા વખત પહેલાં જ વિધવાનાં લગ્ન કાયદેસર સ્વીકૃત ગણાતાં ન હતાં. વિધવાઓ ઉપર ચાલી રહેલ સિતમનું યોગ્ય નિવારણુ કરવા સને ૧૮૫૬માં હિંદુ વિધવાના પુનર્લગ્નનો કાયદો પસાર કરવામાં આવ્યો છે અને ત્યારથી વિધવાઓને કાયદેસર પરણુવાની છૂટ મળી ચૂકી છે; જો કે સમાજે તે વસ્તુને અપનાવી લીધી નથી. સમાજની નિંદા અને બહિષ્કૃત થવાના સામાન્ય ભયે વિધવાઓને પરણુનારા બહુ જવલ્લે જ બહાર પડે છે. આ કાયદો હાલ સુધી તો એક મૃતપત્ર સમાન જ રહેલો છે.

## આંતરજાતીય લગ્નો :

હિંદુલગ્નમાં મુખ્ય પ્રશ્ન જ્ઞાતિનો છે. જુદીજુદી જ્ઞાતિના સભ્યો પરસ્પર લગ્નસંબંધ યોજી શકતા નથી, અને તે વસ્તુ અત્યારના કાયદાએ પણુ નિર્મિત કરેલી છે. પ્રથમ તો એક જ્ઞાતિના સભ્યનું બીજી જ્ઞાતિવાળા જોડેનું લગ્ન યોગ્ય ગણાતું ન હતું. પરંતુ સમય જતાં અનુલોમ લગ્ન કે જેમાં ઉચ્ચ કોમનો પુરુષ તેનાથી નીચી ગણાતી કોમની કન્યા સાથે વિવાહસંબંધ કરે તેને કાયદાએ માન્ય કર્યું છે. જ્યારે તેથી વિરુદ્ધના પ્રતિ-લોમ પ્રકારનાં લગ્ન કે જેમાં ઉચ્ચ જ્ઞાતિની કન્યા તેનાથી ઊતરતી પંક્તિના પુરુષ સાથે પરણે તેનો કાયદેસર પ્રતિબંધ છે. આ

લગ્નમાં ભલે તે અનુલોમ હોય કે પ્રતિલોમ હોય, પરંતુ તેમાં પુરુષને કાંઇ ગુમાવવાનું નથી. કોઇ પણ વ્યક્તિને આવાં લગ્નો કરવામાં કાયદો અટકાયત નથી કરતો; પરંતુ લગ્નને અંગે પરિણમતા હક્કો અને અધિકારો વિષે જયારે કાંઇ મૂંઝવણ ઉપસ્થિત થાય છે ત્યારે લગ્ન કાયદેસર રીતે યોગ્ય પ્રકારનું હતું કે નહિ તે પ્રશ્ન ઉપર જ બધી વસ્તુનો આધાર રહે છે. ઘણા યે પુરુષો સ્ત્રીઓને આ વસ્તુથી અંધારામાં રાખી અયોગ્ય લગ્ન કરી સ્ત્રીને પોતાની પત્ની તરીકે રાખે છે, અને પછી ન ફાવે ત્યારે એક ક્ષણમાં ઘરમાંથી કાઢી મૂકે છે. તેવે વખતે કાયદામાં નથી તેવી સ્ત્રીને માટે કાંઈ ભરણપોષણનો અધિકાર, કે ન મળે તેને વારસદારીનો કે મિલ્કતનો કાંઈ હક્ક; ને તેવી જ બૂરી નિરાધાર હાલત તેની સંતતિની થાય છે.

ખ્રિસ્તીઓ, મુસ્લિમો, પારસીઓ, શિખો વગેરેમાં લગ્નની જુદી જુદી પ્રથાઓ છે. આ દરેક કોમમાં સ્ત્રીની પ્રગતિ સામે કાયદો કયાં કયાં અડચણરૂપ બને છે તે આપણે તપાસીશું.

લગ્નના હક્કો પૂરા કરવાનો કાયદો ('રેસ્ટીટયુશન ઓફ કોન્જયુગલ રાઇટ્સ') કે જેથી પતિપત્ની એકબીજાની સાથે રહી લગ્ન અંગેના તમામ હક્કો અદા કરવાની ફરજ પાડી શકે છે, તે કાયદો સ્ત્રીની દૃષ્ટિએ પુસ્તકિયો જ રહ્યો છે. કારણ કે તેનો પ્રત્યક્ષ અમલ જોઈએ તેવી અસરથી કરાવવાનું કાર્ય બહુ મુશ્કેલીભર્યું બને છે. કોર્ટોમાં આ હક્ક મેળવવાના કેસો સ્ત્રીઓ કરતાં પુરુષોએ વધારે કર્યા છે, અને તે પણ ઘણા કિસ્સાઓમાં પુરુષના ઉપર કાયદેસર રીતે સ્ત્રીને ભરણપોષણ આપવાનો બોજો લદાયો હોય તો તે દૂર કરવાના બદહેતુથી જ પુરુષ આ હક્કનો આશ્રય લે છે.

ભરણપોષણના હક્ક તથા વારસાહક્ક માટે આગળ ઉપર જોઇશું.

# ૩ : લગ્નવિચ્છેદ

આજે છૂટાછેડા ઇચ્છનીય છે એટલું જ નહિ, પરંતુ ઘણા કિસ્સાઓમાં તો તેની આજે ખાસ આવશ્યકતા જણાય છે એ વિષે તો દરેક નિષ્પક્ષપાત વિચારક એકમત ધરાવે છે. જો કે આ પ્રશ્ન બહુ અટપટો અને મુશ્કેલીભર્યો છે, છતાંય યોગ્ય નિવારણના વિચાર સિવાય બીજો કાંઈ છૂટકો હવે રહ્યો નથી. જ્યાં પરસ્પર પ્રેમ અને લાગણીને સ્થાને ધિક્કાર કે તિરસ્કાર જ હોય, જ્યાં સુખમય દંપતીજીવનને બદલે દુઃખના ભડકા જ દેખાતા હોય, ત્યાં સ્ત્રી-પુરુષને લગ્નબંધનથી શા માટે એકી સાથે જકડી રાખવાં જોઈએ. એ પ્રશ્નનો જવાબ લગ્નવિચ્છેદ સિવાય બીજો ન હોઈ શકે. કોઈ પણ સંજોગોમાં સુમેળથી સ્ત્રીપુરુષને સાથે રહેવાનું શક્ય ન હોય ત્યાં છૂટાછેડા કર્યા સિવાય બીજો ઇલાજ નથી; અને તેમ કરવાના અભાવે આજે સમાજને અને વ્યક્તિને ઘણાં માઠાં પરિણામો વેઠવાં પડ્યાં છે, તે કોણ નથી જાણતું ?

એક બાજુ પુરુષ પોતાની પત્ની પ્રત્યે અત્યંત તિરસ્કાર-ભર્યું અને ઘૃણાજનક વર્તન ચલાવે, અને બીજી બાજુ પોતે અનીતિમય જીવન ગાળે, ત્યારે સ્ત્રીને તેવા પુરુષ સાથે લગ્ન-ગ્રંથીથી જોડી રાખવી, તેનાથી વિશેષ શો ઘોર અન્યાય હોઈ શકે ?

યુરોપ અમેરિકામાં તેમ પૂર્વના ઘણા દેશોમાં છૂટાછેડાનો રિવાજ સૈકાઓથી ચાલ્યો આવે છે, પરંતુ પહેલાં છૂટાછેડા મેળવવા પરત્વે કાયદાએ તેમ સમાજે જે કડક અંકુશો અને મર્યાદાઓ મૂક્યાં હતાંઃ તે પ્રમાણમાં સ્ત્રીને માટે બહુ ભારે હતાં અને તેથી તેનો ઘણોખરો લાભ ઉઠાવનાર પુરુષવર્ગ જ હતો.

ઈંગ્લાંડમાં જ હજુ થોડા સમય પહેલાં પતિ સ્ત્રીની દરકાર ન કરે, અથવા તેનો ત્યાગ કરે તો પણ સ્ત્રીને છૂટાછેડા મેળવવાનો અધિકાર ન હતો. તાજેતરમાં સને ૧૯૩૭માં પસાર થયેલ કાયદાઓએ છૂટાછેડાના કાયદામાં યોગ્ય ફેરફારો કર્યાં છે અને તેથી સ્ત્રીઓની કફોડી સ્થિતિમાં ઠીકઠીક સુધારો થયો જણાય છે.

"સ્ત્રી પરાધીન દશામાં હોવાથી તેને લગ્નવિચ્છેદનું વધારે કારણ છે, છતાં યે પુરુષે કરેલો અન્યાયી કાયદો તેને વારંવાર આંતરે છે. તે ઉપરાંત પુરુષ કરતાં સ્ત્રીને બાળકોની ઉપાધિ પણ વધારે નડે છે, કારણ કે બાળકો તો માતાની છાતીએ વળગેલાં હોય છે, પિતા તો વારંવાર હાથ ઊંચા કરીને ચાલતો થાય છે. આથી પણ લગ્નવિચ્છેદ કરવામાં સ્ત્રીને અંતરાય નડે છે અને પરિણામે પુરુષ તેને રાખે ત્યાં સુધી ન પાલવતી સ્થિતિમાં યે પડ્યું પાનું નિભાવી લેવું પડે છે."*

ભારતમાં અગાઉ લગ્નવિચ્છેદની પ્રથા હોવાના અનેક આધારો જણાઈ આવે છે. પુરુષની અસાધ્ય નપુંસકતાને કારણે સ્ત્રીને પતિ બદલવાની છૂટ નારદ, પરાશર, કાત્યાયન વગેરેએ આપી છે. પરાશર તો સ્પષ્ટ રીતે કહે છે કે "પતિ નાસી ગયો હોય, મરી ગયો હોય, સાધુ થઈ ગયો હોય, નપુંસક હોય કે વટલી ગયો હોય, તો એવી આપત્તિમાં નારીએ બીજો પતિ કરી લેવો." મહાભારત જેવા ગ્રંથમાં પણ લગ્નવિચ્છેદનાં કોઈ કોઈ દૃષ્ટાંતો મળી આવે છે. પતિએ સ્ત્રીનો ત્યાગ કર્યો હોય તેવા સંજોગોમાં મનુ જેવા ચુસ્ત મતવાદીએ પણ સ્ત્રીને બીજું લગ્ન કરવા મંજૂરી આપી છે. પરંતુ આ બધું જૂની પોથીઓમાં રહ્યું. વખત વહેતાં ધીરેધીરે સ્થિતિ તદ્દન પલટાઇ ગઈ છે અને

* લગ્નપ્રપંચ

છૂટાછેડાનો નિષેધ વધતો ગયો છે; તેમ જ આજે હિંદુઓમાં નીચલી કહેવાતી કોમો સિવાય અન્યત્ર એ પ્રથા અદશ્ય થઇ ગઇ છે. પતિરાજ બીજી સ્ત્રી પરણે અને પહેલીની સામું પણ ન જુએ; સ્ત્રીને ઘરમાંથી કાઢી મૂકે, અથવા માર મારે, કે તેના ઉપર અસહ્ય ત્રાસ ગુજારે; કોઇ સ્ત્રીના ભાગ્યમાં નપુંસક પતિરાજ હોય કે આવું બધુંય હોય, છતાં સ્ત્રીને તો એ પુરુષની જંજીરમાંથી મુક્તિ મેળવવાનો અન્ય માર્ગ જ નથી; અને ગમે તેવું દુઃખી જીવન હોય, છતાં તે મરણાંત નિભાવ્યા સિવાય છૂટકો નથી. સ્ત્રીને લગ્નગ્રંથીમાંથી છૂટવાની કોઈ પણ બારી નથી. આ સંજોગોમાં સ્ત્રીની સામે જે અન્યાય અને ત્રાસ ચાલી રહ્યો છે તે માટે સર્વત્ર પ્રચંડ વિરોધ ચાલી રહ્યો છે અને સ્ત્રીની કમનસીબ દશાનું નિવારણ કરવા બહુપત્નીત્વનો પ્રતિબંધ કરનારા અને છૂટાછેડા માટે માર્ગ ખુલ્લો કરનારા કાયદાઓ ધારાસભાની એરણ પર મુકાઇ ગયા છે.

આજના ઘણા વિચારશીલ વિદ્વાનો અને સમાજશાસ્ત્રી કોઇ પણ જાતના બંધન વગર છૂટાછેડાની પ્રથા અખત્યાર કરવાનું સમાજને સૂચન કરી રહ્યા છે; જ્યારે બીજો પક્ષ લગ્નવિચ્છેદની નીતિને વખોડે છે; અને તેના કારણમાં એમ જણાવે છે કે તેમ થવાથી લગ્નગ્રંથીઓ એકદમ તૂટવા માંડશે અને સમાજમાં મોટી ઉથલપાથલ અને અસ્તવ્યસ્તતા પરિણમશે. નિર્બંધ છૂટાછેડાની પ્રથાએ યુરોપના ઘણા દેશોમાં કૌટુમ્બિક સુખ અને સમાજવ્યવસ્થામાં ખૂબ ભંગાણ પાડેલ છે તે બીના પ્રત્યે દુર્લક્ષ રાખી શકાય નહિ; પરંતુ તેથી યોગ્ય કિસ્સાઓમાં છૂટાછેડા આપવાનો નિષેધ કરવો તે બહુ ભયંકર વસ્તુ કહેવાય.

હિંદુસ્તાનમાં તો આ બાબતમાં ચાલુ પરિસ્થિતિ તદ્દન ખરાબ છે. નજીવી વસ્તીમાં છૂટાછેડાનો રિવાજ પ્રચલિત છે. પરંતુ ત્યાં પણ એવા અંકુશો મુકાયેલા છે કે પુરુષને લગ્ન-

બંધનમાંથી છટકવું હોય તો સહેલાઇથી છટકી જઈ શકે છે, જ્યારે સ્ત્રીના માર્ગમાં તો અનેક અંતરાયો ઊભા જ હોય.

કેટલાંક દેશી રાજસ્થાનો, જેવાં કે વડોદરા, ત્રાવણકોર, મહીસૂર, કોચીન વગેરેએ છૂટાછેડાનો પ્રબંધ કરેલ છે; પરંતુ ત્યાં પણ સ્ત્રીને પુરુષ જેટલી સગવડ નથી આપવામાં આવી.

વિસ્મયની વાત તો મદ્રાસ અને મલબારના અમુક ભાગોમાં અસ્તિત્વ ધરાવતા લગ્નવિચ્છેદના કાયદાની છે. મરૂમક્કટાયમ કાયદામાં સ્ત્રીને છૂટાછેડા અંગે ઘણા લાભદાયક હક્કો મળેલા છે. છૂટાછેડા લેવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તો સ્ત્રીને સારુ તેમ કરવા માટે સરળ રસ્તાઓ યોજાયેલા છે અને પુરુષ વિચ્છેદ લેવા જાય તો તેને પહેલાં સ્ત્રી માટે ભરણપોષણની વ્યવસ્થા કરવાની ફરજ રહે છે.

છૂટાછેડા લેવામાં ઘણુંખરું ભોગવવાનું તો સ્ત્રીને શિરે જ હોય છે, અને તેથી જ્યાંસુધી પુરુષના પર ખાસ અપવાદ સિવાય ભરણપોષણની જવાબદારી નહિ નંખાય ત્યાંસુધી સ્ત્રીની દશા બહુ કફોડી રહેશે અને લગ્નવિચ્છેદનો લાભ પુરુષ સ્ત્રીઓના અહિતમાં ઉઠાવી જશે, તે ચોક્કસ છે.

બૌદ્ધ કાયદામાં છૂટાછેડાને યોગ્ય સ્થાન અપાયું છે અને સ્ત્રીને તે મેળવવા અંગે પ્રમાણમાં ઠીક અધિકાર અપાયેલ છે.

મુસલમાન કોમમાં છૂટાછેડાની પ્રથા છે, પરંતુ તેમાં પુરુષને નિર્બંધ છૂટાછેડા કરવાનો અધિકાર છે, જ્યારે સ્ત્રીને છૂટાછેડા લેવામાં પતિની સંમતિ ન હોય તો તથા ખાસ ગંભીર કારણો સિવાય છૂટાછેડા મળતા નથી. પતિ કાંઈ પણ કારણ દર્શાવ્યા વિના ફક્ત 'તલ્લાક' શબ્દો બોલીને પત્નીને રજા આપી શકે છે, જ્યારે સ્ત્રીને કાં તો પતિરાજની સમ્મતિ જોઇએ, અથવા પતિ નપુંસક હોય કે તેણે પોતાની પત્ની ઉપર

વ્યભિચારનો ખોટો આક્ષેપ કર્યો હોય, ત્યારે જ સ્ત્રી અદાલતમાં જઈ લગ્નવિચ્છેદની માગણી કરી શકવા હક્કદાર બને છે. સ્ત્રી પ્રત્યે પુરુષનો ગમે તેવો ક્રૂર વર્તાવ હોય, કે તેનો સદંતર ત્યાગ કર્યો હોય, કે પોતે અસાધ્ય અગર ચેપી રોગથી પીડાતો હોય, તો પણ સ્ત્રીને છૂટાછેડા લેવાનો અધિકાર નથી.

ખ્રિસ્તી મહિલાઓને છૂટાછેડાનો અધિકાર સને ૧૮૬૯ના હિંદી લગ્નવિચ્છેદના કાયદા (ઇન્ડીઅન ડાઇવૉર્સ ઍક્ટ ૧૮૬૯)થી મળેલ છે; પરંતુ તેમાં લગ્નવિચ્છેદ મેળવવામાં સ્ત્રી અને પુરુષના અધિકારોમાં મોટી અસમાનતા છે તેવું નીચેની હકીકત પરથી સ્પષ્ટ જણાઈ આવશે. લગ્નવિચ્છેદ નીચેના સંજોગોમાં થઈ શકે:-

(૧) કોઇ પણ પતિ પોતાના લગ્ન બાદ તેની પત્નીએ પરપુરુષ જોડે વ્યભિચાર સેવ્યો હોય તો કોર્ટમાં જઈ લગ્નવિચ્છેદ કરાવી શકે છે.

(૨) કોઈ પણ પત્ની પોતાના લગ્ન બાદ જો તેનો પતિ

(ક) નજીકનાં સગાં સાથે વ્યભિચાર કરે, અથવા

(ખ) બીજી સ્ત્રી સાથે લગ્ન કરી જનાકારી કરે; અથવા

(ગ) વ્યભિચાર કરે અને યોગ્ય કારણ વિના બે વર્ષ કે વધારે સમય માટે પત્નીત્યાગ કરે; અથવા

(ઘ) બળાત્કાર, અકુદરતી વ્યભિચાર કે પશુમૈથુન કરે; અથવા

(ચ) વ્યભિચાર કરે અને ક્રૂરતા વર્તાવે; અથવા શારીરિક, માનસિક રીતે શરીરના અવયવને કે સુખાકારીને ભય ઉપજાવે; અથવા ભયની વ્યાજબી શંકા ઊપજે તેવું કરે તો લગ્નવિચ્છેદની માગણી કરી શકે છે.

પત્નીને છૂટાછેડા મેળવવામાં પારાવાર મુશ્કેલીઓ છે. પુરુષ પોતાની પત્નીએ ફક્ત વ્યભિચાર કર્યાનું જણાવી લગ્નવિચ્છેદ મેળવી શકે છે, જ્યારે સ્ત્રી છૂટાછેડા લેવા જાય ત્યારે કાયદો તેના પતિના વ્યભિચાર ઉપરાંત બીજું સબળ કારણ પણ માગે છે.

'સ્પેશિયલ મૅરેજ ઍક્ટ' અનુસાર પરણનારાંઓ ભલે હિંદુ કે બીજી કોમનાં હોય, તે સૌને માટે લગ્નવિચ્છેદનો કાયદો ઉપર જણાવ્યા અનુસારનો જ છે.* આ ઍક્ટથી પરણનાર સ્ત્રીને બીજી સ્ત્રીઓના કરતાં મિલ્કત, વારસાહક્ક, ભરણપોષણ વગેરે અંગે વિસ્તૃત હક્કો છે; તેમ હાલના પ્રગતિકારક સમાજમાં પ્રવર્તી રહેલ લગ્નપ્રથાઓમાં આ પ્રકારનું લગ્ન પ્રશંસનીય તો નહિ; પરંતુ પ્રગતિકારક અને સ્ત્રીની કંફોડી સ્થિતિને કાંઈક અંશે સુધારનારું ગણી જરૂર આવકારપાત્ર ગણી શકાય. પરંતુ છૂટાછેડાના હક્કો ઉપર બહુ જ અંકુશો અને મર્યાદાઓ મુકાયેલ છે, તે વસ્તુ તાત્કાલિક પરિવર્તન માગે છે. ઈંગ્લાંડના કાયદામાં આજે પત્નીત્યાગના કારણ હેઠળ સ્ત્રી પુરુષ પાસે છૂટાછેડા લેવા અધિકાર પામી છે, અને હિંદમાં વસતા યુરોપિયનોને પણ આ મહત્ત્વનો ફેરફાર કરતો કાયદો (ઈન્ડિયન ઍન્ડ કૉલોનીઅલ ડાયવોર્સ જ્યુરીસડિક્સન ઍક્ટ) લાગુ કરવામાં આવ્યો છે. હજુ હિંદમાં ખ્રિસ્તીઓ કે સ્પેશિયલ મૅરેજ ઍક્ટથી પરણનારાંઓ માટે આવા સુધારાવધારા થયા નથી અને તેથી સ્ત્રીની કમનસીબ હાલતમાં યોગ્ય પરિવર્તન થઈ શક્યું નથી.

પારસીઓમાં તાજેતરમાં જ પસાર થયેલ 'પારસી મૅરેજ

* જુઓ આ લેખકનો 'લગ્નની નવી પ્રથા'નો લેખ; પ્રસ્થાન જેઠ-અષાઢ સં. ૧૯૯૪ ના અંકમાં.

ઍન્ડ ડાઇવોર્સ ઍક્ટ'થી સ્ત્રીના માર્ગમાંથી ઠીકઠીક સંકટો દૂર થયાં છે; અને પારસી સ્ત્રીના છૂટાછેડાના હક્કો ખ્રિસ્તી નારીના અધિકારની તુલનામાં વધારે વિસ્તૃત ગણી શકાય.

આજે તો છૂટાછેડા અંગે પ્રચંડ પ્રચારકાર્ય ચાલી રહ્યું છે અને ટૂંક મુદતમાં આ વિષય પરત્વે યોગ્ય સુધારાવધારા થઈ જશે તે નિ:શંક વસ્તુ છે.

વળી લગ્નવિચ્છેદ ઉપરાંત લગ્ન રદ કરાવવાના હક્ક વિષેનો પણ કાયદો છે. ધણીની માનસિક કે શારીરિક અશક્તિના કારણે કે ધણી બીજું લગ્ન કરે ત્યારે અથવા કાંઇ છળકપટ કરી લગ્ન કરે તે વખતે સ્ત્રીને લગ્ન રદબાતલ ઠરાવવાનો સંપૂર્ણ હક્ક છે. 'સ્પેશિયલ મૅરેજ ઍક્ટ'માં લગ્ન રદ કરાવવા માટેનાં કારણોમાં પતિની નપુંસકતા, બળજબરીથી લેવાયેલ સંમતિ કે પતિ એકની હયાતીમાં અન્ય સ્ત્રી સાથે લગ્ન કરે અગર પુરુષ ગાંડો કે તદ્દન બેવકૂફ બન્યો હોય તો તે છે.

આ ઉપરાંત પતિથી જુદા રહેવાનો હક્ક (જ્યુડિસિયલ સેપરેશન) મુખ્યત્વે પારસી, ખ્રિસ્તી અને સ્પેશિયલ મૅરેજ ઍક્ટ હેઠળ પરણનારી સ્ત્રીઓને કાયદો અપાવે છે. આ હક્કથી પતિપત્ની છૂટાછેડા કર્યા વગરજૂદાં રહી શકે છે. ઘણીવાર છૂટાછેડા લેવાનું કાર્ય સ્ત્રીને માટે અસંભવિત નહિ તો મુશ્કેલ કે પ્રતિકૂળ કે ગેરલાભકર્તા હોય છે. તેમ ઘણીવાર છૂટાછેડા મેળવ્યા બાદ સ્ત્રીને ભરણપોષણની ખૂબ મૂંઝવણ ઉપસ્થિત થાય છે. આવા સંજોગોમાં અનિચ્છનીય કે દુષ્ટ–દુરાચારી પતિથી જૂદા રહીને જીવન ગાળવાની સગવડ કાયદાએ સ્ત્રીને કરી આપી છે. જો કે આ હક્કો પણ ધારવામાં આવે તેટલા વિશાળ નથી; તેમાં પણ સંકુચિતતા અને મર્યાદા આપેલ છે અને તેથી આ હક્કનો આશ્રય લેવામાં સ્ત્રીને ઠીકઠીક મુશ્કેલીઓનો સામનો કરવાનું રહે છે.

હિંદુ સ્ત્રીને પણ પતિ તેના ઉપર બહુ ત્રાસ–જુલમ વર્તાવતો હોય તો જુદા રહેવાનો અને ભરણપોષણનો હક્ક છે; પરંતુ પતિ ગમે તેટલો સમૃદ્ધિવાન હોય છતાં યે પોતાની સ્ત્રીને ભરણ-પોષણ માટે સાધારણ ખોરાકપોષાક પૂરતી જ રકમ આપવાની પ્રથા છે અને તેથી સ્ત્રીને બહુ કમનસીબ સંજોગોમાં રહેવું પડે છે.

લગ્નના પ્રશ્નો અને મુશ્કેલીઓ અંગે આજે તો ખૂબ આંદોલનો ચાલી રહ્યાં છે અને સ્ત્રીની અવનત દશામાં તાત્કાલિક નિવારણ કરવા ખૂબ પ્રયત્નો ગતિમાન બન્યા છે.

આજના સમાજમાં દિનપ્રતિદિન બનતા કિસ્સાઓથી લગ્નવિચ્છેદની તાત્કાલિક અનિવાર્યતા દરેકે સ્વીકારી છે. આ બાબતમાં ધારાસભામાં બિલો મૂકયાં છે અને હિંદુ કાયદામાં લગ્નવિચ્છેદનું સ્તુત્ય તત્ત્વ દાખલ કરવામાં આવશે. બીજી કોમોના કાયદામાં પણ ઓછા પ્રતિબંધવાળો છૂટાછેડાનો કાયદો થશે ત્યારે અસંખ્ય સ્ત્રીઓ ગુલામી અને ત્રાસની બેડીમાંથી મુક્તિ મેળવશે. સમાજમાંથી દંભ અને કૃત્રિમતા ઓછાં થશે, એટલું જ નહિ બલ્કે માનવજીવન વધારે સુખી અને શાંત બનશે.

આ ઉપરાંત આંતરજાતીય લગ્ન અંગે કાયદામાં જે અંતરાયો ચાલી રહ્યા છે તેનો પણ તાત્કાલિક અંત લાવવો ઘટે છે.

બાળવિવાહનાં અનિષ્ટો પણ દૂર કર્યા સિવાય સમાજની ઉન્નતિ થવાની નથી. બાળવધૂઓની વિપત્તિઓએ અને હાયવરાળે ભલભલાને હલમલાવી દીધા છે. સ્ત્રીઓ આ અનિષ્ટોમાં જ દબાઇ જવાથી વિકાસ સાધવાની શી વાત કરવી? નાની બાળાઓનાં લગ્ન કાયદાએ અયોગ્ય ઠરાવી રદબાતલ કરવાં જોઈએ.

પુરુષને હાથે સ્ત્રી ઉપર થઈ રહેલ અન્યાય અને અત્યાચાર સ્ત્રી હવે લાંબો વખત સાંખી શકશે નહિ. સમાજના કલ્યાણ માટે આ પરિસ્થિતિ દૂર કર્યા સિવાય છૂટકો નથી અને તેમ

કર્યા સિવાય પુરુષવર્ગ પણ આગળ ધપી શકશે નહિ તે ચોક્કસ છે.

લગ્ન નોંધાવવાનો કાયદો કરવાનું પણ અત્યંત આવશ્યક છે. ગમે તે પ્રથા હેઠળ લગ્ન થતાં હોય, પરંતુ લગ્ન કરતાં પહેલાં પંદરેક દિવસની નોટિસ આપવાનું ફરજિયાત કરી તે નોટિસ જાહેર માટે મુકાવવી જોઈએ. આ મુદત બાદ લગ્નની નોંધ કરાવવી જોઈએ અને આ નિયમની વિરૂદ્ધમાં થયેલાં લગ્નો ગેરકાયદેસર ઠરાવવાં જોઇએ. ઉતાવળિયાં લગ્નો અને તેમાંથી પરિણમતાં અનિષ્ટો અટકાવવા માટે આ વસ્તુ પણ ખાસ જરૂરની છે.

## ૪ : ભરણપોષણ

દરેક કોમમાં સ્ત્રી લગ્ન પહેલાં પિતા પાસે અને લગ્ન બાદ પતિ પાસે ભરણપોષણ મેળવવાને કાયદેસર રીતે હક્કદાર છે. ઘણાખરા દેશોના કાયદામાં સ્ત્રીને વારસાહક્ક મળતો હોવાથી ભરણપોષણનો પ્રશ્ન સહેજ ગૌણ બને છે. પિતાની મિલ્કતમાં પુત્રીને વારસાહક્કથી હિસ્સો મળે અને પરિણીત સ્ત્રીને પતિ સાથે અણબનાવ થાય અને જુદું રહેવું પડે ત્યારે કાયદાએ યોગ્ય ભરણપોષણ મળે તેવી વ્યવસ્થા કરી છે; તેમ વિધવા સ્ત્રીને મિલ્કતમાં ભાગ મળતો હોઈ તેને માટે ભરણ-પોષણનો પ્રશ્ન ખાસ રહેતો નથી. પરંતુ હિંદુ કાયદા અનુસાર સ્ત્રીને વારસદાર બનાવેલ નહિ હોવાથી તેને માટે ભરણપોષણ-નો હક્ક બહુ જ મહત્ત્વનો છે.

હિંદુ ધર્મશાસ્ત્રોમાં સ્ત્રીના ભરણપોષણ માટે યોગ્ય પ્રબંધ કરવામાં આવેલ છે. મનુએ જણાવ્યું છે કે, દરેક વ્યક્તિ પોતાનાં

વૃદ્ધ પિતામાતા, સદ્‌ગુણી નારી અને સગીર બાળકનું પાલન-પોષણ, હજારો દુષ્કર્મો કરીને પણ, કરવા બંધાયેલ છે.

ભરણપોષણ મેળવવાનો અધિકાર, હિંદુધર્મશાસ્ત્રોના સિદ્ધાંતો અનુસાર પત્ની, પતિની આજ્ઞા તથા છત્રછાયા હેઠળ રહે તો જ ભોગવી શકાય. આથી સ્ત્રીને તેનો પતિ હેરાનગતિ કરે કે કષ્ટ આપ્યાં કરે, અગર બીજી પત્ની લાવે, કે ઘરમાં રખાત રાખે, તો પણ સ્ત્રીને જુદા રહી ભરણપોષણ માગવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી. પતિની વર્તણૂક અસહ્ય, ઘાતકી અને ક્રૂર હોય અને તે ખૂબ જ દુરાચારી હોય ત્યારે જ કાયદામાં ભરણપોષણ આપવાની યોજના થયેલી છે. તે પણ ઘણાખરા કિસ્સાઓમાં કોર્ટમાં સ્ત્રીને સાબિત કરવું મુશ્કેલ થઈ પડે છે અને તેથી સાચી હકીકત હોવા છતાં સ્ત્રીનો કેસ માર્યો જાય છે.

વળી વિધવાના નિર્વાહ અંગે પણ કાયદામાં જરા વિચિત્રતા છે. હિંદુ સિવાયની બીજી જાતિઓના કાયદામાં વિધવાનો ધણીની મિલ્કત ઉપર નિશ્ચિત વારસાહક્ક સ્વીકારાયેલો છે; જ્યારે હિંદુ ધર્મશાસ્ત્રોમાં વારસાહક્ક તો બાજુએ રહ્યો, પરંતુ ભરણપોષણના અધિકાર અંગે પણ વિધવાની સ્થિતિ ખૂબ જ કફોડી છે. હિંદુ સંયુક્ત કુટુંબના સભ્યની વિધવાને કુટુંબની છત્રછાયા હેઠળ આશ્રિત રહી, ઘરમાં અપવિત્ર મૂર્તિ તરીકે રહી, નિરાધાર અને કરુણ જીવન જીવવાનું હોય છે. અને ઘણી વિધવાઓની સ્થિતિ નધણિયાતા ઢોરના જેવી હોય છે. આખા ઘરનો કામનો બોજો ઢસરડવાનું તેને શિરે હોય છે. ગાંધીજીએ યોગ્ય જ કહ્યું છે કે 'હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઈ નાખ્યા છે. જ્યારે જ્યારે પુરુષવર્ગને પોતાના દુઃખની કથા કરતો હું સાંભળું છું ત્યારે ત્યારે વિધવા બહેનોની પ્રતિમા

મારી પાસે ખડી થાય છે. પોતાનાં દુઃખ રોનાર પુરુષને જોઇ હું હસું છું.' કુટુંબના અસહ્ય ત્રાસ અને જુલમમાંથી છૂટી જુદા રહી ભરણપોષણ માગવું હોય તો સ્ત્રીને માટે કાયદામાં યોગ્ય પ્રબંધ થયેલ છે; પરંતુ તે મેળવવાનું કાર્ય ખૂબ જ મુશ્કેલી-ભર્યું છે. કોર્ટમાં ભરણપોષણનો દાવો કરવા જતાં સ્ત્રીને બાર માસના ભરણપોષણની રકમ ઉપર દસગણા આંકનો સ્ટેમ્પ લગાવવો પડે છે; તે રકમ કયાંથી લાવવી ? વળી કોર્ટમાં કેસનો નિકાલ સાક્ષીઓની સંખ્યા ઉપર થતો હોઈ વિધવાને કોઈ સાક્ષી મળતું નથી; તેથી પણ તેનો સાચો કેસ ઉડી જાય છે. સામા જોરદાર પક્ષના માલદાર કુટુંબની વિરુદ્ધમાં પડી એક નિરાધાર વિધવાની તરફેણમાં ઊભા રહેવાની નૈતિક હિમ્મત કોનામાં હોય છે ? એટલું સારું છે કે કાયદાની આ ચાલુ અન્યાયી પરિસ્થિતિમાં હમણાં તાજેતરમાં જ ડો. દેશમુખના હિંદુ સ્ત્રીના મિલ્કત પ્રત્યેના હક્ક અંગે કાયદાએ ક્રાંતિકારક ફેરફારો કર્યા છે, તેથી વિધવા સ્ત્રીનો પોતાના પતિના જેટલો જ હક્ક કુટુંબની મિલ્કતમાં સ્થાપિત થયો છે. સ્ત્રી મિલ્કતની વહેંચણી કરાવી, પોતાના પતિને ફાળે આવતો ભાગ જુદો પડાવી, તેને પોતાને કબજે રાખવા અધિકારી બની છે. જો કે આ મિલ્કત ઉપરનું સ્વામિત્વ સંપૂર્ણ નથી; પરંતુ તેને જીવન-કાળ દરમિયાન ઉપભોગ કરવાની સત્તા રહે છે. એકંદરે આ કાયદાથી વિધવાની ચાલુ પરાધીન અવસ્થામાં મહત્ત્વનો ફેરફાર થયો છે તે વાત નિર્વિવાદ છે.

વળી વિધવાના નિર્વાહમાં અંતરાયરૂપ નીવડતી બીજી એક વસ્તુ એ છે, કે જો મરનારની મિલ્કત ઉપર સ્ત્રીના ગુજરાન માટેની ચોક્કસ રકમ નક્કી કરી ભરણપોષણનો બોજો (ચાર્જ) ન મુકાયો હોય અને મરનારે પોતાની મિલ્કત કોઇ ત્રાહિતને વેચી નાખી હોય કે બક્ષિસથી આપી દીધી હોય, તો તેના મરણ બાદ

વિધવા સ્ત્રીને તે મિલ્કત ઉપર કાંઈ હક્ક રહેતો નથી અને તેથી તેની સ્થિતિ તદ્દન નિરાધાર અને દયાજનક બની જાય છે. મરણ પહેલાં પુરુષે પોતાની મિલ્કત ફના-ફેરફાર કરી નાખી હોય, તો ખાસ સંજોગો વિના સ્ત્રીને નિર્વાહ માટેનું કાંઈ પણ સાધન રહેતું નથી અને તેની હાલત ભૂખે મરવા જેવી થાય છે. વળી મરનાર પોતાની પાછળ દેવું મૂકી જાય ત્યારે દેવું વસૂલ કરવા લેણદારો તેની બધી મિલ્કત વિધવા સ્ત્રીના નિર્વાહના પ્રશ્નને જરા પણ ધ્યાનમાં લીધા વિના હરરાજ કરાવી શકે છે.

ભરણપોષણ કેટલું આપવું જોઇએ તેને વિષે ચોક્કસ ધોરણ કે નિયમ કાયદામાં ન હોવાથી ન્યાયાધિકારી એ ભરણપોષણની રકમ બને તેટલી ઓછી જ અપાવે છે; રખે વધારે પૈસા મળવાથી સ્ત્રી સ્વચ્છંદી બની જાય!

પુરુષે સ્ત્રી સાથે યોગ્ય અને કાયદેસર લગ્ન ન કર્યાં હોય તો તેમાં પુરુષને કાંઇ પણ ગુમાવવાનું નથી. ફાવે ત્યાંસુધી સ્ત્રીને પત્ની તરીકે રાખે અને અણુમાનીતી થતાં રસ્તો મપાવી દે. તેવે વખતે આ સ્ત્રીને ભરણપોષણ મેળવવાનો પણ અધિકાર નથી. હિંદુ કાયદામાં રખાત-અવરુદ્ધ સ્ત્રી જો પુરુષની સાથે આખા જીવન દરમિયાન રહી હોય, તો જ ભરણપોષણ માગવાને પાત્ર થાય છે. જો મરણ પહેલાં તેને પુરુષે કાઢી મૂકી હોય તો તેને કાંઇ મળતું નથી.

મુસ્લિમ કાયદામાં અવિવાહિત પુત્રીને અને પત્નીને પોષવાની ફરજ અનુક્રમે પિતા અને પતિ ઉપર મૂકવામાં આવી છે. પુત્રી પરણ્યા બાદ વૈધવ્યાવસ્થા પ્રાપ્ત કરે ત્યારે પણ તેનું પાલનપોષણ પિતાએ કરવાનું હોય છે. પરંતુ આથી એમ નથી માની બેસવાનું કે મુસ્લિમ કાયદામાં સ્ત્રીના ભરણપોષણના

હક્કો સારા છે. કાયદામાં એવું છે, કે જ્યાં સુધી સ્ત્રી તેના પતિની વિષયેચ્છાને તૃપ્ત કરવાની શક્તિ ધરાવતી હોય ત્યાંસુધી પતિ તેનું ભરણપોષણ કરવા બંધાયેલો છે. પરંતુ સ્ત્રી સંભોગ-વ્યવહાર માટે યોગ્ય કારણ વિના અસમ્મત રહે, અગર ઉંમરલાયક ન હોય અને તેથી તેનામાં વિષયેચ્છા પ્રગટ ન થઇ હોય કે પત્ની, પતિના કાબુમાં ખરેખર દબાઈ ન રહેલી હોય તો તેને ભરણપોષણ મેળવવાનો હક્ક રહેતો નથી.

વળી પતિ તેની મરજી થાય ત્યારે સ્ત્રીને છૂટાછેડા આપી દઇ તેનાથી જુદો પડી જઈ શકે છે અને ઈદ્દાતના ત્રણ માસ બાદ સ્ત્રીને પતિ પાસે ભરણપોષણની માગણી કરવાનો જરા પણ પ્રસંગ રહેતો નથી. આ રીતે મુસ્લિમ સ્ત્રીની સ્થિતિ બહુ જ કફોડી અને કરુણ છે. સ્ત્રી પુનર્લગ્ન ન કરી શકે તેવી સ્થિતિમાં હોય ત્યારે તો તેને ભીખ માગવાનો વારો ઊભો થાય છે.

ભરણપોષણની વ્યાખ્યા કે મર્યાદા પણ કાયદામાં સ્ત્રીની દૃષ્ટિએ ન્યાયકર્તા નથી. ખાસ સંજોગો સિવાય હિંદુ તથા મુસ્લિમ કાયદામાં સામાન્ય રીતે ખાવાને જરૂરી ખોરાક તથા પહેરવા પૂરતાં કપડાં એટલે કે દેહ ટકાવી રાખવા માટેની પ્રાથમિક જરૂરિયાતો જેટલી રકમ ભરણપોષણ માટે મળે છે.

પારસી તેમ ખ્રિસ્તી સ્ત્રીઓ અને સ્પેશિયલ મૅરેજ એક્ટ અનુસાર પરણેલ સ્ત્રીઓને માટે તેમના ખાસ કાયદાઓમાં ભરણપોષણની જુદી વ્યવસ્થા કરવામાં આવી નથી; પરંતુ ફોજદારી કાયદાના અન્વયે તેઓ ભરણપોષણ માગી શકે છે. વળી કોર્ટથી જુદા રહેવાનો હક્ક (જ્યુડિશિયલ સૅપરેશન) કે છૂટાછેડા મળ્યા હોય અગર લગ્ન નિરર્થક ઠર્યાં હોય, ત્યારે પણ યોગ્ય ભરણપોષણની રકમ આપવાની યોજના કરેલી છે. બીજી

સ્ત્રીઓની તુલનામાં આ સ્ત્રીઓને એક સરસ લાભ એ છે કે તેઓ વૈધવ્ય-અવસ્થામાં પતિની મિલ્કતમાં વારસદાર બને છે.

ભરણુપોષણુના કાયદામાં તાત્કાલિક ફેરફારો થવાની ખાસ આવશ્યકતા છે. પતિની ઊપજમાંથી કે મિલ્કતમાંથી ચોક્કસ ભાગનું ભરણુપોષણુ આપવાનું નક્કી થવું જોઈએ; તેમ પતિની મિલ્કતમાં અન્યનું લેણું હોય, છતાં સ્ત્રીના ભરણુપોષણુને અગ્રતાનો લાભ મળવો જોઈએ કે જેથી પત્ની નિરાશ્રિત ન બની જાય. વળી પતિએ પોતાની મિલ્કત બક્ષિસથી કે મૃત્યુપત્રથી બીજાને આપી હોય તો પત્નીના ભરણુપોષણુની જવાબદારી તે મિલ્કત ઉપર રહેવી જોઈએ.

## ૫ : વારસાનો હક્ક

## હિંદુ સ્ત્રીના પ્રશ્નો

**વારસાનો** હક્ક અને મિલ્કતની વ્યવસ્થા અંગેનો અધિકાર એ બહુ અગત્યનો હક્ક છે. કમનસીબે આપણા દેશમાં લઘુમતી વર્ગનો અપવાદ જતાં બાકીની સ્ત્રીઓની સ્થિતિ વારસાની બાબતમાં બહુ જ વિષમ છે.

જૂના સમયથી દરેક સમાજમાં સ્ત્રીઓને, એક સામાન્ય નિયમ તરીકે વારસ થવામાંથી બાકાત રાખવામાં આવેલ છે. પ્રાચીનકાળના ખેતીપ્રધાન સમાજમાં પુરુષો પોતાના શારીરિક બળના પ્રભાવથી સ્ત્રીઓ કરતાં આગળ ધપેલા અને જમીનનો ઉપયોગ, વ્યવસ્થા, ખેતીકામ વગેરે પુરુષ જ યથાર્થ રીતે કરી શકે તે કારણે પુરુષને જ યોગ્ય વારસદાર તરીકે સ્વીકારાયાનું જણાય છે. હિંદ સિવાયના ઈતર દેશોમાં પણ સ્થાવર મિલ્કતમાં પુરુષને જ ઘણાખરા હક્કો અપાયેલા હતા.

નારીને બિનવારસ રાખવામાં એક બીજું કારણ અપાય છે, તે તપાસીએ કે કન્યા લગ્નપ્રવેશ બાદ પતિના કુટુંબમાં જાય છે અને પુત્રી વારસ ઠરેલ હોય તો પિતાના કુટુંબમાંથી પોતાના ભાગની મિલ્કત લેતી જાય છે. આમ થવાથી કુટુંબની મિલ્કત અને આવક સારા પ્રમાણમાં ઘટી જાય અને તેમ થાય તો ભવિષ્યમાં કુટુંબની પાલનશક્તિ ક્ષીણ થઈ જતાં ખૂબ જ મુશ્કેલી ઉપસ્થિત થવાનો ભય જણાય છે.

જ્યાં પહેલાં સ્ત્રી જ મિલ્કત તરીકે ગણાતી હતી ત્યાં તેના માલિકીહક્કનો સ્વીકાર કેવી રીતે હોઇ શકે તે સહેલાઇથી સમજી શકાય તેમ છે.

હિંદના જૂના ઇતિહાસનાં પાનાં ઉખેળતાં, તેમાં પણ સ્ત્રી પતિની મિલકત તરીકે ગણાતી હોવાનું નજરે પડે છે. આજે પણ સ્ત્રીને મિલકત અને વારસા અંગેના શા હક્કો છે તે તપાસીશું તો પ્રથમ દૃષ્ટિએ જ દેખાઈ આવશે કે હિંદુ વારસાહક્કમાં સ્ત્રીનું સ્થાન તદ્દન હીન દશામાં છે, એટલું જ નહિ પરંતુ ખૂબ જ અન્યાયી તેમ સંકુચિત છે અને મર્યાદિત હક્કોથી ભરેલું છે. જે કંઈ થોડા હક્ક આપવામાં આવેલ છે, તેમાંનો ઘણોખરો અનિશ્ચિત અને મર્યાદિત તત્ત્વોથી ભરપૂર છે.

આ વિષયમાં આપણે જરા પ્રાચીન સમય પર થોડો દૃષ્ટિપાત કરીશું તો તે અસ્થાને નહિ જણાય. વેદના સમયમાં સ્ત્રીનું સ્થાન ઘણું ઉચ્ચ હતું તે આપણે આગળ ઉપર જોઈ ગયા. "સ્ત્રી અર્ધાંગના છે, એ પુરુષને પૂર્ણ બનાવે છે." વૈદિક સાહિત્યમાં સ્પષ્ટ કથન છે કે પતિની મિલકતની સ્ત્રી સમભાગીની છે, અને પતિના અવસાન બાદ તેની વારસદાર બને છે.

આગળ જતાં સ્ત્રીની નૈસર્ગિક નિર્બળતાના કે બીજા ગમે

તે કારણે સ્ત્રીને વારસદાર બનતી અટકાવી છે. બોધાયન આ બાબતમાં વેદનું પ્રમાણ ટાંકી જણાવે છે કે નારી નિરીન્દ્રય છે અને તેથી વારસ બનવાને નકામી છે. મનુ પણ આવા કથનનું સમર્થન કરે છે. સમયના પ્રવાહમાં બ્રાહ્મણોની અસરથી શારીરિક બળને સ્થાને ધાર્મિક સંસ્કારોનું ચલણ વૃદ્ધિ પામવાથી વારસાના નિયમોમાં 'શ્રાદ્ધ'ની ક્રિયાને ખૂબ મહત્ત્વ અપાયું છે. એ વસ્તુ એવી રીતે સંકળાઇ ગઇ છે, કે કાયદામાં પણ શ્રાદ્ધક્રિયા કરવાના હક્ક અનુસાર વારસાઈ હકકનો અનુક્રમ નિયમિત થતો જણાય છે.

જયારે સ્મૃતિ લખાઇ ત્યારે સ્ત્રીને વારસાહક્ક માટે નાલાયક ગણવામાં આવી છે. न स्त्री स्वातंत्र्यमर्हति। સ્ત્રીને સ્વાતંત્ર્ય માટે અને તેથી વારસાહકક માટે પણ નાલાયક ઠરાવવામાં આવી છે. જીવનની જરૂરિયાત પૂરતું ભરણપોષણ મેળવવાથી વિશેષ બીજો કંઈ પણ હકક સ્ત્રીને હોય તેમ જણાતું નથી.

સ્ત્રીની આર્થિક દૃષ્ટિએ ગુલામી દશા હતી અને સાથેસાથે વ્યક્તિસ્વાતંત્ર્યનો અભાવ હતો. આ સંજોગોમાં સ્ત્રી ઉન્નત દશામાં ક્યાંથી આવી શકે ? વખત જતાં ભરણપોષણના હકકો વિસ્તૃત થયા અને સ્ત્રીને મર્યાદિત વારસાહકક પ્રાપ્ત થયા. આ હકકોની બીજી કોમોની સ્ત્રીઓના અધિકારો સાથે તુલના કરીએ તો સ્પષ્ટ જણાય તેમ છે કે તે નજીવા અને ક્ષુલ્લક છે. આજના સમાજની પ્રગતિકારક અને નૂતન વિચારસરણીની જરા પણ અસર આ કાયદા ઉપર થઈ નથી તે નવાઇની વાત છે. સૈકાઓ પહેલાના રૂઢિજડ અને પ્રત્યાઘાતી રિવાજો હજુ સુધી કાયમ રહ્યા છે.

હિંદુ કાયદાનાં મૂળ અનેક છે. તેમાં શ્રુતિ અને સ્મૃતિ ઉપર પણ લક્ષ આપવામાં આવ્યું છે; તેમ અસલ શાસ્ત્રો અને

ગ્રંથો ઉપર જે સટીક પુસ્તકો લખાયાં છે, તેના ઉપર પણ બહુ આધાર રાખવામાં આવેલ છે. તેમાં પહેલું સુધારક દૃષ્ટિબિંદુ રજુ કરનાર યાજ્ઞવલ્કય કહી શકાય. તેણે સ્ત્રીના વારસા હકકો સ્થાપિત કરવા વિધવા, પુત્રી અને માતાને યોગ્ય વારસદારો તરીકે સ્વીકાર્યાં છે. બૃહસ્પતિનો પણ આ દિશામાં સારો ફાળો છે અને તેના બાદ વિજ્ઞાનેશ્વરના મિતાક્ષરા અને જિમૂતવાહનના દાયભાગે આ પ્રશ્નમાં મહાન ક્રાંતિકારક ફેરફારો રચેલા છે.

વિજ્ઞાનેશ્વર અને દાયભાગના આદ્યપ્રણેતા જિમૂતવાહને સમાજના રૂઢિચુસ્ત અને પ્રત્યાઘાતી વાતાવરણમાં અજબ પરિવર્તન કર્યું છે. તેઓ બન્ને તેમના જમાનાના કરતાં ખૂબ આગળ પડતા વિચારના હતા. મિતાક્ષરા અને દાયભાગ દ્વારા હિંદુ સમાજમાં ઘણાં નવીન અને સુધારક તત્ત્વો દાખલ થયાં છે. વારસાહકક અંગે પણ સ્ત્રીને અમુક વારસોની હયાતી બાદ ચોકકસ અધિકારો પ્રાપ્ત થાય તેવા સિદ્ધાંતો દાખલ કરવામાં આવ્યા છે.

આમ છતાં મિતાક્ષરાના સિદ્ધાંતો અનુસાર સ્ત્રીને હિંદુ સંયુક્ત કુટુંબમાં ભાગીદાર તરીકે સ્વીકારાઈ નથી. જો પતિ મૃત્યુ પહેલાં અવિભાજ્ય કુટુંબમાંથી અળગો થઈ ગયો હોય તો જ તેની વિધવાનો વારસ તરીકે સ્વીકાર થતો હતો. પુરુષ જન્મ થતાં વેંત જ મિલકતમાં ભાગીદાર (કોપરસિનરી) બને છે. વળી સમસ્ત કુટુંબમાં ગમે તે વિભાગમાં (બ્રાન્ચ)પુરુષ હોય ત્યાં સુધી સ્ત્રીને કંઇ હક્ક પ્રાપ્ત થતો નથી. દા. ત. એક કુટુંબમાં બે ભાઈઓ હોય અને એક ભાઈ પોતાની પાછળ વિધવા સ્ત્રી પુત્રી મૂકીને ગુજરી જાય તો તે મૈયતભાઈના ભાગની મિલકત તેની સ્ત્રી કે પુત્રીને મળતી નથી પરંતુ બીજા જીવતા ભાઇને ફાળે જાય છે. દાયભાગમાં સ્ત્રીને મિતાક્ષરા કરતાં સહેજ વિસ્તૃત હક્કો છે,

એક પુરુષ સંયુક્ત કુટુંબમાંથી જુદો પડ્યો હોય કે નહિ છતાં પણ તેની વિધવાને પતિની મિલકતમાં વારસાહક્ક હોવો જોઈએ તેવું સ્પષ્ટ પ્રતિપાદન જિમૂતવાહને કરેલું છે.

હાલના કાયદા અનુસાર બનારસ, બંગાળા અને મિથિલાના હિંદુ કાયદાના સિદ્ધાંતો અનુસાર જે સ્ત્રીને વારસદાર તરીકે ચોકકસ રીતે દર્શાવેલી હોય તેજ સ્ત્રી પુરુષની વારસદાર બની શકે છે. આનું પરિણામ એ આવે છે કે વારસોમાં ફક્ત વિધવા, માતા, દાદી અને દાદાની મા એટલાંજ આવે છે અને બાકીનાને વારસ તરીકે સ્વીકારવામાં આવતાં નથી. મદ્રાસ અને મુંબઈમાં આવો સંકુચિત અર્થ કરવામાં આવેલ નથી. મુંબઇમાં મનુસ્મૃતિમાંનું પ્રમાણ કે જેનો અર્થ 'નજીકના સપીંડ પુરુષ કે સ્ત્રી'ને વારસો પ્રાપ્ત થાય છે, તેનો કરવામાં આવ્યો છે, તેના ઉપર આધાર રાખેલ છે. આથી મુંબઈ અને મદ્રાસમાં સ્ત્રી વારસદારોની સંખ્યા પ્રમાણમાં ઘણી મોટી છે.

## વિધવાનો વારસાહક્ક

હિંદુ કાયદામાં પહેલી વસ્તુ એ છે કે મરનારના વારસોમાં પુત્ર, પૌત્ર કે પ્રપૌત્ર હોય ત્યાં સુધી કોઈ સ્ત્રીસભ્યને વારસાનો કંઈજ અધિકાર પ્રાપ્ત થતો નથી. પુરુષને સંતાન ન હોય ત્યારેજ વિધવાને વારસો મળે છે, અને તેના પર પણ તેને મર્યાદિત સ્વામીત્વ હોય છે. ઉપરના ત્રણના અભાવે પ્રથમ વિધવા સ્ત્રી અને તેના અવસાન બાદ તેની પુત્રી વારસદાર બને છે. વિધવાને મિલકતનો કબજો અને વ્યવસ્થા મળે છે. પરંતુ મિલકતની તે સંપૂર્ણ માલિક નથી બનતી. તેને પોતાની મરજી પ્રમાણે મિલકતનો ઉપભોગ કરવાનો હક્ક નથી. વિધવાના આ વારસા હક્કને કાયદામાં વિધવાની મિલકત (વિડોઝ એસ્ટેટ)ના નામથી ઓળખવામાં આવે છે. જો મૈયત સંયુક્ત

હિંદુ કુટુંબનો સભ્ય હોય તો તેની વિધવાને આ હક્ક પણ પ્રાપ્ત થતો ન હતો અને તેથી વિધવા માટે કુટુંબના વડીલોને ફાવે તેવી વ્યવસ્થા કરવામાં આવતી. વારસાહક્ક તો બાજુએ રહ્યો પરંતુ ભરણપોષણ મેળવવામાં પણ સ્ત્રીને અનહદ સંકટ અને મુશ્કેલી વેઠવી પડતી હતી. આવી અસહ્ય સ્થિતિ આજ-દિન સુધી ચાલી આવી છે. પરંતુ તાજેતરમાં જ ડૉ. દેશમુખના હિંદુ સ્ત્રીના મિલકતહક્ક અંગેના કાયદાએ ક્રાંતિકારક ફેરફારો કર્યા છે અને તેથી વિધવા સ્ત્રીને ઘણા લાભદાયક હક્કો મળ્યા છે. સદરહુ કાયદાથી હિંદુ વિધવાને તેના ધણીની સંયુક્ત કુટુંબની મિલકતમાં ધણીના ભાગે જેટલો હિસ્સો આવી શકે તેટલો હિસ્સો મળે છે અને તે મેળવવા માટે સંયુક્ત કુટુંબની મિલકતની વહેંચણી કરાવી ભાગ જુદો કરાવવાનો હક્ક વિધ-વાને મળેલ છે. વળી મરનાર પોતાની સ્વ-ઉપાર્જિત કે સ્વતંત્ર મિલકત પાછળ મૂકીને ગુજરી જાય ત્યારે વિધવાને પુત્ર હોય તો પુત્ર જેટલો જ હક્ક પ્રાપ્ત થાય છે. ઉપરના સિદ્ધાંતો મિતાક્ષરા માટે છે જ્યારે દાયભાગ કાયદા અન્વયે બધી મિલ-કતમાં વિધવાને પુત્ર જેટલો જ હક્ક પ્રાપ્ત થાય છે. આ કાયદાએ વિધવાની સ્થિતિમાં મોટું પરિવર્તન કર્યું છે. પરંતુ આ નવા કાયદાથી મળતી મિલકત વિધવાની સ્વતંત્ર માલિકીની મિલકત નથી. તે વિધવાની જ મિલકત છે એટલે કે જ્યાં સુધી પોતે જીવે ત્યાં સુધી તેનો ઉપભોગ કરે અને તેના મરણ બાદ મિલકત તેના વારસોને નહિ પરંતુ તેના મૈયત સ્વામીના વારસદારોને જાય છે.

આ પ્રમાણે વિધવાને કબજે તેના જીવનકાળ સુધી મિલ્કત રહે છે; પરંતુ તે ઉપરની તેની સત્તાઓ તદ્દન મર્યાદિત છે અને તેના ઉપયોગ અંગે પણ ઘણા અંકુશો હોય છે. ખાસ સંજોગો સિવાય વિધવા કોઈને મિલ્કત વેચી કે બક્ષિસથી

આપી શકે નહિ.

વિધવાની મિલ્કત એટલે પતિના વારસદાર તરીકે મળેલી મિલ્કત એટલો જ અર્થ નથી; પરંતુ તેમાં વિધવા, મા, દાદી, દીકરી ઈત્યાદિ બધાને મળેલી મિલ્કતનો પણ સમાવેશ થઇ જાય છે. વિધવાથી વ્યાજબી તેમ ખાસ જરૂરિયાત સિવાય મિલ્કત વેચી કે બીજી રીતે ફેરફાર કરી શકાય નહિ. વિધવા આ મિલ્કત અંગે વીલ પણ ન કરી શકે, તેમ પાછળથી દીકરાનો જન્મ થાય કે કોઈને ગુજરનારના દત્તકપુત્ર તરીકે લેવામાં આવે, તેવે વખતે અને વિધવા પુનર્લગ્ન કરે ત્યારે તેનો આ મિલ્કત ઉપર કાંઈ પણ હક્ક રહેતો નથી.

એક પુરુષ, મૈયત પુરુષ કે સ્ત્રીનો વારસદાર બને છે ત્યારે તે મિલ્કતનો સંપૂર્ણ માલિક બને છે; પરંતુ સ્ત્રીવારસદારની સ્થિતિ તેવી નથી. મુંબઇ સિવાયના અન્ય પ્રાન્તોમાં સ્ત્રી, પુરુષ પાસેથી વારસો મેળવે ત્યારે ભલે તે મરનારની પત્ની કે બહેન હોય કે પુત્રી કે માતા હોય, પરંતુ મિલ્કત ઉપર તે મર્યાદિત હક્કો જ મેળવે છે અને સ્ત્રી વારસદારના મરણ બાદ મિલ્કત તેના પોતાના વારસદારને નહિ પરંતુ છેલ્લા મરનાર પુરુષના વારસોને જાય છે. મુંબઇ બાજુ આવી સ્થિતિ નથી. ત્યાં પુત્રી, બહેન, ફોઇ વગેરે સ્ત્રી વારસો મિલ્કતમાં સંપૂર્ણ સ્વામિત્વ ધરાવે છે. મુંબઇમાં એવો સિદ્ધાંત છે કે સ્ત્રીવારસદાર જન્મથી મરનારના કુટુમ્બની સભ્ય બની હોય, તે સ્ત્રી મિલ્કતમાં સંપૂર્ણ માલિકીહકક પ્રાપ્ત કરે છે. જ્યારે કુટુમ્બમાં વિવાહથી જોડાયલી સ્ત્રીને મર્યાદિત હક્કોવાળો વારસો મળે છે.

સ્ત્રી, મરનાર સ્ત્રીની વારસદાર બને ત્યારે મુંબઈ સિવાયના ઇતર ભાગોમાં હક્કોનું પ્રમાણ ઉપર જેટલું જ છે. એટલે કે સ્ત્રી વારસદાર મિલ્કતમાં ફક્ત મર્યાદિત હક્કો મેળવે છે. જ્યારે મુંબઈમાં સ્ત્રીની વારસદાર સ્ત્રી, મિલ્કતની સંપૂર્ણ માલિક ઠરેલ

છે અને તે મિલ્કત તેના સ્ત્રીધન તરીકે ગણાય છે.

સ્થાવર મિલકતની વ્યવસ્થા કરવાનો હક્ક વિધવાને છે, પરંતુ ખાસ સંજોગો અને અનિવાર્ય કારણો સિવાય મિલકત વેચી-સાટી ન શકાય. જંગમ મિલકત અંગે પણ મુંબઈ સિવાયના બીજા ભાગોમાં ઉપર જણાવ્યા અનુસાર સ્થાવર મિલકત અંગેના હક્કો જેટલા જ મર્યાદિત હક્કો છે. વ્યવસ્થા તેમ નાણાંના રોકાણ ફેરફાર કરવા માટે પણ વિધવાના ઉપર થોડા અંકુશો છે.

હિંદુ કાયદામાં સને ૧૯૨૯ના વારસાના કાયદાથી પહેલાં વારસો (વિધવા, પુત્રી, માતા, દાદી અને દાદાની મા) ઉપરાંત બીજા ઘણા સ્ત્રી વારસો-દા. ત. પુત્રની પુત્રી. પુત્રીની પુત્રી, બહેન વગેરે-ઉમેરાયાં છે. જો કે આ વારસોનો હકક ક્રમાનુસાર આગલા વારસના અસ્તિત્વ બાદ ઉપસ્થિત થાય છે; એટલે કે વિધવા, પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રના અભાવે વારસ બને છે. પુત્રી આ ત્રણ અને ચોથી વિધવાના પછી ક્રમાનુસાર વારસદાર બને છે. આ પૈકી એક પણ સભ્ય હયાત હોય તો તે વારસદાર ન બની શકે.

## પુત્રીનો વારસાહક્ક

ઉપર જણાવ્યા અનુસાર વારસાના કાયદામાં પુત્રીનો ક્રમ ચોથો આવે છે, એટલે કે ઉપરના ચાર વારસોની ગેરહાજરીમાં તેને મળે છે. વળી મૈયત, સંયુક્ત કુટુંબનો સભ્ય હોય તો દીકરીને વારસો મળતો નથી પરંતુ સંયુક્ત કુટુંબના બીજા પુરુષ સભ્યને બધી મિલ્કત જાય છે. બંગાળ સિવાયના હિંદના અન્ય ભાગો કે જ્યાં મિતાક્ષરા પદ્ધતિ પ્રવર્તે છે, ત્યાં એવો નિયમ છે, કે સંયુક્ત કુટુંબમાં એક પુરુષના મરણથી મિલ્કતમાંનો તેનો હિસ્સો તેની વિધવા સ્ત્રીને કે પુત્રીને મળતો નથી; પરંતુ તેને પુત્ર હોય તો તેને, નહિ તો સંયુક્ત કુટુંબના

બીજા સહભાગી સભ્યને તેનો ભાગ ચાલી જાય છે. (રૂલ ઑફ સરવાઇવરશીપ) જ્યારે દાયભાગના નિયમો કે જે બંગાળમાં પ્રચલિત છે ત્યાં આ વસ્તુ નથી. દીકરી ઉપર જણાવેલ ચાર વારસોના અભાવે વારસ બને છે.

આ ક્રમ બાબતમાં જરા પાછળ જઇશું તો આપણે જૂના સમયના હિંદુ શાસ્ત્રકારોની ન્યાયબુદ્ધિની પ્રશંસા કર્યા વગર ચાલે તેમ નથી. કારણ કે જે સમયે દરેક દેશની ન્યાયપદ્ધતિમાં સ્ત્રીને બિનવારસ સ્થિતિમાં રાખેલ હતી તેવે વખતે આપણા દેશમાં પત્ની અને પુત્રીને વારસદાર તરીકે સ્થાન આપવામાં આવ્યું હતું. મનુ અને બૃહસ્પતિએ તો પુત્ર અને પુત્રીને સમાન લેખ્યાં છે. પુત્રીનો ક્રમ પુત્ર અને પત્ની પછી રાખવાના કારણમાં મુખ્ય તો કુટુંબની મિલ્કત કુટુંબમાં રહે તે હતો, અને બીજું એ છે કે પુત્રીને તો લગ્ન પછી પાલનપોષણ કરનાર તેનો સ્વામી છે; જ્યારે વિધવાને અને પુત્રને પિતાના કુટુંબમાં રહી કુટુંબનો જ નિભાવ કરવાનો હોય છે. જો કે હાલની પરિસ્થિતિ કાંઇક અંશે ફરી ગઈ છે અને તેથી આપણે જૂની ગોઠવણને અંધપણે વળગી રહેવાની કાંઇ જરૂર નથી.

એક તો દીકરીનો વારસાહક્કનો વારો મોડો મોડો કેટલાય અંતરાયો પછી મહામુસીબતે આવે છે, ત્યારે વળી આ હક્ક મુંબઇ ઇલાકા સિવાય અન્યત્ર સ્વતંત્ર માલકીહક્ક નથી. વિધવાની મિલ્કત અંગે આપણે આગળ જોઈ ગયા તેમ પુત્રીને પણ મિલ્કત ઉપર તદ્દન મર્યાદિત હક્કો છે. પ્રાપ્ત થયેલી દુર્લભ મિલ્કત તેને નથી વેચવા–સાટવાનો હક્ક, કે નથી કોઇને આપવાનો અધિકાર, ફક્ત મિલ્કતની ઊપજ ભોગવવાની તેને છૂટ છે. આ વસ્તુ એવા સિદ્ધાંત ઉપર રચાયેલી છે, કે મિલ્કત મૈયતના કુટુંબની બહાર જવા ન દેવી જોઇએ. મુંબઇ બાજુ પુત્રીની સ્થિતિ આ અંશે સહેજ ઠીક ગણાય, કારણ કે ત્યાં

પુત્રીનો વારસાહક્ક મર્યાદિત સ્વરૂપનો નથી. મરનારના કુટુંબ-માં જન્મેલ, સ્ત્રી વારસદાર, મિલ્કતના સંપૂર્ણ માલિક બને છે જયારે મરનારના કુટુંબમાં લગ્નગ્રંથીથી જોડાયેલ સ્ત્રીને મિલ્કત અંગે મર્યાદિત અધિકાર છે.

વળી વારસદાર તરીકે એકથી વધારે પુત્રી હોય તો મિતાક્ષરા પદ્ધતિ અનુસાર પ્રથમ કુંવારી પુત્રીને અને તેના અભાવે પરણેલીને; તેમાં વધારે હોય તો ગરીબ પુત્રીને પ્રથમ હક્ક છે. દાયભાગ પ્રથામાં પ્રથમ કુંવારી કન્યાને હક્ક મળે છે અને તેના અભાવે જે પુત્રીને પુત્ર હોય અથવા થવાનો હોય તેવી પુત્રીને મળે છે; પરંતુ સંતાન ન થાય તેવી અગર પુત્રીનો જન્મ આપનાર દીકરીઓને વારસદાર બનવામાં બહુ જ ગૂંચ-વણો હોય છે. આ બાબતમાં મિતાક્ષરાનો સિદ્ધાંત દાયભાગ કરતાં સારો છે; કારણ કે પહેલાંની અંદર ગરીબ તવંગરનો ભેદ પાડી ગરીબને પસંદગી આપવામાં આવી છે. જયારે દાય-ભાગમાં પુત્ર ન હોય તેવી દીકરીઓને ક્યાંય દૂર હડસેલવામાં આવે છે.

દીકરીઓ એકથી વધારે હોય ત્યારે મિલ્કત બધાને સરખે હિસ્સે ભોગવવાની છે પરંતુ અહીં પણ તે હક્ક સ્વતંત્ર નથી. મુંબઈ સિવાય અન્યત્ર આ હક્ક પણ મર્યાદિત સ્વરૂપનો છે. વારસદાર થનાર એક બહેન ગુજરી જાય તો તેનો હિસ્સો તેનાં સંતાનોને નથી જતો પરંતુ બીજી હયાત બહેનને ભાગે જાય છે. તેમ જીવન દરમિયાન પણ આ મિલ્કતમાં ભાગ પડાવી સ્વતંત્ર માલકી મેળવી શકાય નહિ. જયારે મુંબઇ બાજુ દીકરીને પોતાના ભાગની મિલ્કતનો ભાગ જુદો પડાવવાનો અને સ્વતંત્ર હક્ક મેળવવાનો અધિકાર પ્રાપ્ત થયેલ છે.

હિંદના કેટલાએક ભાગોમાં તો સ્થાનિક રિવાજનાં બળને અનુસરીને કાયદાએ દીકરીને વારસાહક્ક મેળવતી બંધ

કરી દીધી છે જ્યારે વડોદરા, મહીસૂર, ત્રાવણકોર જેવાં પ્રગતિકારક રાજ્યોમાં સ્ત્રીઓને વારસાહક્ક વધુ વિસ્તૃત સ્વરૂપમાં આપવામાં આવેલ છે.

પુત્રીને પુત્ર સાથે સમાન વારસ ઠરાવી બન્નેને સરખા હક્ક આપવામાં પણ પુષ્કળ જોખમ રહેલું છે, તેવી એકપક્ષની દલીલ છે. તે દલીલ વિચારવા જેવી તો છે. પુત્રીના લગ્ન બાદ ઘણા યે કિસ્સાઓમાં જમાઈરાજ પોતાની પત્નીને પિયરમાંથી જેટલું લાવી શકાય તેટલું ઢસડી લાવવા દરેક પ્રકારનું દબાણ કરે છે. સ્ત્રીનું પલ્લું પણ વાપરી ખાય છે અને જો સ્ત્રી વારસદાર બને તો જમાઈ તેને પિયરમાંથી તેનો હિસ્સો જલ્દી જુદો પડાવી લાવવા ખૂબ દબાણ કરે તેવો દરેક સંભવ છે. આથી પરણિત પુત્રીને પિતાની મિલ્કતમાંથી ભાગ મળવા વિષે અત્યારે તીવ્ર મતભેદ ચાલી રહેલ છે. આ દલીલ વિષે અત્યારે લાંબી ચર્ચામાં ન ઊતરતાં એટલું તો સહેલાઇથી કહી શકાય તેમ છે, કે એ માટે યોગ્ય રસ્તો ધીમેધીમે કરી શકાશે. જ્યાં સુધી સંયુક્ત કુટુંબની પ્રથામાં અનુકૂળ ફેરફારો કરવામાં નહિ આવે ત્યાં સુધી આ વસ્તુનું નિરાકરણ કરવાનું કાર્ય બહુ જ મુશ્કેલ થઈ પડે તેમ છે; પરંતુ તેથી પુત્રીની માગણી અને હક્કને અવગણી શકાશે નહિ.

અત્યારે ઘણાંખરાં કુટુંબોમાં પુત્ર અને પુત્રી વચ્ચે આસમાન જમીન જેવો ભેદ રાખવામાં આવે છે. પુત્રને દરેક પ્રકારની સગવડ, કેળવણી અને પૈસા આપવામાં આવે છે. જ્યારે પુત્રીને થોડું ઘણું ભણાવવામાં આવે છે. તેમ જીવનના દરેક અંગમાં ગૌણ સ્થાન આપવામાં આવે છે. આ વસ્તુ આજની ઘણી સ્ત્રીઓની પ્રગતિમાં કંટકરૂપ નીવડી છે અને તેની અસર સામાજિક અવનતિમાં પરિણમી છે.

# ૬ : સ્ત્રીધન

આગળ આપણે સ્ત્રીના વારસાહક્ક અંગે ચર્ચા કરી. હવે જ્યારે વારસા સિવાય બીજી રીતે મિલકત પ્રાપ્ત થઈ હોય ત્યારે તે મિલકતની વ્યવસ્થાનો અને સ્વામિત્વનો હક્ક કેવા પ્રકારનો છે તે જરા તપાસીએ. પહેલાં આપણે સ્ત્રીના મિલકત ઉપરના મર્યાદિત હક્કો અને સંપૂર્ણ સ્વામિત્વના હક્કો વચ્ચેનો તફાવત જોયેલ છે. સાધારણ રીતે મર્યાદિત સ્વરૂપવાળી મિલકતને વિધવાની મિલકત તરીકે ઓળખવામાં આવે છે, જ્યારે સંપૂર્ણ સ્વામિત્વ સ્વીકારતી મિલકતને સ્ત્રીધન કહેવામાં આવે છે. બન્ને વચ્ચેના આ તફાવતને લઇને તેનાં પરિણામો પણ તદ્દન જૂદાં આવે છે. સ્ત્રીધન, સ્ત્રીના પોતાના જ વારસોને જાય છે. જ્યારે વિધવાની મિલકત તેના મરણ પછી તેના પતિના વારસ તરફ ઊતરે છે.

સ્ત્રીધનનો વિષય હિંદુશાસ્ત્ર અને કાયદામાં ઘણો જ વિસ્તૃત અને ચર્ચાસ્પદ છે; પરંતુ આપણા વિષયની મર્યાદા બહાર ન જતાં સ્ત્રીધનના પ્રશ્નમાં સ્ત્રીની ક્યાં ક્યાં કફોડી સ્થિતિ બનેલી છે, તે જ તપાસીશું. આજે કાયદાશાસ્ત્રીઓએ સ્ત્રીધનના બે જુદા અર્થ કાઢ્યા છે. પહેલો અર્થ એ છે, કે સ્ત્રીની સ્વતંત્ર મિલકત કે જેના ઉપર સ્ત્રીનો સંપૂર્ણ કબજો ભોગવટો છે તે; જ્યારે બીજો અર્થ એવું સૂચિત કરે છે, કે સ્ત્રીધન એટલે સ્ત્રીની માલિકીમાં આવતી સર્વ પ્રકારની મિલકત; પછી તેના ઉપરના હક્કોની હદ ગમે તેટલી હોય.

વેદના સમયમાં સ્ત્રીની ચોક્કસ મિલકત ઉપર સંપૂર્ણ માલિકી હોવાનાં દૃષ્ટાંતો મળી આવે છે. સ્મૃતિકારોમાં મનુથી×

× अध्यग्न्यध्यावाहनिकं दत्तं च प्रीतिकर्मणि ।
भ्रातृमातृपितृप्राप्तं षड्विधं स्त्रीधनं स्मृतम् ॥ मनुः

માંડીને યાજ્ઞવલ્કય સુધીનાઓએ સ્ત્રીધનનો અર્થ ગમે તે સમયે સગાંઓએ બક્ષેલ મિલકત અને ઇતરજનોએ લગ્ન વખતે લગ્ન-નિમિત્તે આપેલ મિલકતને ખરું સ્ત્રીધન ( ટેકનીકલ ) ગણ્યું છે. કાત્યાયન મનુએ ગણાવેલ સ્ત્રીધનના પ્રકારોમાં એક બે બાબતો ઉમેરે છે: પરંતુ પરીણિતકાળ દરમિયાન સ્વ–ઉપાર્જનથી મેળવેલ મિલકત ઉપર તથા ત્રાહીત તરફથી મળેલ મિલકત ઉપર પતિનો હક્ક દર્શાવવામાં આવેલ છે.

સ્મૃતિકારો પછી જે વિસ્તૃત ટીકાઓ લખાઈ છે, તેમાંના એક ગ્રંથકાર વિજ્ઞાનેશ્વરે પોતાના 'મિતાક્ષરા' પુસ્તકમાં સ્ત્રીધનની જે વ્યાખ્યા દર્શાવી છે તે સ્ત્રીઓની દૃષ્ટિએ ખૂબ ક્રાંતિકારક કહી શકાય અને આવી વ્યાપક વ્યાખ્યા આપવા બદલ વિજ્ઞાનેશ્વરની ઘણી પ્રશંસા થયેલી છે. યાજ્ઞવલ્કયે સ્ત્રીધનના પ્રકારો દર્શાવતાં 'આદ્યમ્' શબ્દનો ઉપયોગ કર્યો છે. તે શબ્દનો અર્થ વિજ્ઞાનેશ્વરે ઘણી જ ઉદાર રીતે કર્યો છે. સ્મૃતિકારોએ વર્ણવેલ સ્ત્રીધનના પ્રકારો ઉપરાંત વારસામાં કે વહેંચણીમાં આવેલી, ખરીદ કરવામાં આવેલી, તેમ જડી આવેલી મિલકતનો પણ સમાવેશ સ્ત્રીધનમાં કરવામાં આવ્યો છે; આનું પરિણામ એ આવે છે કે સ્ત્રીએ કોઈ પણ પ્રકારે પ્રાપ્ત કરેલી મિલકત સ્ત્રીનું સ્વતંત્ર સ્ત્રીધન બને છે; પછી ભલે તે સગાંઓ તરફની ભેટ હોય કે ઈતરજન તરફથી વારસાહક્કથી પ્રાપ્ત થઈ હોય કે સ્વાવલંબનથી. આ વસ્તુસ્થિતિ અનુસાર સ્ત્રીને મિલ્કત ધરાવવાનો હક્ક પુરુષ જેટલો જ વિસ્તૃત ગણી શકાય. પરંતુ વિજ્ઞાનેશ્વરની આ સર્વવ્યાપી વ્યાખ્યા, બ્રિટિશ કોર્ટોએ સ્વીકારી નથી અને હાલના કાયદામાં સ્ત્રીધનમાં ગણાતી મિલકત બહુ મર્યાદિત રૂપની છે.

જિમૂતવાહન કે જેઓ બંગાળની પ્રચલિત દાયભાગ પદ્ધતિ માટે જવાબદાર છે, તેમણે સ્ત્રીની દરેક પ્રકારની

મિલકત સ્ત્રીના મરણુ બાદ તેના જ વારસોને જાય તેવી યોજના કરી છે.

વારસદાર તરીકે સ્ત્રીએ મેળવેલી મિલકતને મુંબઇ સિવાય અન્ય જગ્યાઓએ સ્ત્રીધન તરીકે ગણી નથી. મુંબઈમાં આ પ્રકારની મિલકતને સ્ત્રીધનમાં સ્વીકારી લીધી છે, પરંતુ તેમાં એક અપવાદ રાખેલ છે કે વારસાહક્ક મેળવનાર સ્ત્રી ગુજરનારના વંશમાં લગ્નથી જોડાઈ હોય (દા. ત. વિધવા, માતા વિ.) તો તે મિલકત સ્ત્રીધન નથી બનતી. બાકી પુત્રી, બહેન વગેરેને જો મિલકત વારસામાં મળે તો તેમની સ્વતંત્ર મિલકત છે. બીજા પ્રાંતો કરતાં મુંબઇમાં વારસાહક્ક અંગે સ્થિતિ કાંઇક ઠીક છે પરંતુ એકંદર જોતાં દાયભાગ વિભાગની બહેનોની સ્થિતિ પ્રમાણુમાં સૌથી સારી છે. કારણુકે મિતાક્ષરામાં સંયુક્ત કુટુંબનો એક પણુ સભ્ય હયાત હોય ત્યાં સુધી કોઈ સ્ત્રી વારસદાર બની શકતી જ નથી; જ્યારે દાયભાગમાં વિધવા કે પુત્રી કે માતા ગુજરનારની પાછળ હક્કદાર બને છે જયારે મિતાક્ષરામાં તો બીજા જીવતા પુરુષ સભ્યને મિલકત જાય છે. (રૂલ ઑફ સરવાઇવરશીપ)

ટૂંકમાં કાયદામાં સગાંઓએ આપેલ મિલકત તથા ઈતરજનોએ લગ્નપ્રસંગે આપેલ મિલકત અને સૌદાયિક એટલે કે લગ્નકાળ પહેલાં અગર લગ્ન પછી પરિણીત સ્થિતિમાં પિતા કે પતિ કે પતિ તરફનાં સગાંઓ તરફથી જે કાંઇ મળેલું હોય તે મિલકતનો સ્ત્રીધનમાં સમાવેશ કરવામાં આવેલ છે.

સ્ત્રીધન ઉપરના હક્કો સ્ત્રીધનની ખરી મહત્તા દર્શાવે છે. કૌમાર્યાવસ્થામાં તથા વૈધવ્યાવસ્થામાં પ્રાપ્ત કરેલી હરેક પ્રકારની મિલકત સ્ત્રીધન જ ગણાય છે અને તે મિલકત ઉપર સ્ત્રીનું સંપૂર્ણ સ્વામિત્વ છે; તેનો ઉપયોગ અને વ્યય તેની ઈચ્છાનુસાર કરી શકે છે અને સ્ત્રીના અવસાન બાદ તે બધી મિલકત તેના

પોતાના વારસોને જ જાય છે. સ્ત્રીધનના પ્રકારો ભિન્નભિન્ન છે તેમ તેના વારસદારો પણ તરેહતરેહના બતાવેલ છે.

લગ્નકાળ દરમિયાન સ્ત્રીધનની મિલકત ઉપર સ્ત્રીના હક્કો બે પ્રકારના છે, ઉપર દર્શાવેલ ખરા સ્ત્રીધન અને સૌદાયિકા સ્ત્રીધન ઉપર વિવાહિત જીવનમાં પણ સ્ત્રીનો સંપૂર્ણ અધિકાર છે. જ્યારે તે સિવાયની અન્ય પ્રકારની મિલકત ઉપર જૂદી જૂદી જાતના હક્કો છે. તે મિલકત ઉપર પતિનો અંકુશ રહે છે અને તેનો વ્યય પતિની સમ્મતિ વગર થઇ શકતો નથી. વળી દુષ્કાળ સમયમાં કે કુટુંબના પાલનપોષણની જરૂરિયાતમાં કે અનિવાર્ય ધાર્મિક સંસ્કાર માટે કે માંદગી કે આપત્તિકાળે પતિને પત્નીની મિલકતનો ઉપયોગ કરવાની યોજના કરી આપવામાં આવી છે.

અસૌદાયિકા સ્ત્રીધનનો ઉપયોગ કે વ્યય તો પતિદેવ ગમે તે સંજોગોમાં પોતાની ઇચ્છાનુસાર કરી શકે છે.

મુંબઈ, કલકત્તાં અને અલ્હાબાદની હાઈકોર્ટોના ચુકાદા અનુસાર સંતાનરહિત જૈન વિધવા તેના ધણીની આગવી મિલકત સ્ત્રીધન તરીકે પ્રાપ્ત કરે છે જ્યારે મદ્રાસમાં તેથી અવળો કાયદો છે.

સ્ત્રીધનમાં સમાવેશ ન થતી સ્ત્રીની બીજી મિલકતમાં સ્ત્રીને પુરુષ અગર સ્ત્રી તરફથી વારસામાં ઊતરેલી વહેંચણીથી પ્રાપ્ત થયેલી, ત્રાહિત પાસેથી બક્ષિસમાં મળેલી, જાતમહેનત અથવા સ્વકલાકૌશલ્યથી ઉપાર્જિત કરેલી, ખરીદ કરેલી, જડેલી તથા બીજી રીતે મળેલી મિલકતનો સમાવેશ થાય છે. આવી અગત્યની મિલકત ઉપર સ્ત્રીને સંપૂર્ણ સ્વામીત્વ નથી, એટલુંજ નહીં પરંતુ આ બધી મિલકત ઉપર સ્ત્રીના પતિને તાગડધિન્ના કરવાની અનુકૂળતા કાયદાએ કરી આપી છે. એક સ્ત્રી પોતે જાતમહેનત કે સ્વકલાકૌશલ્યથી કમાતી હોય તે મિલકતને તેની સંપૂર્ણ

માલકીની ન ગણુતાં તેના પતિને તેનો મનસ્વી ઉપયોગ કરવાની જે સત્તા કાયદાએ આપેલી છે તે તદ્દન અસ્થાને છે અને અન્યાયી છે. આજની સ્ત્રીના સ્વાવલંબીપણા અને સ્વાતંત્ર્યમાં આ વસ્તુ બહુ જ અંતરાયરૂપ બની છે. આથી સ્ત્રીની આર્થિક સ્થિતિ પણ બહુ જ અવનત દશામાં રહે તે સ્વાભાવિક છે અને આર્થિક પરાધીનતા કેવી બૂરી વસ્તુ છે તે કોણ નથી જાણતું ?

## ૭ : બીજી કોમની સ્ત્રીઓના વારસાના પ્રશ્નો

આ પ્રકરણમાં આપણે હિંદની મોટામાં મોટી વસ્તીની સ્ત્રીઓના વારસાહક્ક અંગે ચર્ચા કરી છે. હવે આપણે હિંદમાં રહેલી અન્ય કોમોની સ્ત્રીઓના વારસાના પ્રશ્નો અને હક્કો વિષે ટૂંક નિરીક્ષણ કરીએ.

મુસ્લિમ કોમ હિંદુ કોમથી સંખ્યામાં બીજા નંબરે ઊભી રહે છે. મુસ્લિમોનો કાયદો બીજી કોમોના કાયદાથી તદ્દન નિરાળો છે. હિંદની અન્ય કોમોની સ્ત્રીઓની તુલનામાં મુસ્લિમ સ્ત્રીનો વારસાહક્ક પ્રમાણમાં ઘણો સરસ છે. પ્રમાણમાં સરસ છે એટલે કે તેને આદર્શ કે શ્રેષ્ઠ જરૂર ન કહી શકાય. મુસ્લિમ સમાજમાં જાતિભેદ હોય છે. સ્ત્રી અને પુરુષ વચ્ચે હક્ક પ્રાપ્તિમાં મોટી અસમાનતા છે. એક મુસ્લિમ વ્યક્તિ પોતાની પાછળ પુત્ર અને પુત્રીને મૂકીને ગુજરી જાય તો બહેનને વારસામાં ભાઈના કરતાં અર્ધો હિસ્સો ઓછો મળે છે. જ્યારે મુસ્લિમ વિધવા સંતાનરહિત હોય તો તે એક ચતુર્થાંશ ભાગ મેળવે છે અને સંતતિ હોય તો તેને એક અષ્ટમાંશ હિસ્સો મળે છે.

પારસી કોમ જેવી પ્રગતિશીલ જાતિમાં હાલમાં લગ્ન

અંગેના કાયદાઓમાં સારા ફેરફારો થતા જાય છે, પરંતુ વારસાહક્ક અંગે કાયદામાં સ્ત્રીનો દરજ્જો ઊતરતો રાખવામાં આવેલ છે. પારસીઓનો વારસાહક્ક અંગેનો ખાસ કાયદો છે. તેમાં સ્ત્રી પુરુષના હક્કો સમાનતા ઉપર રચાયા નથી. ભાઈ-બહેન પિતાની મિલ્કતમાં સમાન હિસ્સો મેળવતાં નથી, અને એક પારસી પોતાની પાછળ એક પુત્ર અને એક પુત્રી અને વિધવા મૂકીને ગુજરી જાય તો પુત્રને પુત્રીના ભાગ કરતાં ચાર ગણો વધારે હિસ્સો મળે અને વિધવાને પુત્રને મળતા હિસ્સાનો અર્ધો ભાગ મળે છે. આ રીતે બહેનને ભાઈના હિસ્સાનો એક ચતુર્થાંશ ભાગ મળે છે. એટલું સારું છે કે માતાની મિલ્કતના વારસામાં ભાઈબહેનને સમાન હકકો અપાયેલા છે. વળી કુટું-બમાં મૈયતની પાછળ સ્ત્રી હોય અને સંતાન ન હોય તો વિધવાને અડધો ભાગ મળે છે અને બાકીનો અડધો ભાગ મરનારના બાપના વંશજોને જાય છે.

ખ્રિસ્તી સ્ત્રીને અને સ્પેશિયલ મૅરેજ ઍક્ટ હેઠળ પરણનાર સ્ત્રીને તેના પતિના અવસાન બાદ તેને વારસામાં સંતાન હોય તો મિલ્કતનો એક તૃતિયાંશ ભાગ મળે છે અને સંતાનરહિત હોય તો સ્ત્રી સર્વ મિલ્કતની સંપૂર્ણ માલિક બને છે. અપવાદ એ છે કે લગ્ન પહેલાં સ્ત્રીને હક્કહિસ્સો મેળવવામાંથી બાકાત રાખવાનો યોગ્ય કરાર થયો હોય તો સ્ત્રી વારસાહક્ક ગુમાવે છે. વળી આ ઍક્ટથી પરણનારાઓના સંતાનોનો વારસાહક્ક ઈંડિયન સકસેશન ઍક્ટથી નકકી થાય છે; અને તે કાયદામાં સ્ત્રી વારસદાર તરીકે સ્થાન ધરાવે છે, પુત્ર પુત્રીને પણ મિલ્ક-તમાં સમાન હક્કહિસ્સા મળે છે.

બર્મામાં બુદ્ધ ધર્મ પાળનારાઓનો વારસાહક્ક અંગેનો કાયદો પણ જુદા પ્રકારનો છે. વિધવાને મરનારની મિલ્કતનો ચતુર્થાંશ હિસ્સાનો સ્વતંત્ર હક્ક પ્રાપ્ત થાય છે એટલું જ નહિ,

પરંતુ બાકી રહેતો ચોથો ભાગ કે જે પુત્ર અગર પુત્રીને માટે નિયત કરેલ હોય છે તે પણ તેને વિધવાની હયાતી બાદ મળે છે અને તેની વ્યવસ્થા પણ વિધવા જીવે ત્યાં સુધી પોતાના હસ્તક રાખવા હક્કદાર છે. જો કે માતાના અભાવે પુત્રી જ વારસ બને છે. કારણ કે માતા હોય ત્યારે બાકીનો એક ચતુર્થાંશ ભાગ પુત્રનો જ ગણાય છે.

મદ્રાસના અમુક ભાગોમાં અને વિશેષત: મલબારમાં સ્ત્રીઓ હિંદની બીજી સ્ત્રીઓના હક્કોની તુલનામાં વારસાહક્ક પ્રમાણમાં ઘણા સારી રીતે ભોગવે છે. માતા અને પુત્રીને વારસાના સારા હક્કો મળેલા છે. મરનારની સ્વોપાર્જિત અને સ્વતંત્ર આગવી મિલ્કતના અર્ધા હિસ્સાની કુલ સ્વતંત્ર માલિક તેની વિધવા બને છે, અને અવિભક્ત કુટુંબ હોય તો બીજા સીધા વારસાના અભાવે સ્ત્રી તેના પતિના ભાગની માલિક બને છે. આ રીતે આ કાયદાએ હિંદુ સ્ત્રીઓને એક બહુ જ અગત્યનો હક્ક આપી તેમની આર્થિક સ્થિતિ પ્રમાણમાં ઉચ્ચતર કરી છે.

યુરોપમાં આજે તો સ્ત્રીને વારસના ઠીકઠીક અધિકારો પ્રાપ્ત થયા છે અને મિલ્કતની વ્યવસ્થા તથા વ્યય અંગે પણ સ્વતંત્ર હક્કો મળ્યા છે. થોડાં જ વર્ષો પહેલાં યુરોપમાં મિલ્કતની વ્યવસ્થા તથા કરાર કરવા અંગેના અધિકારો આપણી સ્ત્રીઓના હક્કો કરતાં પણ ઊતરતા હતા. ઈંગ્લિશ કૉમન લૉ અનુસાર અંગ્રેજ સ્ત્રી પોતે મેળવેલી કે પોતાની લાવેલી મિલ્કતની પણ સ્વતંત્ર માલિક બની શકતી ન હતી. પરિણીત સ્ત્રીની મિલ્કત ઉપર તેના પતિનો અંકુશ રહેતો હતો અને પરિણામ એ આવતું કે સ્ત્રીની ઘણીખરી મિલ્કત પતિદેવના શુભ હસ્તે વપરાઈ જતી. પાછળથી આ કાયદામાં અગત્યના ફેરફાર થયા અને હવે સ્ત્રીને તેની મિલ્કત ઉપર સંપૂર્ણ સ્વામિત્વના હક્કો

મળ્યા છે. હિંદમાંના ખ્રિસ્તીઓના હક્કો પણ આ કાયદાને અનુસરીને અપાયેલા હતા. તેમાં હિંદુસ્તાનનો વારસાનો કાયદો (ઇન્ડિયન સકસેશન ઍક્ટ) અને પરણેલી સ્ત્રીનો મિલ્કત-હક્કનો કાયદો (મેરીડ વીમેન્સ પ્રૉપર્ટી ઍક્ટ) થતાં સ્ત્રીઓના મિલ્કત ધરાવવાના અને મિલ્કત અંગે કરાર કરવાના ઇત્યાદિ હક્કો સંપૂર્ણ બન્યા છે.

ટૂંકમાં વારસાહક્ક બાબતમાં આપણે જોયું કે કાયદાએ સ્ત્રીને બહુ ઊતરતા દરજ્જામાં રાખેલી છે અને તેનું ચોખ્ખું પરિણામ એ આવ્યું છે કે સ્ત્રીજાતિ પુરુષથી ખૂબ પછવાડે રહી ગઇ છે. સ્ત્રીને મિલ્કતમાં કાંઈ હક્ક નહિ હોવાથી કુટુંબીજનો પણ તેના હિત માટે લાંબી દરકાર રાખતાં નથી. એક જ કુટુંબમાં એક છોકરા પાછળ જેટલું ખર્ચ કરવામાં આવે છે અને જેટલું લક્ષ આપવામાં આવે છે તેના એક ચતુર્થાંશ ભાગ જેટલી સંભાળ પણ દીકરી માટે રાખવામાં નથી આવતી. આર્થિક અસમાનતાએ એક જ કુટુંબનાં સ્ત્રી અને પુરુષ સભ્યોને જુદીજુદી હરોળમાં મૂકીને તેમની વચ્ચે મોટું અંતર પાડી દીધું છે. પુરુષ વૈભવમાં મહાલતો હોય છે અને ઘણી સ્ત્રીઓ તે જ કુટુંબની સભ્ય હોવા છતાં યે તેમને ખાવાપીવાની પણ મૂંઝવણ હોય છે. વળી શ્વસુરગૃહે પતિનો કે નણંદસાસુનો ત્રાસ કે જુલમ હોય તો તે વધારામાં.

આર્થિક પરાધીનતાને કારણે સ્ત્રીજીવનના દરેક ક્ષેત્રમાં પાછળ પડી ગઇ છે. યુરોપના દેશોમાં સ્ત્રીને વારસાહક્કો હોવાથી તેનું સ્થાન સમાજમાં પુરુષથી જરા પણ ઊતરતું નથી, અને તેથી સ્ત્રીએ સમાજના વિકાસમાં પોતાનો સુંદર ફાળો આપ્યો છે.

# ૮ : ગામડાંની સ્ત્રીઓના પ્રશ્નો

હિંદમાં મહાસભા અને ગાંધીજીની પ્રેરણાથી ગામડાંના પ્રશ્નો ઉપર ઠીકઠીક ધ્યાન અપાઇ રહ્યું છે. ગામડાંની ઉન્નતિ વિના સમસ્ત દેશની પ્રગતિ થવાની નથી તે વાત તો આજે નિર્વિવાદ સ્વીકારાઇ છે. રાષ્ટ્રના મહાન પ્રશ્નો આજે ગામડાંની દષ્ટિએ વિચારાઈ રહ્યા છે તે પણ નોંધપાત્ર વસ્તુ છે. ખરું હિંદ ગામડાંમાં જ છે અને રાષ્ટ્રનો આત્મા પણ ગામડું જ છે, એ વસ્તુનું ભાન મહાત્માજીએ સૌને કરાવ્યું છે. હમણાં હમણાંમાં ઘણા કામ કરનારાઓ ગામડાં અને ગ્રામજીવનમાં સારો રસ લેતા થયા છે અને તે દિશામાં ઠીકઠીક કામ ચાલી રહ્યું છે; જોકે પ્રમાણમાં તો તે જૂજ જ કહી શકાય.

ગામડાંની સ્ત્રીઓની સ્થિતિ તો આગળ જોઈ ગયા તેથી પણ બહુ વિષમ છે. લાજપડદાનો રિવાજ હજુ ઘણી જગ્યાએ ચાલી રહેલ છે. સમાજમાં સ્ત્રીનું સ્થાન તદ્દન હલકું લેખવામાં આવે છે.

સામાજિક રૂઢિ, રીતરિવાજો, ધાર્મિક માન્યતાઓ અને વહેમો એટલા બધા જડ ઘાલી બેઠા છે કે તેમાં સુધારણા કરવાનું કાર્ય બહુ કપરું છે. આપણે આગળ ચર્ચા કરી ગયા તે બધા વિષયો ગામડાંની સ્ત્રીને પણ લાગુ પડે છે, પરંતુ તે ઉપરાંત પણ તેમની બીજી મુશ્કેલીઓ પણ છે. આપણે ટૂંકમાં મુખ્ય પ્રશ્નો જોઇ લઈએ.

ગામડાંમાં તો સ્ત્રીઓને માર પડવાના કિસ્સાઓ સાવ સામાન્ય છે. નાની નજીવી બાબતોમાં પતિદેવ સ્ત્રીને એક પ્રાણીથી પણ ઊતરતી પંક્તિની ગણી માર માર્યાં કરે છે, અને ગણાય પ્રસંગોમાં પુરુષ પોતાના ગુસ્સાની હાયવરાળ સ્ત્રીના શરીરનાં અંગોને કાયમી નુકસાન કરવામાં કે બદસૂરત કરવામાં કાઢે છે. સ્ત્રીઓની છેડતી પણ પુષ્કળ પ્રમાણમાં

કરવામાં આવે છે. ગરીબ વર્ગની સ્ત્રીઓ ઉપર તો ખોટી રીતે તેને ગેરકાયદેસર અટકાયતો કરી, ઇચ્છાઅનિચ્છાએ અત્યાચારો પણ ઘણી વાર થાય છે. પ્રજામત હવે કેળવાતો જાય છે, અને તેથી આ વસ્તુમાં યોગ્ય ફેરફારો જરૂર થશે, પરંતુ યોગ્ય દાખલાઓમાં સ્ત્રીને મદદ કર્યા વિના બીજો ઈલાજ નથી હોતો. તેવે વખતે કાયદેસર પગલાં લેવાં જ જોઇએ. નાનાં ગામોમાં અધિકારીઓ અને સત્તાવાળાઓનું વલણ સ્ત્રીઓની વિરુદ્ધમાં હોય છે અને તેથી સ્ત્રીઓ અને સ્ત્રીઓના સહાયકોની મુશ્કેલીઓનો પાર રહેતો નથી, તોપણ આ બાબતમાં યોગ્ય પગલાં લેતાં અટકવું ન જોઇએ. મૅજિસ્ટ્રેટ કે પોલીસવાળા અન્યાયી વર્તાવ રાખે તો તેમના ઉપરીઅધિકારીને અને હવે જ્યારે મહાસભાએ પ્રાંતિક રાજ્ય ચલાવવાનું માથે લીધું છે ત્યારે જરૂર પડયે સ્થાનિક મહાસભા સમિતિને તે બાબતની તાત્કાળિક જાણ કરવી જોઇએ.

## મિલ્કત પરત્વે

સ્ત્રીને પોતાના લગ્નકાળ વખતે મળેલ મિલ્કત ઉપર સંપૂર્ણ માલિકીહક્ક છે તે આગળ આવી ગયું. ગામડાંમાં એવું બને છે કે સ્ત્રીને જે કાંઈ દાગીના, કપડાં કે રોકડ રકમ મળે છે તે બધું તે પતિગૃહે લાવે છે. મોટા ભાગના કિસ્સાઓમાં આ બધી વસ્તુઓ પતિરાજ દબાવી બેસે છે, અને જ્યારે સ્ત્રીને ઘરમાંથી હાંકી કાઢવામાં આવે છે ત્યારે તેને પોતાની સાથે લઈ જવાને કાંઈ પણ વસ્તુ રહેતી હોતી નથી. આ મિલ્કત સ્ત્રીધન હોઈ તે પાછું મેળવવા સ્ત્રી હક્કદાર છે, અને તે માટે જરૂર પડયે યોગ્ય રીતે લડી લેવું જોઇએ.

વિધવાના મિલ્કત પરત્વેના હક્કો અંગેના નવા કાયદાથી ગામડાંઓ તદ્દન અજ્ઞાત છે. આ કાયદો તદ્દન નવો હોઈ તેની જાણ નાનાં ગામોમાં તો ઘણાખરાને કરવાની જરૂર છે.

## હરિજન બહેનો

થોડાં વર્ષો પહેલાંની પરિસ્થિતિ અનુસાર સમાજમાં હરિજનો પશુથી પણ ઊતરતી કોટિનું સ્થાન ભોગવી રહેલા હતા. મહાત્માજીના સતત પ્રયાસો બાદ હવે તો તે વાતાવરણમાં સારું પરિવર્તન થઇ ગયું છે. શહેરમાં તો હરિજનો અંગે સૂગ ઓછી થઇ ગઇ છે, છતાંયે ગામડાંઓમાં હજુયે હરિજનો ઉપર અનેકવિધ ત્રાસો ચાલી રહેલા છે. હરિજન બહેનો ઉપર તો ત્રાસની અને જુલમની અવધિ આવી રહી હોય છે અને ત્યાં કાયદેસર રીતે મજબૂત પગલાંઓ લેવાનું પણ ઘણી વાર બહુ આવશ્યક બને છે.

કૂવાવાવમાંથી પાણી લેવામાં કે કપડાં ધોવામાં હરિજન સ્ત્રીઓની મુસિબતો અપાર હોય છે. આપણને તો આવી વસ્તુ ખ્યાલમાં પણ ન આવે; પરંતુ ઘણાં ગામડાંઓમાં ઉનાળાના પ્રખર તાપમાં ગામમાં પાણીના કૂવા હોવા છતાં હરિજન સ્ત્રીઓને બેચાર માઇલ દૂર પાણી લેવા જવું પડે છે; અને ત્યાંય ધક્કામુક્કી ખાઇને. આ બાબત અંગે કાયદામાં સુધારણા કરવાની વિચારણા ચાલી રહી છે તે આનંદની વાત છે.

## દેવું

ગામડિયાને અને મુખ્યત્વે ખેડૂતને માટે દેવાંનો પ્રશ્ન બહુ ગંભીર અને ભયંકર હોય છે. કુદરતના ખોળે રહેનારાઓને તો તે અસાધ્ય ક્ષયની જેમ ગળી રહેલ છે.

દેવાંનાં કારણો પુષ્કળ હોય છે, પરંતુ તેમાં ઊતરવાની હાલ જરૂર નથી. દેવાં માટે ખેડૂત પોતે જ કાંઈ દોષિત હોતો નથી એ વાત તો આજે સૌ અનુભવીઓ સ્વીકારે છે. ખરાબ મોસમ, લાંબી માંદગીઓ, વંશપરંપરાનું દેવું, સરકારની કડક મહેસૂલપદ્ધતિ વગેરે ઓછાં જવાબદાર નથી.

પરંતુ દેવાંનો પ્રશ્ન ગામડાંની સ્ત્રીને શું અસર કરે છે

તે જ તપાસીએ. કેટલીય જગાઓએ એવા ચોંકાવનારા બનાવો બન્યા કરે છે કે દેવા પેટે ગ્રામજન કે ખેડૂત સમયસર રકમ વાળી શકવા અસમર્થ બને છે ત્યારે પૈસા ધીરનાર પઠાણો કે સિંધીઓ કે આવા પ્રકારના બીજા લેણદારો ગામડિયાની સ્ત્રીછોકરીઓને ઉઠાવી જાય છે. તેમના ઉપર એટલું બધું દબાણ લાવવામાં આવે છે કે ડરના માર્યા તેઓ ફરિયાદ પણ કરતા નથી. વળી ચોટલાખત લખાવવાની પ્રથા પણ ઘણાં ગામડાંઓમાં પ્રચલિત છે. તેમાં એવું લખાણ લખવામાં આવે છે કે દેવાદાર અમુક સમયમાં દેવું પાછું ન વાળે તો તેણે પોતાની સ્ત્રીનો કબજો લેણદારને સુપરત કરવો. આ વસ્તુ કેટલી અધમ અને નીચ છે તેની ચર્ચા કરવી અસ્થાને છે. કાયદાએ આવાં લખાણો ગેરકાયદેસર ઠરાવેલ છે, પરંતુ આવાં લખાણો લખાવી લેનારને યોગ્ય શિક્ષા કરવાનો પ્રબંધ પણ કરવો જોઈએ. બિચારા ભોળા ગામડિયાઓ આવી બાબતોમાં તો બહુ ફસાઇ જાય છે.

## જ્ઞાતિના પ્રશ્નો

ગામડાંમાં પક્ષાપક્ષી બહુ હોય છે. ગામમાં ઘર હોય બાર, પરંતુ તડ પડ્યાં હોય છે તેર! નાની અને નજીવી બાબતોમાં મોટા ઝઘડા અને વેરઝેર ઊભાં થાય છે, અને આ બધી વસ્તુનું પરિણામ સ્ત્રીઓને જ સોસવું રહે છે. જ્યારે એક તડની કન્યા બીજા તડના પુરુષ જોડે પરણી હોય છે અને કોઇ વાર ઝઘડો જામે છે ત્યારે સ્ત્રીને પુરુષ વગરકારણે હાંકી કાઢે છે.

બાળલગ્ન અને વૃદ્ધલગ્ન પણ હજુ પ્રમાણમાં બહુ થાય છે. આ વિષય પર ચર્ચા કરી ગયા છીએ. ગામડામાં જે સંખ્યામાં આવાં લગ્નો ચાલી રહ્યાં છે તે જોતાં કાયદામાં મહત્ત્વના ફેરફાર કરવાનું આવશ્યક છે.

## ૯ : અન્ય પ્રશ્નો

ઉપરની મુખ્ય બાબતો ઉપરાંત બીજા ઘણા નાના પણ જટિલ પ્રશ્નોમાં પણ કાયદાએ સ્ત્રીને વિમુખ રાખીને પુરુષને ખાસ હક્કો આપ્યા છે.

રાજકીય હક્કો વિષે સ્ત્રીની સ્થિતિમાં દિનપ્રતિદિન પ્રગતિ થતી જાય છે. મતાધિકાર માટે યુરોપની સ્ત્રીઓએ ઐતિહાસિક લડતો ચલાવી સ્ત્રીઓ માટે ઠીકઠીક હક્કો મેળવ્યા છે. હિંદમાં પણ હાલમાં સ્ત્રીઓને મત આપવાનો અધિકાર વિસ્તૃત થતો જાય છે; જોકે તેમાં હજી ઘણા અગત્યના સુધારાની આવશ્યકતા જણાય છે.

વાલીપણાના હક્ક સંબંધમાં કાયદામાં સ્ત્રીનું સ્થાન પુરુષ કરતાં ઘણું જ ઊતરતું છે. શાસ્ત્રમાં માતા અને પિતા વચ્ચે યથાર્થ વાલી કોણ તે નિશ્ચિત કરવામાં આવ્યું નથી. સામાન્ય રીતે માતા પોતાના બાળક પ્રત્યે સમગ્ર રીતે ઓતપ્રોત થયેલી હોય છે, અને બાળકનો માતા પ્રત્યે અનન્ય નૈસર્ગિક પ્રેમ હોય છે. કોઈ સંજોગોમાં જ્યારે માતાપિતા વચ્ચે કાંઈ વિક્ષેપ પડે છે, ત્યારે કાયદો નાના બાળકને માતાની સ્નેહભરી ગોદમાંથી ખૂંચવી લઇ પિતાને સુપરત કરે છે. કુદરતના સામાન્ય નિયમ અને નિર્દોષ પ્રેમના સિદ્ધાંતને અવગણી, બાળકની માતાને તેના પિતા કરતાં વાલી બનવાને ઓછી લાયક ગણી છે. બિચારી સ્ત્રીને જ્યારે તરછોડી હાંકી કાઢવામાં આવે છે, ત્યારે તેને તેનાં બાળકોની સાથે રહેવાનું મળે તોપણ તે પોતાના જીવનનું અહોભાગ્ય માની સંતોષ અને શાંતિમાં રહે છે. વળી સ્ત્રી તદ્દન સગીરાવસ્થામાં હોય ત્યારે તેનાં માતાપિતાને નહિ, પરંતુ તેના પતિને વાલી તરીકે સ્વીકારી કાયદો સગીર સ્ત્રીને તેના ધણીને હવાલે સોંપે છે. આવા પ્રસંગે કેટલીયે

સ્ત્રીઓના આશાના મિનારાઓ તૂટી જાય છે અને તેમનું જીવન બેહાલ બની જાય છે.

બંગાળમાં, દક્ષિણમાં, પાટીદારોમાં, દેસાઇઓમાં, ગરાસિયાઓમાં, સિંધીઓમાં, પારસીઓમાં અને બીજી અનેક કોમોમાં કન્યાના પિતાએ કન્યાનો વર મેળવવા માટે વરને મોટી રકમ આપવાની હોય છે. કેટલાય કિસ્સાઓમાં વરની કિંમત પાંચ હજારથી પચીસપચાસ હજાર સુધી જાય છે. જે પિતાના નસીબે છ સાત પુત્રીઓ આવી હોય તેનું તો આવી જ બન્યું! આવી ભયંકર પ્રથાએ કેટલીયે ઊગતી બાળાઓનાં જીવનને હણ્યાં છે તે આપણે ક્યાં નથી જોતા? આ વસ્તુને દૂર કરવા કાયદાએ હજુ સુધી નિષેધ કર્યો નથી તે બહુ વિસ્મયજનક છે. આ વિષે ગાંધીજી લખે છે: 'બાપ કન્યાને વેચે છે એ રિવાજ તો દુષ્ટ છે જ; પણ વર જ્યારે કન્યાના બાપની પાસેથી પરણુવાની મહેરબાનીનો દંડ લે છે ત્યારે નીચતાની હદ આવી રહે છે.'

હિંદુ સ્ત્રીઓને ભેટબક્ષિસ કરવાના તથા વિલ–મૃત્યુપત્ર કરવાના હક્કો પણ મર્યાદિત તથા અંકુશોથી ભરેલા છે.

કોઈ વિલમાં સ્ત્રીને વારસો આપવામાં આવ્યો હોય ત્યાં જો સ્પષ્ટ શબ્દોમાં તેને સ્વતંત્ર માલિક ઠરાવવાનું લખાણ ન હોય, તો ઘણા કિસ્સાઓમાં કોર્ટો સ્ત્રીને સ્વતંત્ર મિલકત મળ્યાનું સ્વીકારતી નથી, અને તેને મર્યાદિત અને તેના જીવનકાળ સુધી ઉપભોગ કરવાનો હક્ક છે તેવો અર્થ કરે છે.

દત્તક લેવાનો અધિકાર હાલમાં વિસ્તૃત થયો છે; છતાંય પુરુષના જેટલા પૂરેપૂરા હક્કો સ્ત્રીને આપવામાં આવ્યા નથી. પહેલાં તો દત્તક લેવાનો હક્ક એકલા પુરુષને જ હતો. વળી દત્તક તરીકે હજુ પણ પુત્રને જ લઇ શકાય–પુત્રીને નહિ. વસિષ્ઠે પોતાના ગ્રંથમાં સ્ત્રી અને પુરુષ બંનેને દત્તક લેવાના સમાન હક્કો વિષે સ્પષ્ટ નિર્દેશ કરેલ છે, પરંતુ 'પતિની સંમતિ વિના'

એ શબ્દોએ ખૂબ ગૂંચવાડો ઊભો કર્યો છે અને જુદી જુદી અદાલતોએ તેનો જુદો જુદો અર્થ કાઢ્યો છે. પરિણામ એ આવ્યું છે કે અમુક પ્રાંતમાં વિધવાના દત્તક લેવાના હક્કો સ્વીકારાયા નથી, તેમ બંગાળ, બનારસ અને મદ્રાસ વિભાગમાં પતિનાં સગાંસંબંધી સંમતિ આપે ત્યારે જ વિધવા સ્ત્રી દત્તક લઈ શકે છે. સગાંસંબંધી શા માટે દત્તક લેવા અનુકૂળતા કરી આપે ? તેમના જ મિલકત અંગેના હક્ક ઘટી જાય અને વિધવા-ની સ્થિતિ સુધરે તે કોને ગમે ? મુંબઈ બાજુમાં કાયદાએ એવો સિદ્ધાંત નક્કી કર્યો છે કે પતિએ સ્પષ્ટ મનાઈ ન કરી હોય તો વિધવા ખુશીથી દત્તકવિધાન કરી શકે છે.

વળી કાયદા (લૉ ઓફ ટોર્ટ)માં જો પુરુષે સ્ત્રીને કાંઇ ઇજા કરી હોય કે તેના ઉપર હુમલો કર્યો હોય કે તેની બદનક્ષી કરી હોય, તો સ્ત્રીને દીવાની રાહે કાંઇ દાદ કે નુકસાની મેળવી શકવાનો અધિકાર નથી. ફોજદારી કોર્ટ દ્વારા સ્ત્રી પગલાં લઈ શકે છે; પરંતુ આ ન્યાયપદ્ધતિ ચલાવનારા ઘણાખરા મૅજિ-સ્ટ્રેટોની મનોદશા ढोर गंवार शूद्र अरु नारी ये सब ताडन के अधिकारी। એ મતને ટેકો આપનારી હોય છે. તેથી સ્ત્રીને આવા પ્રસંગે યોગ્ય રાહત આપવાને સ્થાને ખૂબ ધુતકારી કાઢવામાં આવે છે.

હમણાંહમણાંમાં સમાજસુધારા અંગે ફેરફારો કરનારા ઠીકઠીક કાયદાઓ ઘડાઇ રહેવાની તૈયારીમાં છે. ખૂબ ઊહાપોહ કરાવનારાં વૃદ્ધલગ્નો કાયદેસર રીતે ઘણીયે વાર અટકાવી શકાતાં ન હતાં છોકરી ચૌદ વર્ષની નીચે હોય, તો તો આપણે આગળ જોઇ ગયા તે પ્રમાણે બાળલગ્ન પ્રતિબંધક કાયદા હેઠળ લગ્ન અટકાવી શકાય; પરંતુ તે વય ઉપરની એટલે કે સાડા-ચૌદથી પંદર વર્ષની બાળાઓ સાથે ચાલીસથી સાઠ વર્ષની ઉંમરના ઘણાય પુરુષો લગ્ન કરવા તૈયાર બને છે. આવા વર-રાજાઓ મોટી કિંમત આપી કુમળી કન્યાઓ ખરીદી લાવે છે.

લોકોને બને ત્યાંસુધી તો અંધારામાં રાખી લગ્નવિધિ કરી લેવામાં આવે છે. પરંતુ જ્યાં જ્યાં આવા બનાવની ખબર પડી જાય છે ત્યાં ત્યાં સામાજિક કાર્યકરો ખૂબ ઊહાપોહ અને પ્રચાર કરે છે; પરંતુ આ બાબતમાં કાયદામાં ચોક્કસ નિયમો ન હોવાને કારણે ઘણા હડીલા વૃદ્ધ વરો વિજયમાળ પહેરી શકવા શક્તિમાન થાય છે. વાલીપણાના કાયદા હેઠળ જિલ્લા જજને અરજી કરવાથી આવાં લગ્નો કોઈ કોઈ વાર અટકાવી શકાયાં છે, પરંતુ તે બધું ન્યાયાધીશની પ્રકૃતિ અને સુધારક માનસ ઉપર આધાર રાખતું હોઈ કાયદેસર રીતે આવાં અનિષ્ટ લગ્નો અટકાવવાની જોરદાર માગણી ચાલી રહેલી છે. તાજેતરમાં શ્રી. લીલાવતી મુનશીએ આવાં અસામાન લગ્નો અટકાવનારું બિલ મુંબઈની ધારાસભામાં મૂક્યું છે. તે બિલ દ્વારા પિસતાલીશ વર્ષથી વધુના પુરુષ સાથે અઢાર વર્ષથી નાની ઉંમરની કન્યાનાં લગ્ન અટકાવવા માટે તેવાં લગ્નો કરનાર–કરાવનાર માટે એક વર્ષની કેદ અને હજાર રૂપિયા દંડની સજા યોજવામાં આવી છે. અત્યારની પરિસ્થિતિ જોતાં આ ધારો ઘણો જ નરમ કહી શકાય. આવાં અસમાન લગ્ન થતાં હોય ત્યાં કોર્ટને મનાઈહુકમ આપી અટકાવી શકવાની સત્તા આપવા માટે પ્રબંધ કરવો જોઈએ, તેમ જ્યાં બાળાની યોગ્ય સમ્મતિનો અભાવ હોય ત્યાં લગ્ન ગેરકાયદેસર ઠરાવવાં જોઈએ.

જ્ઞાતિઓનાં રૂઢિબદ્ધ જડબાંમાં ઘણીયે વાર નિર્દોષ બાળાઓ અને તેમનાં સગાંવહાલાંઓ રેંસાઈ જાય છે. છોકરીની સગાઈ જો તેનાં માતાપિતાએ નાનપણમાં કરી નાખી હોય અને લગ્નના સમય દરમિયાન લગ્ન કરવાનું યોગ્ય ન જણાય, ત્યારે નાતના રીતરિવાજો બહુ નડતરરૂપ નીવડે છે. છોકરી સાથે પરણનારમાં શારીરિક કે માનસિક ખોડખાંપણ જણાઈ આવે કે બીજાં યોગ્ય કારણોસર છોકરીનાં લગ્ન કરવાનું ઇષ્ટ

ન હોય કે છોકરી સમ્મતિ ન આપતી હોય તેવે વખતે નાત સગપણ તોડનારની પાસેથી મોટી દંડની રકમો, જમણવારો વગેરે લઈ સારી શિક્ષા કરે છે!

આ સિવાય જ્ઞાતિના નકામા, નામના, જર્જરિત અને રૂઢિગત રિવાજોનું પાલન ન કરનારાઓને પણ નાત ઓછી હેરાન નથી કરતી.

પૂર્વની આર્ય સન્નારીની તેજસ્વિતા અને પ્રભાવ એ તો કલ્પનાની વાત રહી છે. જે સ્ત્રીની દેવી તરીકે ગણના થતી હતી, તે જ સ્ત્રીની સમાજમાં ગુલામથી પણ કનિષ્ટ સ્થિતિ બની ગઈ છે. અસલના હિંદમાં સ્ત્રીનું સમાજમાં કેટલું માન અને ગૌરવ હતું! આજે સ્ત્રી જે અવનત દશામાં ઘેરાઈ છે, તેમાંથી તેની મુક્તિ કર્યા વિના સમાજની ઉન્નતિનો બીજો માર્ગ નથી. સ્ત્રીને સમાન અને યોગ્ય હક્કો આપવામાં પુરુષ કાંઈ ઉદ્દાર કૃત્ય નથી કરતો, પરંતુ સ્ત્રીનું અસલનું કીર્તિવંત સ્થાન પાછું સુપરત કરે છે. સ્ત્રીને યોગ્ય હક્કો અને અધિકારોમાંથી વિમુખ રાખવામાં આપણે જૂની સંસ્કૃતિને અને સનાતન આદર્શોને અવગણીએ છીએ.

અસલનાં સારાં તત્ત્વો લક્ષમાં રાખી નૂતન સમાજના આદર્શોને અપનાવી લેવાનો તાત્કાલિક પ્રબંધ થવો જોઇએ. સ્ત્રીજાતિ પ્રત્યે આજ દિન સુધી થયેલા અનેક અન્યાયો અને જુલમો હવે દૂર કર્યા સિવાય સામાજિક દુરવસ્થામાં સુધારો કરવાનો બીજો ઈલાજ નથી. કાયદામાં અને સામાજિક ક્ષેત્રમાં સ્ત્રી અને પુરુષનો દરજ્જો સમાન થશે, ત્યારે જ જગત પોતાનો વિકાસ સાધી શકશે.

જુદાજુદા પ્રસંગો અને હક્કોમાં કાયદાએ સ્ત્રી–પુરુષ વચ્ચે જે અસમાનતાનું ધોરણ રાખ્યું છે અને સ્ત્રીને જે મર્યાદિત છૂટો અપાઈ છે તે આપણે જોયું, અને આ સ્થિતિ સ્ત્રીના વિકાસમાં

દરેક રીતે અવરોધરૂપ નીવડે છે તે પણ આપણે સહેલાઈથી જોઈ શકીએ છીએ.

કાયદાની દૃષ્ટિએ જે અયોગ્યતાઓ છે તે દૂર કરવામાં આવે તો સ્ત્રીને પોતાની પરાધીન અને અવનત દશામાંથી છૂટી, સ્વતંત્ર અને ઉન્નત દશાએ પહોંચવાની યોગ્ય તક મળે. જોકે કાયદાના અંતરાયો રદ કરવામાં આવે તોપણ સ્ત્રી પ્રત્યેના ભેદભાવ, અન્યાય કે અત્યાચારનો સમૂળગો નાશ થઈ જશે તેમ કહી ન શકાય. તેમ કરવા માટે તો નિડર સમાજસેવકોએ રૂઢિજડ લોકમતને કેળવવા કેંયે પરિશ્રમો કરવા પડશે. આ પરિસ્થિતિનો ઈલાજ એકલા કાયદાથી જ નહિ, પરંતુ સાચા શિક્ષણથી અને અસમાનતાની વિરુદ્ધ લોકમત કેળવવાથી જ થઇ શકે. પરંતુ અત્યારની કાયદાની પરિસ્થિતિએ સમાજ-સેવકનું કાર્ય બહુ જ મુશ્કેલીભર્યું બનાવ્યું છે, અને કાયદાએ લાદેલ અંકુશો અને મર્યાદાઓ તેમના કાર્યક્ષેત્રને ઘણી વાર સંકુચિત બનાવે છે.

સ્ત્રીનો વિકાસ એ સમાજના વિકાસ અને તેની આવશ્યક પ્રગતિનું વિશિષ્ટ અંગ છે, અને સ્ત્રીના વિકાસનો સંસ્કૃતિ સાથે અંતરંગ સંબંધ છે એ વસ્તુ તો આજે નિર્વિવાદ છે. જ્યાંસુધી સ્ત્રીની પ્રગતિના માર્ગમાં આવતા કંટકો અને વિઘ્નો દૂર કરવા-માં નહિ આવે ત્યાંસુધી નથી થવાનું સમાજનું કલ્યાણ કે નથી સધાવાનું વ્યક્તિગત સુખ. કેટલીયે ભૂલભરેલી માન્યતાઓ અને અસંભાવ્ય કલ્પનાઓને લીધે આપણામાંના ઘણા આ વસ્તુ પ્રત્યે શિથિલ રહ્યા છે; પરંતુ સમાજહિતની દૃષ્ટિએ સમા-જની ઉન્નતિ સાધવી હોય, તો વેગળા ન રહેતાં કર્તવ્યનિષ્ઠ બનવું પડશે અને ત્યારે જ સમાજનું શ્રેય થશે તે ચોક્કસ છે.×

× "સ્ત્રીઓના વિકાસમાં નડતાં કાયદાનાં બંધન" નામના પુસ્તકમાં-થી થોડા ફેરફાર સાથે.

# સ્ત્રીઓનું આર્થિક સ્વાતંત્ર્ય

## ૧ : વિષયની અગત્ય

સમાજમાં સ્ત્રીઓની જે પડતી સ્થિતિ છે તેનાં કારણોમાં તેમનું આર્થિક પારતંત્ર્ય એક અગત્યનું કારણ છે. સ્ત્રી અને પુરુષ મળીને સમાજ બનેલો છે. બંને સમાજનાં સમાન હક્ક ધરાવતાં પ્રાણી છે. પરંતુ સ્ત્રી સમાજનું અંગ હોવા છતાં તેને આર્થિક સ્વાતંત્ર્ય નથી તેથી આજે આપણા સમાજની સ્ત્રી દરેક રીતે પાછળ છે. જેમ એકડા વગર સો મીડાં નકામાં, તેમ આર્થિક હક્ક, આર્થિક સમાનતા અને, સ્વતંત્રતા વિના સ્ત્રીઓના બીજા બધા હક્કો નકામા છે. આ પ્રશ્ન તાત્કાલિક ઉકેલાવો જોઇએ એમ સૌ કોઈ કબૂલ કરશે. સમાજમાં સ્ત્રીઓનું વ્યક્તિ તરીકે સ્થાન અને તેમની આર્થિક દૃષ્ટિએ મુક્તિ એ બે વસ્તુઓ એકબીજા પર આધાર રાખે છે, તેની કોઇ ના પાડી શકે એમ નથી. જેમ શરીરના કોઈ પણ ભાગમાં પીડા થતી હોય તો આખું શરીર પીડાય છે, તેવી જ રીતે સમાજનું અડધું નારીઅંગ પીડાતું હોવાથી આખો સમાજ પીડાય છે અને પીડાશે, અને છેવટે છિન્નભિન્ન થઇ જશે. એટલે સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા મળે એ અનિવાર્ય છે. આર્થિક સ્વતંત્રતાની સાથે મનુષ્યજીવનનાં બધાં જ ધોરણો સંકળાયેલાં છે. એક સ્ત્રી વિધવા હોય તેને કાયદાની દૃષ્ટિએ અને સામાજિક રીતે સંપૂર્ણ આર્થિક સમાનતા હોય તો તેનું જીવન સારી રીતે પસાર થાય. પરંતુ સ્ત્રીનું કાયદાની દૃષ્ટિએ સમાન ધોરણ નથી, તેમ જ સામાજિક રીતે પણ તે પૂર્ણ સ્વતંત્ર નથી તેથી તેનું જીવન દબાઇ જાય છે—ગયું છે. આ ઉપરથી લાગે છે કે જો એને સમાન આર્થિક સ્વતંત્રતા હોત,

તો એનું જીવન બરબાદ ન જ થાત. આ રીતે આર્થિક સ્વાતંત્ર્ય એક મહત્ત્વનો પ્રશ્ન છે એ સહેજે સમજાય છે. અને એ પ્રશ્નની સાથે બીજા પ્રશ્નનો ઝટ ઉકેલ થાય છે.

આર્થિક સ્વતંત્રતા એટલે માત્ર બહાર કમાવા જવું એ નહિ, પરંતુ એમાં ઘરકામ, ગૃહ-ઉદ્યોગ, ગ્રામ-ઉદ્યોગ વગેરેનો સમાવેશ થાય છે. અત્યારસુધીના અનુભવો પરથી લાગ્યું છે કે સ્ત્રીને આર્થિક સ્વતંત્રતા હોવી જોઈએ. સ્ત્રી પણ એક મનુષ્ય છે. તેને મનુષ્ય તરીકે વિકાસ કરવા માટે સર્વ છૂટ હોવી જોઇએ. અત્યારસુધી તેને પૂરેપૂરી આર્થિક સ્વતંત્રતા નથી; તેથી સામાજિક અને રાજકીય દૃષ્ટિએ બીજા દેશોમાં છે તે કરતાં તેની સ્થિતિ તદ્દન ઊતરતી કોટિની છે.

## ૨ : સ્ત્રી-વિકાસનો ઇતિહાસ

બેશક વેદકાળથી ઠેઠ મધ્યકાળ સુધી કવિઓએ હિંદુ સ્ત્રીઓની બહુ ઉજ્જવળ ને ભવ્ય શબ્દોમાં પ્રતિષ્ઠા ગાઇ છે; પણ એનો અર્થ એવો નથી, કે એ આર્થિક દૃષ્ટિએ સંપૂર્ણ સ્વતંત્ર હતી. કોઈ પણ સમાજમાં કે દેશમાં સ્ત્રીઓ આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર ન હતી. તેઓ બહાર કમાવા જતી ન હતી, પરંતુ તેમની સ્થિતિ એકંદરે જોતાં સંતોષકારક અને સુખી હતી. જે વખતે આપણો દેશ સંસ્કૃતિને શિખરે હતો તે વખતે યુરોપ જંગલી અવસ્થામાં હતો. સૌથી પ્રથમ સ્ત્રીઓ અને પુરુષોમાં શારીરિક તેમ જ માનસિક શક્તિ સરખી ગણાતી. સ્ત્રીઓ સઘળું કામ કરતી-જેમકે, શિકાર કરવો, માછલાં પકડવાં, લડવું, વગેરે. આ પ્રમાણે લાંબો વખત ચાલ્યું નહિ. તેમને માતૃત્વનું કામ કરવાનું હોવાથી તેમની શક્તિ ઓછી ગણાવા લાગી, અને વખત જતાં પુરુષનો આધાર લેવો પડ્યો.

છતાં પણ તેઓ પુરુષની સાથે બધું કામ કરતી—જેમકે, ઘરની વ્યવસ્થા, ખેતીનું કામ, હુન્નર ઉદ્યોગ, વણવાનું, ઘરોની રચના, વગેરે. તેમનો આર્થિક જીવનમાં મોટો ફાળો હતો. તે વખતે તેમની અત્યારના જેવી તદ્દન નમાલી સ્થિતિ ન હતી. તેમ છતાં પુરુષો અનેક સ્ત્રીઓ પરણતા અને પોતાને ગમે ત્યારે ગમે તેવી સ્થિતિમાં તેમને છોડી મૂકતા; તેથી તેમની સ્થિતિ હલકી પડતી ગઇ. પરણેલી સ્ત્રીને મિલકત જેવી ગણવામાં આવી. ટૂંકમાં સામાજિક તેમ જ આર્થિક સ્થિતિ બદલાતી ગઇ અને પુરુષ સર્વ હક્કો ભોગવવા લાગ્યા. માતૃમૂલક સંસ્થામાં માતા વડી હતી. તેમાં સ્ત્રીઓનું સ્થાન ઊંચું હતું; પણ પિતૃમૂલક સંસ્થામાં પુરુષોનું સ્થાન ઊંચું ગણાવા માંડયું.

**ગ્રીસની સ્ત્રીઓની સ્થિતિ**—ગ્રીસ એ સંસ્કૃતિમાં જૂનો દેશ કહેવાય છે. છતાં ત્યાં સ્ત્રીઓની સ્થિતિ અસંતોષકારક હતી. સ્ત્રી એ પુરુષની મિલકત ગણાતી. સ્ત્રી સર્વ રીતે પુરુષને અધીન હતી—પુત્રી તરીકે પતિને અને માતા તરીકે પુત્રને. તેમને કેળવણી આપવામાં આવતી હતી, પણ તે ધર્મ, સિવણ, અને ઘરકામની જ કેળવણી. ટૂંકમાં ગ્રીસની સ્ત્રીઓ સામાજિક અને રાજકીય તેમ જ આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર ન હતી.

**રોમન સ્ત્રીઓ**—રોમન સ્ત્રીઓ પર પુરુષોની ઘણી સત્તા હતી. તે તેમને મારી શકતો, વેચી શકતો. રોમની પિતૃમૂલક સંસ્થામાં સ્ત્રીને પશુ અગર ગુલામની માફક ગણવામાં આવતી. સ્ત્રી ઉપર પતિની સત્તા બેહદ હતી. તે સત્તાને મેઇન્સ કહે છે. તમામ ધંધા પુરુષોના હાથમાં હતા. સ્ત્રીઓને કોઇ પણ જાતનું આર્થિક સ્વાતંત્ર્ય ન હતું. રોમન સ્ત્રીઓનું સામાજિક જીવન ગ્રીસની સ્ત્રીઓ કરતાં વધારે સારું હતું. તેમને ઘરમાં પૂરી રાખવામાં આવતી ન હતી. તે છૂટથી બહાર હરીફરી શકતી, નાટકશાળામાં જતી, ઉત્સવ વખતે ખાણામાં પુરુષો સાથે ભાગ લેતી,

ાર્મિક વિધિમાં હાજર રહેતી, સગાંને મળવા જતી, કચેરીમાં
ણ હાજર રહી શકતી યુરોપના દેશોમાં ૧૫મા સૈકા સુધી
સ્ત્રીઓની સ્થિતિ પુરુષો કરતાં દરેક રીતે અસંતોષકારક હતી.

**પ્રાચીન ભારતમાં સ્ત્રીઓની સ્થિતિ**—ભારતવર્ષમાં ાચીન કાળમાં તેઓ પુરુષોને અધીન હતી. કોઈ ક્ષેત્રમાં તે વતંત્ર ન હતી. થોડીક બ્રહ્મવાદિનીઓને બાદ કરતાં કોઈ પણ સ્ત્રીએ સાહિત્યના, દર્શનશાસ્ત્રના, વિજ્ઞાનના કે બીજા કોઇ પણ ક્ષેત્રમાં નામ નથી કાઢયું. તેમની આર્થિક દશા પણ ઊંચી ન હતી, પણ આજના કરતાં સમગ્ર દૃષ્ટિએ તે વખતે સ્ત્રીઓની સ્થિતિ સંતોષકારક હતી. લગ્નમાં આજના જેટલા સંકુચિત વાડાએ ન હતા. મહાભારતના કાળમાં સ્ત્રીએ સંન્યસ્ત લેતી દા. ત. સત્યભામા. બૌદ્ધ અને જૈન સંપ્રદાયમાં પણ આજની પેઠે સ્ત્રીએ દીક્ષા લેતી. અન્ય રિવાજો પણ સારા હતા. સ્ત્રીએ સતી ન થતી. વિધવાની સ્થિતિ કુટુંબમાં પણ સારી હતી. તે પુનર્લગ્ન કરી શકતી. તે વખતે કુળની પદવી પ્રમાણે સ્ત્રીઓને અનેક વિષયોની કેળવણી અપાતી હતી. ગણિત, વાણી, ગાન, લેખન-વાચન, વનસ્પતિશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, લલિત તથા ચિત્રકળાએ વગેરે, તેમને શીખવવામાં આવતાં. લગ્નનું ક્ષેત્ર વિશાળ હતું. ક્ષત્રિયો વૈશ્ય કન્યાએ સાથે લગ્ન કરતા. ગરીબ સ્ત્રી કાંતવાનું, વણવાનું, અને ખેતીનું કામ કરતી હતી. ગરીબો પ્રત્યે ધનવાનોનું વર્તન સારું હતું. પૂર્વે માતૃગૃહની કુટુંબ-સંસ્થામાં સ્ત્રી સર્વોપરી હતી. દીકરીને વારસો મળતો, પુરુષો કમાતા તેથી બંનેની સ્થિતિ સમતોલ હતી. મહાભારત અને સ્મૃતિકાળ સુધી સ્ત્રીની સ્થિતિ દરેક રીતે સારી હતી તો વેદકાળમાં કેટલી ઉન્નત હશે ? સ્ત્રીને કુટુંબની મિલકતમાંથી પુત્રના જેટલો ભાગ મળતો. પણ કાળે કરીને આર્થિક અધિકારો લોપાતા ગયા. લગ્ન વખતે નજીવું પલ્લું—થોડુંક સ્ત્રીધન—આપીને તેને પટાવી

દેવામાં આવી. સધવાની સ્થિતિ આવી હોય તો પછી વિધવાની તો આથી પણ વધારે અસહ્ય સ્થિતિ હોય. મધ્યયુગમાં તેને નિરાધાર અને અનાથ બનાવવામાં આવી. પોતાની મિલકત બીજાને મળે પણ એને ન મળે. યાજ્ઞવલ્કયે વિધવાને પતિનો વારસો મળે એમ પ્રતિપાદન કર્યું હતું, પણ પાછળથી તો સ્ત્રીઓને પતિની મિલકતમાંથી માત્ર જીવનનિર્વાહ ચાલે એટલું જ મળે એવું ઠરાવવામાં આવ્યું. ઈંગ્લેંડ તથા અન્ય દેશમાં જૂના કાળમાં આમ જ હતું. સ્ત્રીઓને વારસા હક્ક મળ્યો ન હતો.

**ખરું જોતાં સ્ત્રી પરાધીન ન હતી**—શારીરિક ભિન્નતાને લીધે સ્ત્રીઓ આર્થિક રીતે સ્વતંત્ર ન થઈ, તેમને તો પુરુષોનો આશ્રય લેવો જ રહ્યો, એ દલીલ પોકળ છે. પોતાનાં પોષણ, વંશવર્ધન, રક્ષણ વગેરે માટે આદિ માનવસમાજમાં સ્ત્રીઓ મહેનત મજૂરી કરી પોતાનો નિર્વાહ કરતી અને આજે પણ કેટલીક જાતો સખત મજૂરી કરી કમાય છે. એટલે પોષણની દૃષ્ટિએ એ પરાવલંબી નથી એ સહેજે જણાશે. ભારતવર્ષના ઇતિહાસમાં આધ્યાત્મિક દૃષ્ટિએ અને માનસિક દૃષ્ટિએ સ્ત્રીઓ પુરુષની બરોબરી કરતી હતી.

**પરાધીન કેમ બની?—(૧) સંકુચિત કાર્યક્ષેત્ર :** સ્ત્રીઓ માતૃત્વનો બોજો ઉઠાવવા ઉપરાંત પુરુષની સાથે ફરતી અને કામ કરતી હતી તે વખતે સ્ત્રીઓ સંતોષી હતી તે આપણે ઉપર જોઈ ગયા. પરંતુ આ સ્થિતિમાં ફેર પડચો. પુરુષોને યુદ્ધમાં કે શિકારમાં જવાનું રહ્યું નહિ તેથી સ્ત્રીનાં કામમાં ભાગ પડચો. કોદાળી, ચાકડો, ખેતી વગેરે કામો સ્ત્રીઓના હાથમાંથી દૂર થયાં. તેમને ઘરમાં કામ કરવું પડયું. છતાં સ્ત્રીઓ અને પુરુષોનાં કામ મહેનતની દૃષ્ટિએ સરખાં હતાં. તે વખતે એકબીજાની પ્રતિસ્પર્ધા કરવાનો ખ્યાલ ન હતો. યુરોપમાં

જ્યારથી વિજ્ઞાન તથા યાંત્રિક શોધખોળો અસ્તિત્વમાં આવ્યાં ત્યારથી ત્યાં પણ કામમાં અજબ ફેરફાર થયો. રાજકીય અને સામાજિક બન્ને સ્થિતિમાં ઘણો જ ફેર થયો. આ યંત્રબળની અસર હિંદમાં પણ થઈ છે, અને દિન પર દિન વધે છે. ઘણા દેશો નાના કે મોટા પ્રમાણમાં નિર્ધન થઇ ગયા છે. સૌથી વધારે એશિયામાં અને તેમાં યે હિંદની સ્થિતિ તદ્દન નમાલી થઈ છે આપણે ત્યાં ગામડાં ભાગતાં ગયાં અને શહેરો વસ્યાં. ગામડાના લોકોના વેપાર, ગ્રામ–ઉદ્યોગ, ગૃહ–ઉદ્યોગ વગેરેનો નાશ થયો. યાંત્રિક બળથી સમાજમાં પરિવર્તન થયું. પુરુષ પર કામ આવી પડ્યું અને સ્ત્રીઓ કામમાંથી મુક્ત થઈ. પ્રાચીનકાળથી તદ્દન ઊલટી દશા આપણા દેશની બનતી જાય છે. કામને અભાવે કસરત તેમ જ ચોખ્ખી હવા ન મળવાને કારણે સ્ત્રીઓ નબળી પડી. ધનવાન સ્ત્રીઓ ત્રણ ચાર કલાક કામ કરી બાકીનો સમય નકામો ગાળે છે. ગરીબ વર્ગની સ્ત્રીઓ હદ ઉપરાંતની મજૂરી કરવા છતાં પૂરતું પોષણ મેળવી શકતી નથી. શહેરમાં ખોરાકની ચીજો તૈયાર મળવા લાગી છે. પાણી ભરવાનું, વાળવાનું, દળવાનું, ખેતીનું, ખાંડવાનું વગેરે અનેક કામો ચાલ્યાં ગયાં છે શહેરો થયાં એટલે ગામડાંમાં પણ પહેલાં કરતાં સ્ત્રીઓને ત્રીજા કે ચોથા ભાગનું જ કામ કરવાનું રહ્યું છે. કેટલાંક કામ જે સ્ત્રીઓનાં હતાં તે પુરુષો કરે છે. પાણીના નળ, દળવાની ઘંટીઓ કે મિલો, દૂધ માટેની ડેરીઓ, હોટલો, કે વીશીઓ વગેરેમાં બધાં જ કામ પુરુષો કરે છે. પરિણામે આજે સ્ત્રીઓ પરાધીન થઈ ગઈ છે.

આપણા દેશમાં અને તેમાંએ ખાસ કરીને શહેરોમાં સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર સાંકડું થઈ ગયું છે, અને પુરુષોના માથે કામનો બોજો આવ્યો છે. એટલે સ્વાભાવિક રીતે, યુરોપ અમેરિકાની સ્ત્રીઓ માફક અહીં પણ તેઓ નવું કાર્યક્ષેત્ર, નવા

હક્કો; માગે છે. અત્યારની પરિસ્થિતિમાં તેમને બધાં કાર્યક્ષેત્રોમાં કાર્યની તક મળવી જોઇએ.

**(૨) લગ્નસંસ્થા :** મહાભારત કાળ પહેલાં લગ્નસંસ્થાને માટે ખાસ કોઇ જાતની પ્રણાલિકા ન હતી, પરંતુ સામાજિક પ્રેરણાને લીધે લગ્નસંસ્થાનો વિકાસ થયો. પરિણામે સમાજરચના થઈ. વ્યક્તિના જીવન પર અંકુશ મૂકવા લગ્નસંસ્થા રચાઇ અને લગ્નસંસ્થાને પવિત્ર અને ધાર્મિક રાખવા અનેક જાતનાં નિયમન યોજવામાં આવ્યાં. મનુએ અને ત્યારપછીના સ્મૃતિકારોએ અનુલોમ, પ્રતિલોમાદિ પ્રકારની આઠ વિવાહપદ્ધતિ વગેરે સામાજિક જીવનની ખિલવણીને માટે રચ્યાં પણ પાછળથી એટલે કે મધ્યયુગમાં, વિશેષત: બ્રાહ્મણધર્મના અધ:પતન પછી, એ બંધનો એટલાં બધાં જટિલ અને કુટિલ થઈ પડ્યાં કે વ્યક્તિજીવનના વિકાસને માટે તેમાં સ્થાન રહ્યું નહિ. પરિણામે આજે આપણે લગ્ન નહિ પણ લગ્નપ્રપંચના ભોગ થઈ પડેલા સમાજને જોઈએ છીએ. આ લગ્નસંસ્થાથી પુરુષે સ્ત્રી પર પોતાનું પ્રભુત્વ મેળવ્યું છે, તેને દાસી બનાવી છે, તેના વ્યક્તિત્વનો નાશ થઇ ગયો છે. લગ્નજીવનની કરુણ નિષ્ફળતાને લીધે આજે હિંદુ સમાજ વધુ ને વધુ ઊંડા ખાડામાં ઊતરતો જાય છે. પરિણામ તો ભવિષ્યનો સમય જ નક્કી કરશે.

**(૩) સામાજિક બંધનો :** ખેતીપ્રધાન જાતિઓમાં સંયુક્ત કુટુંબની સંસ્થા ધીરેધીરે વિકાસ પામી. વેદકાળથી આજસુધી સંયુક્તકુટુંબની સંસ્થા અખંડિત રીતે ચાલતી આવી છે. એમાં સ્ત્રીના અધિકાર ખંડાતા જ આવ્યા છે. સંયુક્તકુટુંબમાં પિતા ગૃહપતિ ગણાયો. પરિણામે સ્ત્રીઓને નિરંકુશ સત્તા નીચે રહેવાનું હોવાથી તેઓ ગુલામ જેવી થઈ ગઈ અને વૈયક્તિક વિકાસ અટકી પડ્યો. સ્મૃતિકારો કહે છે કે સ્ત્રીએ બાલ્યાવસ્થામાં પિતાના, યુવાવસ્થામાં પતિના અને વૃદ્ધાવસ્થામાં પુત્રના

રક્ષણમાં રહેવું જોઇએ. આમ પરાધીનતાથી ટેવાઈ જઈ તેમાં સંતોષ મનાયો. પુરુષો અનેક પત્ની કરતા તેથી તેમની સ્થિતિ ખરાબ થવા લાગી. સંયુક્ત કુટુંબમાં આ પરિસ્થિતિ ઊભી થતાં બાળલગ્ન વગેરે અનેક રૂઢિઓ થઇ. ફરજિયાત વિધવાપણું, કન્યાવિક્રય વગેરે અનિષ્ટો ઉત્પન્ન થયાં. છોકરીને પરણાવતાં ઘણું જ ખર્ચ થતું હોવાથી કુટુંબમાં છોકરીઓ વધારે જન્મતી તો તેમને દૂધ પીતી કરવામાં આવતી. સંયુક્ત કુટુંબમાં વડીલો સૌની જવાબદારી લેતા, એથી સંસ્કારની ખીલવણી થતી, સંસ્કૃતિ વધતી, ધાર્મિક નિર્મળતા અને ચારિત્રના સદ્અંશોનું વર્ધન થતું, ગૃહ-ઉદ્યોગો ખીલતા અને દ્રવ્યોત્પાદનમાં એથી વિશેષ મદદ થતી. સંયુક્ત કુટુંબમાં વિધવાને સ્થાન હતું. અત્યારની બદલાતી પરિસ્થિતિથી એમાં ઘણા દોષો આવી ગયા છે. વર્તમાન યુગમાં પણ, વ્યવસ્થા અને નિયમનથી આર્થિક ફાયદાની દૃષ્ટિએ સંયુક્ત જીવન અનુકૂળ કરી શકાય.

હિંદુ વિધવાને બળાત્કારે વૈધવ્ય પળાવ્યાથી અને પુરુષનો સ્વચ્છંદાચાર વધવાથી સમાજમાં વ્યભિચારની રેલમછેલ થઈ. સમાજમાં વેશ્યાસંસ્થાને ઘણો જ વેગ મળ્યો. આપણા દેશમાં દર સોની સંખ્યાએ પંદર વિધવા છે. આખા યુરોપમાં જ્યાં બાળલગ્ન નથી ત્યાં ઓછી સંખ્યા છે, ત્યાં દર સોએ સાતની સંખ્યા છે. વિધવાને આર્થિક સ્વતંત્રતા ન હોય એટલે કલંક-માંથી છૂટવા માટે આત્મહત્યા કરે કે વેશ્યાસંસ્થામાં જોડાય. કલકત્તાની વસ્તી આશરે બાર લાખ માણસની છે. તેમાં આશરે વીસ હજાર વેશ્યાઓ છે. એમાં હિંદુ વિધવાઓ પંદર હજાર છે. ઈંગ્લંડનો પ્રખ્યાત લેખક બર્નાડ શૉ લખે છે કે: 'જે સ્રીઓ નિષ્કલંક જીવન ગાળતી તેમને પગાર ઓછો અપાવા માંડ્યો ત્યારે તેમણે વાંધો ઉઠાવ્યો, તો કહેવામાં આવ્યું કે જેમ બીજાનું પૂરું થાય છે તેમ તમારે પણ એટલામાં જ

ચલાવી લેવું જોઈએ.' આ રીતે પૂરતું ન મળવાથી તેમને દેહ વેચવો પડે અને ભ્રષ્ટ થાય તેમાં નવાઈ શી? એમાં દોષ કોનો? હિંદમાં કેટલેક સ્થળે આજે નાની છોકરીઓને દેવદાસી બનાવવાને નામે પુરુષો કુમળી બાળાઓને ક્યાં ભ્રષ્ટ નથી કરતા? પુરુષ એક પત્નીથી સંતોષાતો ન હોવાથી તે રખાત રાખે છે. આ રિવાજ લગભગ બધે જ છે. આ રિવાજ એ સીમાબદ્ધ વેશ્યાવૃત્તિ જ છે. આવાં સામાજિક બંધનોથી સ્ત્રીઓ પરાધીન બની છે.

**ઘરમાં અને સમાજમાં સ્ત્રીઓનું સ્થાન**—દીકરી જન્મે એટલે માતાપિતાને મન 'પથરો' જન્મ્યો એમ લાગતું. પુત્ર જન્મે ત્યારે બધાને કંસાર, સાકર વગેરે વગેરે વહેંચાતાં, અને હજી પણ ઘણી જગાએ પુત્ર જન્મે એટલે ઉજાણી થાય છે. દીકરી જન્મે ત્યારથી તેનાં લગ્ન કરવાની માબાપને ચિંતા થતી. ભાઈ અને બેનને સરખી રીતે નથી ઉછેરાતાં. ભાઈને શિક્ષણ અપાય, તે ફાવે તેમ કરે, પણ બેનથી બહુ ફરાય નહિ, રમાય નહિ, છોકરાઓ સાથે વાત થાય નહિ. છોકરીઓની જિજ્ઞાસાવૃત્તિ તથા સ્વતંત્ર સ્વભાવ બાળપણમાંથી મારી નાખવામાં આવે, પછી મોટપણમાં એ કઇ રીતે સ્વતંત્રતાની વાતો કરે? નાનપણથી જ માને કામ કરવા લાગવાનું હોય. મા ન હોય તો અસહ્ય દુઃખ અને બીજાનાં મહેણાં વેઠવાં જ રહ્યાં. સુધરેલાં માતાપિતા સિવાય પૈસાદાર કુટુંબમાં પણ પુત્રીને ન ભણાવે કારણ કે દીકરીને ક્યાં કમાવા જવું છે? એને તો સાસરે જ જવાનું.

પત્ની તરીકે પણ સાસુના પંજામાંથી અગર પતિના પંજામાંથી એ ભાગ્યે જ છૂટે છે. પતિ સારો હોય તો પત્ની પ્રત્યે સહાનુભૂતિ રાખે. માવડીઓ ન હોય તો સારું, નહિ તો તેને જિંદગી રોઇને ગાળવી રહી. વિધવાને તો ઘરમાં તેમ જ સમાજમાં ફીટકાર જ મળે. ઘરમાં તથા સમાજમાં તેનું જે

સ્થાન હોય તે પરથી તેની આર્થિક કે રાજકીય સ્થિતિ કેવી હશે તેનો સહેજે ખ્યાલ આવી શકે. સમાજનું અર્ધું અંગ પીડાતું હોવાથી સમાજની અધોગતિ થઈ-પતન થયું.

જવાહરલાલ નહેરુ કહે છે કે, 'રાષ્ટ્રની મહત્તા તેના સ્ત્રીસમાજની કક્ષા વડે જ મપાય છે, તેઓ જો પછાત અને નિરક્ષર હશે તો તેમનો પુરુષવર્ગ ચાહે તેટલો તેજસ્વી હો, પણ તેમનો દેશ તો નપાવટ જ હશે.' માટે દેશની મહત્તા વધારવા આપણે બેનોને, વિધવાને, ત્યકતાને—બધી સ્ત્રીઓને ઉત્કૃષ્ટ બનાવવી જોઇએ.

**વર્તમાનકાળની સ્થિતિ—તૂટતાં જતાં સામાજિક બંધનો:** આ દુનિયામાં કશું શાશ્વત નથી. સમાજ પણ અવિચળ નથી. સંજોગો અનુસાર અથવા તો સદસદ વિવેકશક્તિ પ્રમાણે એમાં પુનઃપુનઃ ફેરફાર થયા જ કરે છે. ગુલામ કાંઇ ગુલામ જ નથી રહેતો. એક જંતુ પણ સ્વતંત્રતાને માટે ઝંખે છે, તો પછી સ્ત્રી એક જંતુથી નપાવટ નથી. આજે જોઇએ છીએ કે સમગ્ર જગતમાં સ્રીઓ જાગ્રત થઇ છે. તેમને પોતાની શક્તિનું ભાન થયું છે. તેમને પુરુષની આપખૂદી તથા પોતાની પરાધીનતા ખૂંચી છે. અને તેથી તેમણે રણસંગ્રામમાં મોરચા માંડયા છે.

**બદલાતાં પરિબળોનું કારણ:** હિંદુઓની સામાજિક સ્થિતિ સુધારવાનો પ્રથમ પ્રયત્ન રાજા રામમોહનરાયે કર્યો. તેમણે સતી થવાનો ચાલ લૉર્ડ વિલિયમ બૅન્ટિક પાસે ઈ. સ. ૧૮૨૯માં બંધ કરાવ્યો. ત્યારથી જ જૂના અને નવા વિચારો વચ્ચે યુદ્ધ શરૂ થયું છે, જે હજી ચાલે છે. ગુજરાતમાં અંગ્રેજી રાજ્ય ૧૮૧૮માં થયું. સને ૧૮૨૬માં સરકારે નિશાળો કાઢી ને સુધારાનાં બીજ વાવ્યાં.

સુધારાનું મુખ્ય કારણ પાશ્ચાત્ય લોકોનો પરિચય અને

પાશ્ચાત્ય પદ્ધતિની કેળવણી એ ગણી શકાય. મોટાં શહેરોમાં શાળાઓ સ્થપાઇ. ૧૮૪૦માં સરકારે બોર્ડ ઑફ એજ્યુકેશન સ્થાપ્યું. તે વખતે નર્મદાશંકર વગેરે સુધારાવીરોએ જાગૃતિનો જુવાળ ફેલાવ્યો. વિધવાવિવાહ, બાળલગ્ન-નિષેધ, જ્ઞાતિ-બંધન તોડવાં, અસ્પૃશ્યતા-નિવારણ, કન્યા-કેળવણી આમ અનેક સુધારા થયા. રાષ્ટ્રીય જાગૃતિ પણ આ વખતે થઈ. સ્ત્રીકેળવણીના વિચારો નર્મદાશંકરે ફેલાવ્યા, વૃદ્ધ લગ્ન, કન્યા-વિક્રય, મરણના નાતવરા વગેરે બંધ કરવાના ઠરાવો થયા અને કેળવણીનો ફેલાવો થવા માંડ્યો.

કેળવણી એટલે જ્ઞાનનો પ્રકાશ. આત્મભાન જગવી શકે અને ચૈતન્ય અર્પી શકે તે માટે સ્ત્રીઓને કેળવણીની જરૂર છે. છતાં પણ આપણી કન્યાકેળવણી કીડીના વેગે વધી છે. સને ૧૯૨૧માં, સરકારી રિપોર્ટ પ્રમાણે, દસ હજારે ૬૨૩ પુરુષો અને ૮૨ સ્ત્રીઓ ભણેલી હતી. આપણે અન્ય દેશો કરતાં કેળવણીમાં કેટલા પછાત છીએ તે નીચેના આંકડાથી જણાશે:—

| | |
|---|---|
| ઇજિપ્ત સને ૧૯૨૭ માં ૮૫% | સ્પેન સને ૧૯૨૦ માં ૪૩% |
| બ્રાઝિલ ,, ૧૯૨૦ માં ૬૭% | ગ્રીસ ,, ૧૯૨૮ માં ૪૩% |
| પોર્ટુગાલ,, ૧૯૨૦ માં ૬૫% | ઇટાલી ,, ૧૯૨૧ માં ૨૬.૮% |
| રશિયા ,, ૧૯૨૬ માં ૬૮% | હિંદ ,, ૧૯૨૧ માં ૧.૨%* |

ઉપરના આંકડામાં ઓછામાં ઓછું કેળવણીનું પ્રમાણ હિંદનું જણાય છે.

૧૯૩૧ની વસ્તીગણતરી પ્રમાણે ૧૫,૬૨,૪૩,૩૦૫ પુરુષો અને ૧૬,૫૩,૮૪,૬૮૮ સ્ત્રીઓ મળી કુલ ૩૨,૧૬,૨૮,૦૦૩ જેટલાં માનવીઓ નિરક્ષર વસે છે. સ્ત્રીઓની કેળવણી ૧.૨ ટકા છે.

* સને ૧૯૩૯-૪૦ના આંકડા પ્રમાણે આ પ્રમાણ ૨.૭૫ ટકા જેટલું થયું છે.

યુનાઈટેડ સ્ટેટ્સ, રશિયા અને તુર્કસ્તાનની કેળવણીની યોજના તો અદ્દભુત છે. યુનાઇટેડ સ્ટેટ્સના હબસી લોકોએ ૬૫ વર્ષમાં ખૂબ જ અક્ષરતા વધારી છે. ૧૯૩૧માં આ પ્રમાણ ૮૩·૭ ટકા જેટલું હતું.

૧૯૩૨–૩૩માં ૧૪,૫૭,૧૯૯ હિંદુ છોકરીઓ કેળવણી લેતી હતી. આ ઉપરથી માલમ પડે છે કે હિંદમાં સ્ત્રીઓની કેળવણી અતિ કંગાલ છે. આ કેળવણી આખા સમાજને શી રીતે ઉન્નતિના શિખરે પહોંચાડે? કેળવણી લેવાની બધાંને ખાસ જરૂર છે. શિક્ષણથી જ નવું ચૈતન્ય પ્રગટશે અને જીવન ધ્યેયની નવી વિચારસરણી સૂઝશે.

અત્યારે આપણે ત્યાં ઉચ્ચશિક્ષણ ઘણી બહેનો લે છે. પરંતુ પ્રમાણ તપાસતાં આ સંખ્યા બહુ જ નજીવી જણાશે. જે બહેનો શિક્ષણ લે છે તેમાંની કેટલીક ધ્યેય વગર ભણતી હશે તો કેટલીક વર સારો મળે માટે ભણતી હશે. આમ લગભગ ઘણી બહેનોને કોઈ પ્રશ્ન હોય છે જ. થોડીક બહેનો જ જ્ઞાનને ખાતર અગર કોઇક ઉચ્ચ ધ્યેયને માટે ભણે છે. છતાં પણ હાલ છોકરીઓ બંધનોને ફગાવી, ઘરમાં ક્રાંતિ કરીને પણ, બહારના ક્ષેત્રમાં પડવા લાગી છે. ગાંધીજીએ સ્ત્રીઓ માટે ઘણા જ ઉત્કૃષ્ટ વિચારોનો ફેલાવો કર્યો છે. એમણે ઘરમાંથી, ઘૂમટામાંથી, ખૂણામાંથી વગેરે અનેક મુસીબતોમાંથી સ્ત્રીઓને આગળ આણી છે. હવે તો બેનોને પણ પોતાનો તથા દેશનો વિકાસ કરવાની તમન્ના જાગી છે. અને બેનો પોતે જ પોતાના કામ માટે આગળ ધપશે તો જ તે કોઇ પણ વસ્તુ સરળતાથી પ્રાપ્ત કરી શકશે. પુરુષો પર આશા રાખવી ફોગટ છે.

આપણા દેશમાં પશ્ચિમનું આંધળું અનુકરણ બહેનોની કેળવણીમાં પણ ન થઇ જાય તે માટે પૂરતાં પગલાં લેવાં જોઈએ. એક જ જાતનું યાંત્રિક જ્ઞાન ન આપતાં જુદીજુદી

જાતનું જ્ઞાન આપવું જોઈએ. સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રનું જ્ઞાન માધ્યમિક શિક્ષણમાં નહિ તો ઉચ્ચ શિક્ષણમાં તો અપાવું જોઇએ. કેળવણીનો વિષય બહુ વિશાળ છે. તેમાં ઊંડા ન ઊતરતાં ટૂંકમાં આપણે એટલું જ કહીએ કે દરેકને સાચી કેળવણી મળવી જોઈએ.

**અન્ય દેશની સ્ત્રીજાગૃતિ**—અન્ય દેશોના સ્ત્રીસમાજની તુલના કરવાથી આ બાબત સહેજે સમજાશે. થોડાંક વર્ષો પૂર્વે જાપાન, રશિયા, તુર્કસ્તાન અને ઇટાલીનો સ્ત્રીસમાજ અત્યંત કંગાલ અને દીન દશામાં હતો. આજે ત્યાં નવું ચેતન જોવામાં આવે છે તેનું કારણ શું? ત્યાંના સ્ત્રીસમાજને આત્મભાન થયું છે. પોતાની વર્તમાન પરિસ્થિતિથી તેમને અસંતોષ થયો છે અને સ્વાતંત્ર્યની પ્રચંડ તથા ભભૂકતી જ્વાળાઓએ એમને ઉત્તેજિત કર્યાં છે. મેરી વુલ્સ્ટન ક્રેફ્ટને ઇંગ્લંડમાં સ્વતંત્રતાની હિલચાલ ચલાવી. એમણે સમસ્ત નારીસમાજને હલમલાવ્યો. પરિણામે તેમણે જ્ઞાન પ્રાપ્ત કરવા માંડયું. શિક્ષણને લીધે સૈકાઓથી પીડાતો એ નારીવર્ગ આજે સ્વતંત્ર બની વ્યક્તિત્વનો સ્વીકાર કરાવી શક્યો છે. સામાજિક, લગ્નજીવનની તેમ જ આર્થિક બાબતમાં સ્ત્રી વધારે સ્વતંત્ર બની છે, નવી પ્રજાને સુંદર રીતે ઘડી રહી છે, પુરુષોની સાથે સામાજિક, આર્થિક અને રાજનૈતિક ક્ષેત્રમાં ઊભી રહી છે.

**રશિયન સ્ત્રી**—પહેલાંના કાળમાં રશિયાની સ્ત્રીઓની સ્થિતિ આપણા દેશની સ્ત્રીઓની હાલની સ્થિતિ કરતાં ખરાબ હતી. ઘર એ તેમની દુનિયા હતી. તેમને કોઈ પણ જાતના હક્ક ન હતા. તેમનું જીવન પશુ જેવું હતું. પરંતુ ૧૯૧૭ માં રશિયામાં ક્રાન્તિ થઈ અને તેમાં સ્ત્રીઓએ સૈનિકો તરીકે કામ કર્યું. ત્યાર પછી તેઓની સ્થિતિ ધીરે ધીરે ચડતી થતી ગઇ. 'દરેક રસોઈયણે સ્વરાજનું તંત્ર ચલાવતાં શીખવું જોઈશે', એવા લેનિનના

સાર્થક શબ્દોએ રશિયન નારીના જીવનકાંડમાં ખરેખર એક નવું જ પ્રકરણ ઉઘાડયું. સમાજમાં સ્ત્રીને કોઈ પણ કામ કરવાના સરખા હક્કો એ સ્ત્રીના હિતની દૃષ્ટિએ સમાજરચનાનું અત્યંત અગત્યનું અંગ છે. બીજા દેશોમાં સ્ત્રીઓને આર્થિક સંકડામણના દબાણમાં એક કે બીજી વેઠ સ્વીકારવી પડે છે, જ્યારે એકલા રશિયામાં જ સ્ત્રીઓ પોતાને અનુકૂળ ધંધો કે કામ સ્વેચ્છાએ સ્વીકારે છે, સ્ત્રીના જીવનની દરેક બાબતમાં સંપૂર્ણ સમાનતાનો સિદ્ધાન્ત સ્વીકારવામાં આવ્યો છે. કામના વેતનમાં પણ સ્ત્રીના, સ્ત્રી હોવાને લીધે, ઓછા દર ભૂંસાઈ ગયા છે. સ્ત્રીનું કાર્યક્ષેત્ર હંમેશાં વિશાળ થતું ગયું છે. રશિયામાં સ્ત્રીઓ વૈમાનિકો છે, મોટી ડૉકટરો છે, એન્જિનિયરો છે અને ટ્રેક્ટરો ચલાવનારી પણ છે. સંસ્થાઓમાં મેનેજર તરીકે, કાર્યવાહી મંડળોમાં, ન્યાયખાતામાં (આમાં સ્ત્રીઓની સંખ્યા સૌથી વધારે છે), લશ્કરી વિદ્યાપીઠોમાં, નૌકાસૈન્યમાં, નિશાળોમાં. નર્સરીમાં, બાળમંદિરમાં તથા અન્ય શિક્ષણસંસ્થાઓમાં સ્ત્રીઓ કામ કરે છે. ખેતીવાડીમાં સ્ત્રીઓ સૌથી વધારે સંખ્યામાં કામ કરે છે. શિલ્પીઓ, કેમિસ્ટો, સાયન્ટિસ્ટો તરીકે સ્ત્રીઓ કામ કરે છે. મોટર તથા એરોપ્લેન-ડ્રાઈવરો પણ સ્ત્રીઓ છે. સ્ત્રીઓએ બધાં જ ક્ષેત્રમાં પ્રવેશ કર્યો છે, અને પુરુષ કરતાં વધારે કુશળતાપૂર્વક કામ કર્યું છે.

**ચીનની સ્ત્રીઓ**—ચીનનું યુદ્ધ શરૂ થયું તે પહેલાં સ્ત્રીઓની શક્તિ ખીલી ન હતી. તેમનું જીવન વહેમોથી ભરેલું અને રૂઢિગ્રસ્ત હતું. સ્ત્રીઓ અભણ હતી. જેના પગ બાંધવામાં આવતા તે સ્ત્રી સુંદર ગણાતી અને લગ્નમાં તેને પહેલી પસંદગી આપવામાં આવતી. તેમને આર્થિક હક્કો ન હતા. તેમની સ્થિતિ સામાજિક તેમ જ રાજકીય દૃષ્ટિએ ઉન્નત ન હતી. પરંતુ લડાઈ પછી ત્યાંની સ્ત્રીઓમાં ઝડપી પરિવર્તન થયું. જાપાન સામે ચીનનું

રક્ષણ કરવા સ્ત્રીઓએ ઘણું સારું કામ કર્યું છે, ને કરે છે. લડાઈ શરૂ થઈ ત્યારપહેલાં પણ ચાઈનીઝ સ્ત્રીઓનો દેશના બંધારણમાં સામાજિક તેમ જ આર્થિક રીતે મહત્ત્વનો ફાળો હતો. લડાઈ પછી તેમનાં કાર્યક્ષેત્ર બદલાઇ ગયાં છે અને તેમણે આર્થિક તેમ જ સામાજિક મુક્તિ મેળવી છે. એમનું દેશાભિમાન અજોડ છે. તેઓ માતૃભૂમિને બચાવવાને માટે દરેક ક્ષેત્રમાં પુરુષો જેટલો જ ભાગ ભજવે છે.

રાજકીય ક્ષેત્રમાં સ્ત્રીઓ બધાં કામ કરે છે. સામાજિક સેવા કરે છે. એકવીસ પ્રાંતોમાં ૩૧ સ્ત્રીઓ લડાઈના કામમાં વ્યવસ્થાપક તરીકે કામ કરે છે. ચીનમાં અત્યારે વુમેન્સ વૉર રિલીફ એસોસિયેશનની ૩૫ શાખાઓ છે. ચાર વર્ષ પહેલાં સ્ત્રીઓનાં બે સામયિકો નીકળતાં. પરંતુ હવે તેમનાં પચાસ સામયિકો છપાય છે. તેમનો કામ કરવાનો જુસ્સો અજબ છે. ચીનની સ્ત્રીઓના દેશપ્રેમના દાખલા ખૂબ જ આપી શકાય તેમ છે. પરંતુ આપણે ટૂંકમાં પતાવીશું. તેઓ પોતાના નિશ્ચયમાં ખૂબ જ મક્કમ અને અડગ હોય છે. એક સ્ત્રીઓની કાઉન્સિલ છે તેમાં નીચે પ્રમાણે વિભાગ પાડવામાં આવ્યા છે: (૧) સહકાર સાધવાનો, (૨) તાલીમ, (૩) લડાઈને અંગે કામ માટે. (૪) ગામડાંનું કામ, (૫) જીવનનિર્વાહ. (૬) યુદ્ધરાહત, (૭) બાળકોની સંભાળ અને (૮) માલનું ઉત્પાદન.

એક વર્ષમાં ચીનની સ્ત્રીઓની એક ટૂકડીએ ૧૫ ગામમાં કામ કર્યું, ૩૦૦ અનાથોને બચાવ્યા, ૪૧,૬૪૦ લોકોની સંભાળ લીધી, ૧૧,૪૯૮ સ્ત્રીઓને તાલીમ આપી, ૧૫,૯૩૮ સ્ત્રીઓને સૈન્યમાં ભરતી કરી અને કેટલાયે ઘાયલોની સેવા કરી. તેમનો આત્મત્યાગ અજબ છે. આમ ચાલુ લડતમાં તેઓ ગજબ કામ કરે છે અને વર્ષોથી તેમની ગુપ્ત રહેલી શક્તિ પ્રકાશી છે.

**અન્ય ફેરફાર**—આપણે ત્યાં સારડા ઍક્ટ અમલમાં

આવવાથી બાળલગ્ન થતાં અટક્યાં છે. વૃદ્ધલગ્ન વગેરે અનિષ્ટો સમાજમાંથી ત્યારે જ જાય કે જ્યારે સમાજમાં સાચી નારીપ્રતિષ્ઠાની ભાવના ખીલે. કેળવણીને બળે સ્ત્રીઓ પોતે પણ સમજવા લાગી છે. સંયુક્ત કુટુંબ જીર્ણ થઈ ગયું છે કારણ કે નવી કેળવણીને પરિણામે મધ્યમ વર્ગના યુવાનો અને યુવતીઓમાં સ્વતંત્ર વ્યક્તિત્વનો પવન ફૂંકાયો છે. લોકો ગામપરગામ વેપાર, નોકરી–ધંધા અર્થે જાય છે. પુરુષોને રજાના અમુક દિવસો સિવાય ગામડું અપ્રિય થઇ પડ્યું છે જ્યારે શહેર આકર્ષક થઈ પડ્યું છે. સગાંસ્નેહીઓને છોડીને પરગામ જાય એટલે બીજાને સ્નેહીજનો માને છે. બીજી સ્થિતિ એ પણ છે કે પુરુષને અભણ પત્ની હોય તો તેને રુચતું નથી. ઠેકાણેઠેકાણે આવી સ્થિતિ માલૂમ પડે છે. સંયુક્ત કુટુંબની સાચી ભાવના અને તેમાં વ્યક્તિત્વનો વિકાસ થાય એમ બને તો કુટુંબને ઘણો જ ફાયદો થાય. એની મૃત ભાવનાને સજીવન કરવાની જરૂર છે. રજિસ્ટર્ડ લગ્ન થાય છે એ એક મોટો ફેરફાર છે. વળી તેને અંગે છૂટાછેડાનો કાયદો અસ્તિત્વમાં આવ્યો એ પણ એક ફેરફાર છે. બ્રહ્મોસમાજ અને આર્યસમાજને લઇને બીજાં બંધનો પણ તૂટ્યાં છે. જ્ઞાતિઓ તો અત્યારે મૃત સ્વરૂપમાં જ છે. આ બધા ફેરફારોથી સમાજમાં પરિવર્તન થતું જાય છે. નવીન સમાજરચના એવી રચવી જોઈએ કે જેમાં બાળકથી માંડીને વૃદ્ધને તથા ભણેલાથી માંડીને અભણને પરતંત્રતા ન લાગે. એટલે ખરું જોતાં સ્ત્રીઓને માટે સામાજિક બંધનો નષ્ટ થાય તો જ તે સ્વતંત્ર અને સ્વાશ્રયી બની શકે, અન્યથા નહિ જ.

મનુસ્મૃતિમાં જણાવ્યું છે કે, 'પિતાના ધનમાંથી પણ, પ્રત્યેક ભાઈએ, પોતપોતાના ભાગમાંથી થોડો ભાગ પોતાની બહેનોને આપવો.' 'જે પુરુષ પુત્રહીન અવસ્થામાં મરણ પામે

તેનું ધન પણ પુત્રીને મળવું જોઇએ.' (અનુશાસન પર્વ : ૪૫, ૧૦–૧૨) પણ પિતૃગૃહની સંસ્થા જડ થતી ગઈ તેમતેમ સ્ત્રી ઉપરનાં બંધન વધતાં ગયાં અને તેના આર્થિક અધિકારો પણ લોપાતા ગયા. મહાભારત અને સ્મૃતિકાળ પછી તો સ્ત્રીની પરાધીનતાની હદ રહી નહિ. તે દાસી થઇ પડી. સંસારના સર્વ વ્યવહાર પૈસાથી ચાલે છે, છતાં સ્ત્રીને ધનનો અધિકાર નહિ. સ્ત્રી પુરુષની મિલકત ગણાવા લાગી. હિંદુ સ્ત્રી ઘરનો વહીવટ કરે છતાં તેને પોતાની સામાન્ય જરૂરિયાત સિવાય કાંઇ પણ ખર્ચવાનો અધિકાર નથી. ઘરમાં મુખ્ય પુરુષ મરણ પામે તો સ્ત્રીને કાંઈ પણ મળે નહિ. ચાર ભાઈને ભાગે પડતી મિલકત મળે. પણ દીકરી કુંવારી હોય તો તેને લગ્ન જ કરાવી આપે. સ્ત્રીધન ઉપરાંત તેને કાંઇ મળે નહિ. હિંદમાં હિંદુ સ્ત્રીને જૂના વેદોના આધારે વારસાહક્ક મળે છે. વારસાહક્ક સંબંધી જુદી જુદી કોમો માટે જુદા જુદા કાયદા છે. કેટલીક બાબતમાં તો પ્રાંતપ્રાંતના કાયદા પણ જુદા પડે છે. હિંદુઓમાં બે જાતની મિલકત હોય છે, એક સંયુક્ત કુટુંબની મિલકત અને બીજી વિભક્ત કુટુંબની મિલકત.

સંયુક્ત કુટુંબમાં પતિ કમાતો હોય તોપણ તેના મરણ પછી સ્ત્રીને કોઇ અધિકાર નહિ. વિધવાને પુત્ર હોય તો બધી મિલકત મળે પણ પુત્રી હોય તો કાંઇજ નહિ. તેને ભરણપોષણ જેટલું મળે, પરંતુ જો તે આડે માર્ગે જાય તો તે હક્ક પણ લઈ લેવામાં આવે. હિંદમાં અંગ્રેજી રાજ્ય સ્થપાયું તે વખતે આ જ સ્થિતિ હતી. આપણા ધર્મમાં હાથ ન નાખવો એવી નીતિને પરિણામે તેમણે સ્ત્રીઓને હિંદુ કાયદાને આધારે ન્યાય આપવા માંડ્યો. તેમને હિંદુ કાયદાનું જ્ઞાન ન હોવાથી હિંદુ પંડિતોની સહાય લઈને તેમણે શાસ્ત્રોનો ગમે તેમ અર્થ કરીને સ્ત્રીઓને માટે નિષ્ઠુર કાયદા લાગુ પાડ્યા, અને સ્ત્રી નિર્ધન

બની ગઈ. વિધવા પુનર્વિવાહ પણ ન કરી શકે એટલે વિધવાની સ્થિતિ કલ્પી ન શકાય તેટલી નિરાધાર થઈ. દેશની અઢી કરોડ વિધવાની આ દશા!

વડોદરામાં સ્ત્રીને સંયુક્ત મિલકતમાંથી વારસાહક્ક છે, અને વિધવાને પણ પુત્રના જેટલો વારસાહક્ક મળે છે, તેને તે ગમે તે રીતે વાપરી શકે છે, કોઇને આપી પણ શકે છે. મિલકત બાર હજારથી વધારે હોય ત્યાં તેને અમુક મર્યાદિત હક્ક હોય છે. વિધવા હક્ક કરીને વારસો લઈ શકે છે. પુત્ર ન હોય ત્યારે તેને પોતાના પતિનો ભાગ મળે છે.

હિંદુ વિધવાની સ્થિતિ ૧૯૩૭ ના દેશમુખ બિલથી સુધરી છે. તેને તેના પુત્રોના જેટલો જ મિલકતનો ભાગ મળે છે. પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રના પછી વિધવાનો હક્ક જુદી મિલકતમાં આવે છે. તેણે પુનર્લગ્ન ન કરવું જોઇએ. ૧૯૩૭ ના કાયદાથી વિધવા અને પુત્રની વિધવાને વારસાહક્ક પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રના જેટલો જ છે.

સંયુક્ત કુટુંબમાં સ્ત્રીઓને પુરુષના જેટલો સરખો હક્ક મળવો જોઇએ. જુદા કુટુંબની મિલકતમાંથી દીકરીને દીકરાના જેટલો ભાગ મળવો જોઇએ. કુંવારી છોકરીને તેના ભરણપોષણ પૂરતું જ મળે છે તે રદ થવું જોઇએ અને તેને બદલે તેને અમુક નક્કી કરેલો એટલે પુત્રના જેટલો ભાગ મળવો જોઈએ.

**મુસલમાન સ્ત્રીઓનો વારસાહક્ક**—મુસલમાન સ્ત્રીને ઈસ્લામી કાયદા પ્રમાણે વારસાહક્ક મળે છે. મુસ્લિમ સ્ત્રી સંપૂર્ણ હક્કથી મિલકત ધરાવી શકે છે, અને તેની ગમે તે વ્યવસ્થા કરી શકે છે. તેને પુત્ર અને ભાઈના કરતાં અર્ધી મિલકત વારસામાં મળે છે. પુત્ર હોય છે ત્યારે સ્ત્રી અથવા સ્ત્રીઓને (જે ચાર કરતાં વધારે હોતી નથી) મિલકતનો $\frac{1}{8}$ ભાગ વારસા તરીકે મળે છે, અને પુત્ર અથવા પૌત્ર ન હોય ત્યારે

મિલકતનો $\frac{1}{8}$ ભાગ મળે છે. દીકરીને પુત્ર ન હોય ત્યારે $\frac{1}{2}$ ભાગ મળે છે. જો પુત્રી એક કરતાં વધારે હોય ત્યારે તેમને $\frac{2}{3}$ ભાગ સંયુક્ત મળે છે. પુત્ર હોય ત્યારે પુત્રથી અર્ધો ભાગ પુત્રીને મળે છે. માને ભાઈ, બહેન અને પુત્ર હોય ત્યારે, મિલકતનો $\frac{1}{6}$ ભાગ મળે છે, પણ જ્યારે કોઈ ન હોય ત્યારે $\frac{1}{3}$ ભાગ મળે છે. હિંદુ સ્ત્રી કરતાં મુસ્લિમ સ્ત્રીને વારસાહક્ક સારો મળે છે. આ રિવાજ અને કાયદો વખાણવા જેવો છે, પરંતુ આ કોમની સ્ત્રીઓ અભણ છે, અને પડદાના રિવાજને લીધે દુનિયાથી વિમુખ થઈ ગઈ છે. હિંદના કેટલાક ભાગમાં તેઓ બીજા કરતાં તદ્દન જુદી પડે છે. પોતાના હક્કથી પણ તેઓ અજાણ છે. આર્થિક રીતે પણ દબાયેલી છે કારણ વ્યવહારુ રીતે તેમની જુદી મિલકત પણ તેમના પુરુષોના હાથમાં છે. અજ્ઞાનતાનો પડદો દૂર કરવા માટે કેળવણીની જરૂર છે, અને તેમાંથી જ તેઓ પોતાના હક્ક શું છે તે જાણશે.

પારસી સ્ત્રીઓના આચારવિચાર પ્રાશ્ચાત્ય સ્ત્રીઓને વધારે મળતા આવે છે. જરથોસ્તને સ્ત્રીઓ પ્રત્યે ખૂબ માન હતું. લગ્નસંસ્થા પ્રત્યે ઉચ્ચ અને પૂજ્ય ભાવથી જોવાય છે. પાશ્ચાત્ય કેળવણીના જમાનામાં પણ તેઓ જૂના સંસ્કાર ભૂલ્યા નથી. દુ:ખી નીવડેલાં લગ્ન માટે છૂટાછેડાનો રિવાજ છે. સ્ત્રીઓમાં ખર્ચાળ ટેવો, કીમતી કપડાં, ગૃહસ્થાઇનો ખોટો ડોળ વગેરેને બહુ જ મહત્ત્વ અપાય છે. ગૃહજીવન વિષે કે સામાજિક જીવન વિષે બહુ ઊંચા આદર્શો નથી, પરંતુ સ્ત્રીઓની સ્થિતિ એકંદરે સારી છે. સ્ત્રીઓ આર્થિક રીતે સ્વતંત્ર છે.

એમને વારસાહક્ક પણ સારો છે. વિધવાને બે ભાગ તો પુત્રને ચાર ભાગ મળે છે. પુત્રીને પણ પોતાના ભાઈ જેટલો વારસો મળે છે, પરંતુ જ્યારે કોઈ સ્ત્રીનો વારસો મળે ત્યારે પુત્રના જેટલો જ પુત્રીને મળે છે. માબાપ ન હોય તો વિધવાને

⅓ ભાગ મળે છે. આમ મુસલમાન સ્ત્રી કરતાં તેમને આર્થિક અધિકાર વધારે છે.

**ખ્રિસ્તી સ્ત્રીઓ**—બ્રિટિશ હિંદમાં ખ્રિસ્તિ સ્ત્રીઓને પણ આર્થિક અધિકાર મળેલા છે. સ્વતંત્ર સ્વામિત્વની મિલકત મળે છે. તેઓ વારસાથી, બક્ષિસથી, લગ્ન વખતે મળેલી મિલકત અને જાતમહેનતની મિલકત મેળવી શકે છે. સંતતિ હોય ત્યારે વિધવાને ⅓ વારસો, નહિ તો ½ મળે છે. પુત્રીને પણ ભાઇના જેટલો ભાગ મળે છે. આમ દરેક કોમની સ્ત્રીઓને થોડેવત્તે અંશે વારસાહક્ક છે.

ઉપરની બાબતો વિચારતાં આપણને માલમ પડે છે કે એક પણ કાયદો પૂર્ણ નથી. સ્ત્રી કરતાં પુરુષ વધારે મેળવે છે. આગળ વધેલી પારસી કોમમાં પણ એવું છે. આ જુદાપણું રદ થવું જોઇએ. સ્ત્રી અને પુરુષ, પુત્ર અને પુત્રી, બધાંને સરખો વારસાહક્ક મળવો જોઇએ.

## ૩ : સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર

કામ કરવાનો હક્ક એ સ્વતંત્ર રીતે કમાવું તેના કરતાં કંઈક વધારે મહત્ત્વની વસ્તુ છે. કામનાં કેટલાંક ક્ષેત્રોમાં સ્ત્રીઓની આર્થિક ઉપયોગિતા કબૂલ કરવામાં આવી છે, પરંતુ મહત્ત્વાકાંક્ષી અને હોશિયાર સ્ત્રીઓ તેમની શક્તિ વધારવા અને ખીલવવા માટે પૂરેપૂરી તકો માગે છે. સમાનતા મેળવવા માટે તેમને ઉગ્ર ઇચ્છા થઇ છે.

દ્રવ્યોત્પાદન મજૂરી–મહેનત–કરવાથી જ થઇ શકે. ખેતીવાડી, કારખાનાં, ઉદ્યોગો તથા બીજા ધંધા મજૂરી ઉપર આધાર રાખે છે. મજૂરીથી દ્રવ્ય ઉત્પન્ન થાય છે. એ દ્રવ્યથી

યંત્રો આવે છે, અને યંત્રોથી મજૂરી સસ્તી થાય છે. તેથી મૂડીદાર અને મજૂરના વર્ગો રચાય છે. પરિણામે ચૂસણનીતિ ચાલે છે. સ્ત્રીઓ સાથેનો સમાજનો સંબંધ દ્રવ્યોત્પાદનમાં મજૂર અને મૂડીદારના જેવો છે. આપણે જોઇએ છીએ કે મજૂરો ઘણી મહેનત કરે છે, છતાં તેમને મહેનતના પ્રમાણમાં ઘણી થોડી મજૂરી મળે છે. પરિણામે મજૂર નિર્બળ બને છે. આ જ સ્થિતિ સ્ત્રીઓની છે. તેઓ મહેનત કરે છતાં પરાવલંબી છે. સ્ત્રી ઘરમાં કામ કરે, ખેતીવાડીમાં કામ કરે, સીવે, બાળકોને રાખે, ઘર સંભાળે, વગેરે કામો કરે તેને આપણે શ્રમની મજૂરી ગણતા નથી, એ મોટી ભૂલ છે. પુરુષ બહાર નોકરી કરીને, મજૂરી કે વેપારમાં અને ઉદ્યોગમાં કામ કરે તે મજૂરી. રોકડ લાવે તેને જ આપણે કમાણી કહીએ છીએ. ખેડૂત ઘરની મજૂરી નથી ગણતો તેથી બજારમાં ઓછા દરે પોતાનો માલ વેચે છે, અને કુટુંબનું પોષણ થાય એટલું પણ મેળવી શકતો નથી. સ્ત્રીની મજૂરીનું મૂલ્ય અંકાવું જ જોઇએ.

**કારખાનાંમાં કામ કરતી સ્ત્રીઓ :** ૧૯૨૨ અને ૧૯૩૨ માં કેટલી બહેનો કારખાનાંમાં કામ કરતી હતી તેનો નીચેના આંકડાથી ખ્યાલ આવશે:—

| વર્ષ | કારખાનાંની સંખ્યા | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|
| ૧૯૨૨ | ૫,૧૪૪ | ૧૦,૮૬,૪૫૭ | ૨,૦૬,૮૮૭ |
| ૧૯૩૨ | ૮,૨૪૧ | ૧૪,૧૯,૭૧૧ | ૨,૨૫,૬૩૨* |

ઇ. સ. ૧૯૨૯માં જુદાજુદા પ્રાંતોમાં કામ કરતી સ્ત્રીઓની સંખ્યા નીચે પ્રમાણે હતી:—

* સને ૧૯૪૦માં આ સંખ્યા નીચે પ્રમાણે હતી

| કારખાનાં | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|
| ૧૦,૯૦૦ | ૧૫,૯૭,૪૦૦ | ૨,૪૭,૦૦૦ |

| પ્રાંતોનાં નામ | ટકા | પ્રાંતોનાં નામ | ટકા |
|---|---|---|---|
| મદ્રાસ | ૨૫·૬૩ | મધ્ય પ્રાંતો અને વરાડ | ૩૫·૧૭ |
| મુંબઇ | ૨૦·૭૩ | આસામ | ૩૩·૪૩ |
| બંગાળા | ૧૩·૭૫ | કુર્ગ અને બેંગ્લોર | ૨૭·૯૯ |
| સંયુક્ત પ્રાંતો | ૭·૦૬ | | |

આટલી સંખ્યા ઉપરાંત જમીન અંદરની ખાણોમાં પણ સ્ત્રીઓ સખત મજૂરી કરે છે. (ઉપરના આંકડા અંગ્રેજી ચોપડી 'અવર કૉઝ' નામના પુસ્તકમાંથી લીધેલા છે.) કારખાનાં કે મિલોમાં પુરુષો અને સ્ત્રીઓ સરખા કલાક અને સરખું કામ કરે છે છતાં સ્ત્રીઓના પગાર પુરુષો કરતાં ઓછા રાખે છે. આ અન્યાય દૂર થવો જોઈએ. પગારમાં કેટલો તફાવત રાખવામાં આવે છે તે નીચેના આંકડાથી સહેજે સમજાશે:—

| | પુરુષોને (રોજના) રૂ. આ. પા. | સ્ત્રીઓને (રોજના) રૂ. આ. પા. |
|---|---|---|
| મુંબાઈ | ૧—૮—૦ | ૦—૧૧—૧૧ |
| અમદાવાદ | ૧—૬—૮ | ૦—૧૨—૬ |
| શોલાપુર | ૧—૦—૪ | ૦—૬—૮ |

પુરુષો કરતાં સ્ત્રીઓને પગાર ઓછો આપવામાં આવે છે તેનાં કેટલાંક કારણો છે પણ તેમાં કાંઇ વજૂદ નથી. અમુક બદ્ધ મતોને લઇને સમાજમાં સ્ત્રીઓનું કામ સોંઘું ગણાય છે. તેમનું કામ બરોબર નથી હોતું તથા તેમની ગેરહાજરી વધારે હોય છે, આવાં કારણો આપવામાં આવે છે. ગેરહાજરીમાં કારણ બરાબર નથી. ઘરનો પુરુષ પણ કમાતો હોવાથી તેને વેતન ઓછું અપાય છે. પરંતુ તેમને સરખા કામના પ્રમાણમાં સરખું વેતન મળવું જોઇએ. જુદાં જુદાં કારખાનાંમાં જુદાજુદા દેશ કે પ્રાંત પ્રમાણે પગારમાં ફેર હોય છે. એક જ શહેરમાં જુદાં જુદાં કારખાનાંમાં પગારના પ્રમાણમાં ફેર હોય છે. આ

વેતનનો પ્રશ્ન આપણે અહીં નહિ ચર્ચીએ, પરંતુ તેનું પ્રમાણ અને સ્ત્રીઓના સરખા વેતન માટે સરકારે જેમ બને તેમ વહેલી તકે તપાસ કરીને જરૂરી પ્રમાણમાં તેમાં ફેરફાર કરવો જોઈએ. જીવનની જરૂરિયાત કરતાં પણ પગાર ઓછો મળે છે તેથી સ્ત્રીઓની તંદુરસ્તીને તેમ જ તેમના નૈતિક જીવનને પણ હાનિ પહોંચે છે. આમ હોવા છતાં સ્ત્રી કામદારને સ્વતંત્ર અધિકાર નથી. તેનો પતિ તેની પાસેથી તેની કમાણી લઇ લે છે. એટલે સ્ત્રી કામદાર નિષ્કિંચન રહે છે. ઉપરની સંખ્યા ઉપરાંત બીજી કેટલીક સ્ત્રીઓ મજૂરી કરે છે ને કરતી હશે. આપણા ઉદ્યોગ-ધંધાના આંકડા લઈએ તો જણાશે કે ઇ. સ. ૧૯૨૧ની વસ્તીગણતરી પ્રમાણે હિંદમાં ૭૨ ટકા* લોકો ખેતીવાડી ઉપર નભે છે. આ ૭૨ ટકામાં જે સ્ત્રી વર્ગ આવી જાય છે તે એક યા બીજી રીતે ખેતીમાં ફાળો આપે છે. બાકીના ૨૮ ટકા લોકો સરકારી અથવા ખાનગી નોકરી, વેપાર, ઉદ્યોગ કે કારખાનાંમાં કામ કરે છે. એટલે પ્રશ્ન આ ૨૮ ટકાનો જ છે. મજૂરીનું ધોરણ અસમાન છે તેથી દેશ વધારે કંગાલ બનતો જાય છે.

ધનાઢ્ય વર્ગની સ્ત્રી માટે પણ આર્થિક સ્વાતંત્ર્ય નથી જ. એમની પાસે ખાનગી મિલકત હોય **પણ** તે આર્થિક સ્વાતંત્ર્ય ન કહેવાય. પરંતુ તેમણે કમાણી કરવાની જરૂર નથી. તેમણે સેવાનાં કાર્યો કરવા માટે નીકળવું જોઇએ જેથી ગરીબ સંસ્થાઓ અને ગરીબોને લાભ થાય. હવે પ્રશ્ન માત્ર મધ્યમ વર્ગનો રહે છે. આ વર્ગની સ્ત્રીની સ્થિતિ બેય બાજુથી કરુણ છે.

સ્ત્રીઓના કાર્યક્ષેત્રની યોજના ઘડતાં પહેલાં કેટલાંક

---

* સને ૧૯૩૧ની વસ્તીગણતરી પ્રમાણે આ પ્રમાણ ૬૫½% અને ૩૪½% જેટલું છે.

વિધાનો સમાજે માન્ય રાખવાં જોઇએ. સ્ત્રીઓની શારીરિક અને માનસિક મજૂરીનો તથા તેમના સ્વતંત્ર વ્યક્તિત્વનો સમાજમાં સ્વીકાર થવો જોઈએ. અને તેમને કેળવણીના તથા સામાજિક અને રાજકીય ક્ષેત્રોમાં તેમજ ઉદ્યોગ વગેરેમાં સમાન અધિકાર મળવો જોઈએ.

જુદીજુદી પ્રજાઓનો વીર યુગ જુદેજુદે સમયે થયો છે. થોડો કાળ ઉન્નતિનો આવે છે ને પછી પાછાં થોડાં સૈકાં પાછળ પડેલી સ્થિતિ ભોગવવાની આવે છે. હિંદમાં જ્યારથી મુસલમાનો આવ્યા ત્યારથી અને ત્યારપછી અંગ્રેજોના અમલમાં દેશની પરાધીન દશાને લીધે અંધકાર દેખાય છે. છતાં પણ ઇ. સ. ૧૮૮૫માં જ્યારથી મહાસભા સ્થપાઈ ત્યારથી દેશમાં જાગૃતિનાં ચિહ્નો દેખાયાં અને ત્યારપછી થોડાં વરસે સ્ત્રી-સ્વતંત્રતાનાં બીજ વવાયાં છે. એ બીજ દૃઢ કરવાનો અને તેનાં ઉત્તમ ફળો પેદા કરવાનો સમય પણ હવે હાથવેંતમાં છે.

અત્યારે સ્ત્રીઓ માટે નીચેના ધંધા ખુલ્લા છે :

## સામાન્ય ધંધા બધી સ્ત્રીઓને માટે

૧. ઢોરઉછેર, ડૅરી, દૂધની ચીજો બનાવવી અને તે વેચવાનો ધંધો
૨. છાણાં થાપવાં
૩. ગ્રામઉદ્યોગો
૪. દળવું, ખાંડવું અને કાચા ખાદ્ય પદાર્થો તૈયાર કરવા
૫. સૂતર કાંતવું અને વણવું
૬. મજૂરી કરવી
૭. રસ્તા બનાવવા
૮. પથરા ભાંગવા–ફોડવા
૯. અનાજ અને ખાદ્ય પદાર્થો વેચવા
૧૦. કડિયાકામ
૧૧. ફળ, ફૂલ અને શાકભાજીનું વેચાણ (ગુજરાતમાં આ કામ કરનાર માળી તરીકે ઓળખાય છે)
૧૨. કેળવાયેલી અને બિન કેળવાયેલી દાઇ તરીકે કામ કરવું.
૧૩. કાપડ વેચવું

૧૪. માછલીનું વેચાણ કરવું
૧૫. ઘરકામ—રાંધવું, સાફ-સૂફી કરવી, પાણી ભરવું, કપડાં ધોવાં, વગેરે

## ગામડાંમાં સ્ત્રીઓ ક્યાં કામ કરી શકે ?

૧. ખેતી-વાવણી
૨. ઘાસ કાપવાનું કામ
૩. લણવાનું કામ
૪. સફાઈ કરવાનું કામ
૫. પક્ષી ઉડાડનાર તરીકે કામ
૬. છોતરાં ઝાટકવાનું કામ
૭. સામાન લઈ જનાર તરીકે
૮. ખળતણ ભેગું કરવાનો ધંધો
૯. ઘાસ ભેગું કરવાનો ધંધો

## શહેરમાં સ્ત્રીઓ શું કામ કરે છે

૧. કારખાનાંમાં કામ
૨. ઘર બાંધનાર તરીકે
૩. બંગડી વેચવાનું કામ
૪. ફેરિયાનું કામ
૫. કુંભારનું કામ (તે સ્ત્રી અને પુરુષ સાથે મળીને કરે છે)
૬. લાકડાં વેચવાં, કાચા અને તૈયાર ખાદ્ય પદાર્થો વેચવા
૭. ભાર-સામાન એક જગાથી બીજી જગાએ લઈ જવાનું કામ
૮. ઘરબાંધવાનાં સાધનો, જેવાં કે ટાઈલ્સ, ઈંટો, ચૂનો વગેરે બનાવવાં.
૯. કાપડની દુકાનમાં ફરીને કાપડ ખરીદવાનું કામ
૧૦. મોજમજાનાં સાધનો બનાવવાં કે વેચવાં
૧૧. વેશ્યાનો ધંધો

## કેળવણી લીધેલી સ્ત્રી માટે નીચેનાં કામો છે

૧. દાક્તરનું કામ
૨. નર્સનું કામ
૩. કમ્પાઉન્ડર તરીકે કામ
૪. વકીલનો ધંધો
૫. શિક્ષણકાર્ય—બાળમંદિરોમાં, પ્રાથમિક શાળામાં, માધ્યમિક શાળામાં, કોઈ ધંધાની શાળામાં, કોલેજો અને ટેકિનકલ કોલેજોમાં
૬. મેનેજર તરીકે
૭. સુપરિન્ટેન્ડન્ટ તરીકે
૮. સેક્રેટરી—મંત્રી તરીકે
૯. હિસાબ રાખનાર તરીકે
૧૦. ટાઇપિસ્ટ તરીકે

૧૧. એજન્ટ તરીકે—વીમા કંપનીના, મતની માગણી કરનાર વગેરે
૧૨. આંકડા એકઠા કરનાર—કરાવનાર
૧૩. સુખાકારી ખાતાંમાં
૧૪. સરકારી નોકરીમાં
૧૫. ઑનરરી મૅજીસ્ટ્રેટ, છોકરાંઓની કોર્ટમાં મૅજીસ્ટ્રેટ તરીકે
૧૬. પોલીસ તરીકે કામ કરે દારૂ ખાતામાં, સી. આઇ. ડી. ખાતામાં વગેરે
૧૭. દરજીનું કામ
૧૮. ભરતગૂંથણનું કામ
૧૯. સ્ત્રીઓની ટોપી બનાવનારનો ધંધો
૨૦. ટેલિફોન કંપનીમાં, પોસ્ટ ઑફિસમાં
૨૧. ધર્મનો આદેશ આપનાર પ્રચાર કરનાર તરીકે
૨૨. માલણ તરીકે
૨૩. દુકાનમાં મદદગાર તરીકે
૨૪. નાટકો, સિનેમા, ફિલ્મ ઉદ્યોગમાં ઍકટ્રેસ તરીકે
૨૫. પત્રકાર તરીકે
૨૬. ઇજનેરી ખાતામાં
૨૭. ખૂબસૂરતી અંગે સૂચના આપનાર તરીકે

આપણને માલૂમ પડે છે કે સામાજિક રીતરિવાજો હિંદુ તેમ જ મુસલમાન સ્ત્રીઓને, તેમાંયે ખાસ કરીને મધ્યમ વર્ગની સ્ત્રીઓને, કેટલાયે ધંધામાં પ્રવેશ થવા દેવામાં આડે આવે છે. એમ છતાં કેટલીક સ્ત્રીઓ ધીમેધીમે વીમાના એજન્ટ તરીકે અને ફિલ્મ ઍકટ્રેસ તરીકે કામ કરતી થઈ છે. કેટલીક સ્ત્રીઓ વેપારમાં માલિક અથવા મુખ્ય સંચાલક તરીકે પણ કામ કરવા લાગી છે.

ખ્રિસ્તી સ્ત્રીઓ, ખાસ કરીને શહેરમાં, નીચેના ધંધામાં કામ કરે છે: ટાઇપિસ્ટ, સૅક્રેટરી, હોટેલ મૅનેજર, ટેલિફોન ઑફિસમાં, દુકાનોમાં, વાળની શોભાભરી ગોઠવણી કરનાર (હેર-ડ્રેસર) તરીકે, સુંદરતાના કામમાં ખાસ વિશિષ્ટતા ધરાવનાર વગેરે તરીકે.

હિંદુ-મુસલમાનના નીચલા વર્ગની સ્ત્રીઓ ઘણું કરીને દૂધ વેચવાનું, શાકભાજી વેચવાનું, નાની હોટેલમાં પોતાના પતિને મદદ કરવાનું વગેરે કામ કરે છે. ઘણી સ્ત્રીઓ આવા ધંધા મુખ્ય કામ તરીકે નહિ પરંતુ ઘરની આવકમાં વધારો થાય અને ગુજરાન ચાલી શકે માટે ગૌણ ધંધા તરીકે કરે છે.

૧૯૩૫ માં એક કાયદો થયો છે કે સિવિલ સર્વિસમાં જાતિય ભેદ ધ્યાનમાં નહિ લેવામાં આવે. પરંતુ સરકારે નીચેના ધંધા સ્ત્રીઓ માટે બંધ રાખ્યા છે:

૧. ઈન્ડિયન સિવિલ સર્વિસ, ૨, ઇંડિયન ફોરેસ્ટ સર્વિસ, ૩. ઇંડિયન મેડિકલ સર્વિસ, ૪. ઇંડિયન પોલીસ સર્વિસ, ૫. રેલ્વેઝ એન્ડ એવિએશન ખાતાં, ૬. ઇંડિયન ઑડિટ એન્ડ એકાઉન્ટસનાં ખાતાં

ટપાલ વિભાગમાં સ્ત્રીઓ ફક્ત ટેલિફોન ઑફિસમાં જ કામ કરે છે. ન્યાય ખાતામાં પણ સ્ત્રીઓ કામ કરતી નથી એટલે કે તે ધંધો બંધ છે. ફક્ત ઑનરરી મૅજિસ્ટ્રેટ તરીકેનું કામ સ્ત્રીઓ કરી શકે છે. સ્ત્રી મૅજિસ્ટ્રેટ બાળકોની કોર્ટમાં બેસે છે. રેલવેમાં નાના ધંધાઓ સ્ત્રીઓ કરી શકે છે જેવા કે દાક્તર તરીકે, નર્સ તરીકે, રેલવે હોસ્પિટલમાં, શિક્ષક તરીકે, શૉર્ટહેન્ડ ટાઇપિસ્ટ તરીકે, ટિકિટો આપનાર, ટિકિટ કલેકટર તરીકે, આયા તરીકે અને વાળનાર તરીકે.

કેટલાક એવું માને છે કે સ્ત્રીઓ સરખા હક્ક અને જવાબદારી માટે માગણી કરે છે તો તેમને માટે અમુક ધંધો જ કરવો એવું ન હોવું જોઇએ. જયારે કેટલાક એવું માને છે કે રાત્રિનું કામ અને ખાણોનું કામ સ્ત્રીઓ માટે બંધ હોવું જોઇએ, અને બીજાં અમુક કામ તેમને માટે જ નિયત થવાં જોઇએ જેવાં કે, પ્રાથમિક શાળામાં શિખવવાનું, નર્સિંગનું વગેરે.

'નેશનલ પ્લૅનિંગ કમિટી' ઉપર પ્રમાણેની યોજના પસંદ

કરતી નથી. તે માને છે કે સ્ત્રીઓ અત્યારે સરખી તકો અને સરખા હક્કો માંગે છે. સ્ત્રીઓને માટે અમુક જ ધંધા નક્કી કરેલા ન હોવા જોઇએ. એ કમિટી વધારામાં માને છે કે સ્ત્રીઓની વસવાટની સંસ્થાઓમાં સ્ત્રીઓએ જ સેક્રેટરી અને સુપરવાઈઝર તરીકે કામ કરવું જોઇએ.

**ખેતીનું કામ**—હિંદની વસ્તીમાંથી ૭૨ ટકા લોકો ખેતીથી પોતાનું ગુજરાન કરે છે. ખેતીના કામમાં સ્ત્રીઓ એક યા બીજી રીતે ફાળો આપે છે. પણ તેમની મજૂરી ગણાતી નથી. ખેતી કેમ વ્યવસ્થિત કરી શકાય તે આપણે વિચારીએ:—

સ્ત્રીઓ ઘરનું કામ, રસોઈ વગેરેમાંથી, પરવારીને ખેતીને લગતાં કામ કરી શકે એમ છે. તેમને માટે આ કામ સૌથી વધારે અનુકૂળ છે. ધંધો કરવાથી મુખ્ય બે ફાયદા છે:

(૧) એ ધંધાનું નિરોગી જીવન.

(૨) આ ધંધો કરવા છતાં પત્નીના, માતાના વગેરે ધર્મો બરાબર બજાવી શકાય છે.

ખેતીમાં બાગબગીચા, ઢોર, દૂધ, દહીં તથા મધ પાડવાનું વગેરે કામ સારી રીતે થઈ શકે તે માટે તેની શિક્ષણશાળા હોવી જોઇએ. કામ કરનાર જો શાસ્ત્રીય જ્ઞાન પામેલ હોય તો સરળતાથી કામ કરી શકે. જે સ્ત્રી મોટા ખેતરોની માલિક કે વહીવટદાર થવા ઇચ્છતી હોય તેને ઊંચા પ્રકારના જ્ઞાનની જરૂર છે. આવી બાબતમાં સ્ત્રીઓની દેખરેખ પુરુષો કરતાં લેશ માત્ર ઊતરતી હોઈ શકે નહિ.

દૂધ માખણનો ઉદ્યોગ સ્ત્રીઓ એકલી પણ સારી રીતે બજાવી શકે ને તેમાં નફો પણ મેળવી શકે. માખણ તથા ઘી બનાવવાનું, દૂધ–દહીંની વ્યવસ્થા રાખવાનું કામ ઘણી સ્ત્રીઓ કરે છે. અને એ કામ ધંધાની રીતે સ્ત્રીઓ કરે તો તેમાં ઘણો ફાયદો થાય. તેની દુકાનો મોટા પાયા પર ચલાવે તો ઘણી

કમાણી થાય. શહેરમાં આવી યોજના ખૂબ સફળ નીવડે. ડેન્માર્કમાં આ ધંધો સ્ત્રીઓ જ કરે છે, અને એ તેમને અનુકૂળ નીવડ્યો છે.

સ્ત્રીઓ સાધારણ પાયા પર બગીચાને લગતું પરચૂરણ કામ કરી શકે. છોડ ઉછેરવાના બગીચાથી આરંભ કરી તેમાંથી છોડ વેચે, ફળ, ફૂલ તથા શાકની વાડીઓની વ્યવસ્થા રાખે તો તેઓ સાધારણ મજૂર કરતાં ઘણું વધારે કામ કરે, અને તેમાંથી સારી કમાણી મેળવે. ફૂલ શણગારનો ધંધો—કલગીઓ, હાર વગેરે કરવામાં—સ્ત્રીઓની ચપળતા તથા રસજ્ઞતાની બરાબરી કોઈ જ ન કરી શકે. ગુજરાતમાં સ્ત્રીઓ માલણ તરીકે કામ કરે છે. મદ્રાસમાં સ્ત્રીઓ આ કામ કરે છે અને બનારસમાં પણ ૪૦૦ જેટલી સ્ત્રીઓ આ કામ કરે છે.

આપણે સ્વદેશીને ઉત્તેજન આપીએ તો જ આ મૃતપ્રાય થતા દેશમાં ચેતન આવે. સામાન્ય રીતે સ્ત્રીઓને વિદેશી વસ્તુઓનો અને વસ્ત્રોનો મોહ ઘણો છે. હિંદનું દારિદ્રય લોકો સમજે તેને માટે સ્ત્રીસમાજે સ્વદેશીમાં ફેશનની સામગ્રી તૈયાર કરવામાં સાધનભૂત થવાની જરૂર છે. આર્થિક સ્વતંત્રતાનું પહેલું પગથિયું એ સ્વદેશીનો સ્વીકાર છે, આ માટે ખાદીની વપરાશ થવી જોઇએ. હવે એ જોઇએ કે રેંટિયાને ગૃહ–ઉદ્યોગમાં સ્થાન આપવાથી સ્ત્રીઓ ઘરમાં કેટલી આર્થિક સ્વતંત્રતા મેળવે. ખેતીના ધંધા સાથે રેંટિયાને સ્થાન અપાય તો ફાજલ વખતમાં માણસ દીઠ માસિક આવક રૂ. ૧૫ થી ૨૦ થાય. ખેડૂત એક એકરમાંથી દર વરસે રૂા. ૧૫–પંદર–ઉત્પન્ન મેળવે છે. ઘણી સ્ત્રીઓ કામ વગરની રહે છે તથા તેમને ખાવાનું સાધન પણ નથી હોતું. તેમને તો રેંટિયો તાત્કાલિક આશીર્વાદ રૂપ નીવડે.

સુતરાઉ કાપડના ઉદ્યોગમાં સને ૧૯૩૧ ની વસ્તીગણતરી

પ્રમાણે ૩૨ લાખ જેટલાં માણસો, વસ્તીનો પોણો ટકો, રોજી મેળવે છે. હિંદની ઘણી વસ્તીને કાપડ પૂરું નથી મળતું. યંત્રથી કામ જલદી અને સહેલાઈથી થાય એટલે મજૂરો ઓછા જોઇએ. કેટલાકને મજૂરી નથી મળતી. જો ગૃહઉદ્યોગો તરીકે રેંટિયો હોય તો આવકમાં સરેરાશ ૯ પાઇનો વધારો થાય. દૈનિક આવકમાં આટલો વધારો એક ટંક જમનાર સાત કરોડને કેટલો આશીર્વાદ રૂપ નીવડે ? આમ માત્ર રેંટિયાના ઉપયોગથી સરેરાશ આવકમાં લગભગ ૧૨ થી ૨૦ ટકા વધારો થઈ શકે. આ ઉપરાંત સૂતર કંતાય એટલે પીંજારા, ખેડૂત, સાળવી વગેરેને પણ કામ મળે, અને આ ઉદ્યોગો સજીવન થતાં દેશની આબાદી વધે. બહેનો જો રેંટિયો કાંતે તો પોતે કેટલીક કમાણી કરે. રોજના માથા દીઠ ત્રણથી પાંચ આના સુધી મેળવે. ગરીબ દેશમાં પરદેશી કાપડ પાછળ આવકનો જે ભાગ જાય છે તેના કરતાં જો રેંટિયા દ્વારા હિંદમાં તે રકમ રહે તો આપણે આબાદ થઇએ.

**ગોપાલન**—ગોપાલન પણ સ્વાશ્રયી થવામાં અગત્યનો ભાગ ભજવે છે. આજે આપણા દેશમાં ગોપાલનનું કાર્ય દિન-પ્રતિદિન ઘટતું જાય છે, એ આપણી દુર્દશા સૂચવે છે. પ્રાચીન હિંદમાં ગોપાલન સારા પ્રમાણમાં હતું ત્યારે આપણો દેશ સમૃદ્ધ હતો. ગાયો એ ગોધન ગણાતું અને વિનિમયની અંદર ગાયો આપવાનો રિવાજ હતો, એ ગોપાલનની મહત્તા સૂચવે છે. અમેરિકામાં ગોપાલન સારા પાયા ઉપર ચાલે છે તેથી ખેતીવાડીમાં અને ગૃહઉદ્યોગમાં એ પ્રજા આગળ વધી છે. નોર્વે અને સ્વીડનમાં પણ ગોપાલન મોટા પ્રમાણમાં થાય છે. તેને પરિણામે જ આપણાં બાળકો કન્ડેન્સ્ડ દૂધના ડબા પીએ છે. ગોપાલન ઘટવાની સાથેજ આપણું આયુષ્યપ્રમાણ પણ ઘટ્યું છે, કારણ કે આપણી જીવનશક્તિ ઓછી થતી ચાલી છે. જે

પ્રજાના ખોરાકમાં ઉચ્ચ તત્ત્વો ન હોય એ પ્રજાની જીવનશક્તિ ઘટી જાય છે.

**વીશી કે ભોજનગૃહ**—હિંદની સ્ત્રીઓ ભોજનગૃહો ચલાવે તો સમાજને ઉત્તમ ભોજનની સગવડ મળે. આ ધંધો સ્ત્રીઓને અનુકૂળ થઈ પડે તેમ છે. સ્ત્રીઓ જો જાહેરજીવનમાં વધારે રસ લેશે તો આ ગોઠવણ કરવી પડશે. તેમને આવી જાતની ગોઠવણ ઉત્તમ સગવડ આપશે. ખાનદાન ગણાતા પુરુષો તથા ધર્મવીરોને અત્યારની વીશીનું ખાણું પસંદ નથી. પણ ભોજન-ગૃહમાં ઉત્તમ સગવડ તથા સુંદરતા અને સ્વચ્છતા રાખવામાં આવે તો તેનાથી સર્વ લોકો આકર્ષાય ને આશીર્વાદ મળે. સ્ત્રીઓ નોકરોને કેમ કામ કરવું, સ્વચ્છતા કેમ રાખવી વગેરે વિષે ચોક્કસ માહિતી આપે તો તેઓ હંમેશાંને માટે ટેવાઇ જાય. એક વીશીમાં અમુક ઠરાવેલી સંખ્યા લેવામાં આવે જેથી થોડા નોકરો પર બહુ બોજો ન આવે. થોડું પણ ઉત્તમ કામ થાય તો તેની ખરી કિંમત થાય, અને જમણ જેવા ઉત્તમ કામમાં બેદરકારી થાય નહિ. આ ધંધામાંથી કમાણી તેમ જ નફો સારી રીતે થઇ શકે તેમ છે. ઉપાહાર, કૉફી વગેરે સર્વ જાતની સગવડ હોવી જોઇએ. વીશી દિવસમાં અમુક કલાક બંધ રાખવી અને અમુક ઠરાવેલા કલાક પ્રમાણે કામ કરવું જોઇએ કે જેથી ઉત્સાહથી કામ થઇ શકે અને ફાજલ વખતમાં તેમાં કામ કરતી બહેનો રમી શકે તેમ જ વાંચવાનું કે લખવાનું કામ કરી શકે.

**ગૃહઉદ્યોગો**—પ્રાચીન કાળથી જ હિંદની સ્ત્રીઓ ગૃહ-ઉદ્યોગોમાં કામ કરતી આવી છે. ઘણુંખરું તેઓ પુરુષોના મદદગાર તરીકે અને કેટલીકવાર સ્વતંત્ર રીતે કામ કરે છે. નીચેના ગૃહઉદ્યોગોમાં સ્ત્રીઓ અર્ધો અથવા આખો વખત કામ કરે છે:-

૧. બીડી બનાવવી
૨. કાપડ બનાવવાની બધી રીતો
૩. દોરા બનાવવા
૪. દોરડાં બનાવવાં
૫. ભરતગૂંથણ અને સીવણ
૬. ચાંદીના તાર વગેરેનું કામ
૬. ટોપલીઓ બનાવવી
૮. વાંસનું કામ સાદડી બનાવવી
૯. નાળિયેરનાં છોડાંનાં દોરડાં કે સાદડી બનાવવી.
૧૦. ચામડાનું કામ
૧૧. ગોટ બનાવવી
૧૨. સુંદર કિનારી બનાવવી
૧૩. છાપવું.
૧૪. તકલી બનાવવી
૧૫. તોરણ બનાવવાં
૧૬. નેતરનું ફરનિચર બનાવવું
૧૭. સાબુ બનાવવો
૧૮. બંગડીઓ બનાવવી
૧૯. બાંધણી—એક જાતની સાડીનું—કામ
૨૦. દીવાસળી
૨૧. હાથના કાગળો
૨૨. મીઠાઈ
૨૩. સોપારી કાતરવાનું
૨૪. દળવું, ખાંડવું
૨૫. પાપડ, વડી, સેવ વગેરે બનાવવાં
૨૬. તેલ બનાવવું
૨૭. ગાદલાં સીવવાં-ભરવાં
૧૮. ચોપડીઓ બાંધવી
૨૯. કાલાં ફોલવાં, વગેરે

ઘરમાં જરૂરિયાતની સઘળી ચીજો બને ત્યાં સુધી ગામડાંની બનેલી હોવી જોઈએ, જેવી કે કપડાં કુંભારકામ, રમકડાં. એમાં મુખ્ય હેતુ આયાતના પૈસા ઘટાડી શકાય એ છે. નાના ગૃહ-ઉદ્યોગો કે, પરબિડિયાં બનાવવાં, લાકડીઓ બનાવવી વગેરે કામો નાના પાયા ઉપર શરૂ કરવાં જોઇએ. અત્યારની સ્થિતિમાં ગુજરાતમાં ગૃહ-ઉદ્યોગોથી માણસ પોતાના કુટુંબનું ભરણ-પોષણ પૂરતી રીતે કરી ન શકે, પરંતુ તેનાથી કુટુંબની આવકમાં થોડો વધારો કરી શકે.

હિંદમાં અત્યારે ગૃહ–ઉદ્યોગો ઘણા જરૂરના છે, તે હરીફાઈની દૃષ્ટિએ નહિ પરંતુ મોટા ઉદ્યોગોને મદદગાર તરીકે—તેને વધારવાને માટે, જરૂરના છે. એ નોંધવા જેવું છે કે આસામમાં

સૂતર કાંતવું. વણવું એ લગ્નની લાયકાત માટે જરૂરિયાતની બાબતો ગણવામાં આવે છે. જે છોકરી સારું કાંતી શકતી હોય અથવા વણી શકતી હોય તે લગ્નમાં સારા સાથીદાર તરીકે ગણાય છે, અને તેથી વણવાનો ઉદ્યોગ મહત્ત્વનો બન્યો છે, તેનાથી સ્ત્રીઓ આર્થિક રીતે સ્વતંત્ર થાય એ મોટો ફાયદો છે.

ગૃહઉદ્યોગો લોકોને જરૂરિયાતની ચીજો પૂરી પાડે છે એ દૃષ્ટિએ પણ ઘણો જ જરૂરનો ધંધો છે. તેનાથી ખેડૂતોની થોડી મિલકતમાં વધારો થાય છે. જ્યારે તેઓ કામ વગરના હોય છે ત્યારે તો આજ તેમનો ધંધો થઈ પડે છે, તેથી રાજ્યે તેમને આ ઉદ્યોગોનું શિક્ષણ આપવું જોઈએ અને આર્થિક મદદ પણ કરવી જોઈએ.

જેમનો આખી જીંદગી મુખ્ય ધંધો ગૃહઉદ્યોગનો હોય છે એવા લોકોનો એકવર્ગ છે, અને તેમાં આખું કુટુંબ કામ કરે છે. અહીં આ પ્રશ્ન જરા વિચારણા માગી લે છે, કારણકે તેમનું ગુજરાન તેના પર જ એટલે કે તેઓ જે માલ બનાવે છે તેના પર નભે છે. તેમને રાજ્યની ઘણી મદદ મળવી જોઇએ. રાજ્ય તેમને નીચેની રીતે મદદ કરી શકે; (૧) ગૃહઉદ્યોગમાં નાણાંની મદદ આપે, (૨) ઉદ્યોગની પસંદગીમાં બરોબર મદદ આપે કે જેથી અસાધારણ હરીફાઇમાં તેમને સહન કરવું ન પડે, (૩) તેમને ઉદ્યોગોનું શિક્ષણ આપે કે જેથી માલ સુધારીને સારો બનાવે, (૪) તેમનો માલ જેમ બને તેમ સારી રીતે અને સારી કીમતે વેચાય તે માટે તેમને મદદ કરે,

આ ઉદ્યોગોને વ્યવસ્થિત કરનાર મંડળો હોવાં જોઈએ, અગર તો સ્થાપવાં જોઇએ. આમ થાય તો જ એ ગૃહઉદ્યોગો વ્યવસ્થિત રીતે ખીલી શકે, અને સજીવન થઈ શકે. વર્તમાન સમાજને અનુકૂળ ઉચિત ફેરફાર થાય તેવા તેમાં કરવાની જરૂર છે, અને બધાં મંડળો જ્યાં સુધી ભેગાં ન થાય ત્યાં

સુધી આ ઉદ્યોગોની પુનર્ઘટના કરવી અશક્ય છે.

**ઉદ્યોગો માટે સ્ત્રી સંસ્થાની જરૂરિયાત**—હિંદમાં યંત્રયુગ આવ્યો તે પહેલાં, ખાસ કરીને ૧૯૧૪ના યુદ્ધ પહેલાં, ઉપર દર્શાવેલા ઉદ્યોગો સારી સ્થિતિમાં હતા. દળવું, ખાંડવું, છડવું આ કામ આજે નજીવું લાગે છે. ચોખાની મિલો બ્રહ્મદેશમાં ન હતી તે વખતે ત્યાં જથ્થાબંધ ડાંગરના પાકને મુસલમાન અને સંથાલ જાતિના લોકો છડીને કે ખાંડીને પોતાનું ગુજરાન ચલાવતા. આપણે ત્યાં પણ ગોલા અને ગોલણોનો ધંધો ભાગી ગયો છે. દળવા અને ખાંડવાનું તો વ્યક્તિગત ઉદ્યોગોમાં સમાઈ જાય પણ એને બધા ઉદ્યોગોની માફક વિશાળ યોજના પર મૂકી શકાય. એ બધા ઉદ્યોગની યોજનાઓને અમલમાં મૂકવા માટે કેટલીક સ્ત્રી ઉપયોગી સંસ્થાઓની જરૂર છે.

**ઘરકામ**—ઘરકામના બે ભાગ પાડીશું: (૧) ઘરની સ્ત્રી કામ કરે તે, અને (૨) ઘરમાં રાખેલા નોકર કામ કરે તે. અહીં સ્ત્રીઓ ઘરકામ કરે છે તે તપાસીશું. હિંદમાં મોટા ભાગના લોકો નોકર રાખી શકે તેવી સ્થિતિમાં હોતા નથી, અને ઘરનું બધું કામ સ્ત્રી જ કરે છે. નીચલા વર્ગના લોકોમાં ઘરકામમાં પુરુષ પણ થોડો ભાગ કરે છે, એટલે કે કેટલાક કામમાં સ્ત્રીને મદદ કરે છે. મધ્યમ વર્ગના લોકોની સ્ત્રીઓ આખા ઘરનું કામ એકલી જ કરે છે. કુટુંબનો માણસ તે કામને પોતાની પદવી બહારનું ગણે છે. આ વર્ગની સ્ત્રીઓને ઘરકામનો બોજો બહુ હોય છે અને બહારના બીજા કોઈ પણ ક્ષેત્રમાં તે રસ લેતી નથી. નવી સમાજરચનામાં ઘર એ સ્ત્રીઓનું એકલું જ ક્ષેત્ર નહિ ગણાય. જ્યારે બન્ને, સ્ત્રી અને પુરુષ, બહાર કામ કરશે ત્યારે દરેકે પોતપોતાની ફરજ ઘરમાં બજાવવી પડશે જેવી કે, રાંધવામાં, સાફસૂફીના કામમાં, ધોવાના

કામમાં વગેરે. પુરુષ ઘરકામને એની પદવી નીચેનું કામ નહિ ગણે. અત્યારે જ્યારે ઘરકામ કરવાનો વખત આવે છે ત્યારે પુરુષને નીચું જોવું પડે છે તેમ તે વખતે નહિ થાય. ગૃહવ્યવસ્થાનું શિક્ષણ સ્ત્રી અને પુરુષને બંને માટે સરખું મહત્ત્વનું થશે.

ઘરકામની અત્યારે કંઇ કદર થતી નથી તેમ જ સ્ત્રીઓ આર્થિક રીતે સ્વતંત્ર પણ નથી. રાજ્ય તરફથી અને સમાજ તરફથી ઘરકામની કીંમત થવી જોઇએ. ઘરકામ કોઈ પણ રીતે બહારના કામ કરતાં ઊતરતું નથી એવી માન્યતા દૃઢ થવી જાઇએ.

સ્ત્રીનાં ખાસ કામની રાંધવું, કપડાં ધોવાં વગેરેમાં જ સમાપ્તિ થતી નથી, પરંતુ ઘરમાં સંસ્કારી વાતાવરણ પેદા કરવું તથા છોકરાંના સ્વભાવ પ્રમાણે સંજોગો ઉત્પન્ન કરીને તેમને સંસ્કારી બનાવવાં એ પણ તેમનું કામ છે. જીવનનું ધોરણ ઊંચું બનાવવું એ એમના જ હાથમાં છે. આ ધોરણ અત્યારે આપણા દેશમાં ઘણું જ નીચું થઇ ગયું છે. પુરુષ કમાય છે એટલે તેને મહત્ત્વ અપાય છે અને સ્ત્રી તો પુરુષ આપે છે તેના વડે ગુજરાન ચલાવે છે. પરંતુ ખરી રીતે જોતાં સ્ત્રી ઘરની આવકમાં ઘરનું કામ કરીને વધારો કરે છે આ કામની કાંઈ ગણતરી કરવામાં નથી આવતી. પુરુષ પરની અધીનતાએ સ્ત્રીને ગુલામ બનાવી છે, અને સમાજમાં તેની પડતી થઈ છે. સમાજ સ્ત્રી પ્રત્યે તિરસ્કારથી જુએ, અને તેની સમાજમાં પડતી થઈ એટલે ઘરકામ જે કરે તેની પ્રત્યે પણ ધિક્કારથી જોવાય છે. ઘરકામની પદવી તો ઊંચી ગણાવી જોઈએ, એ ત્યારે જ થાય કે ઘરમાં કામ કરે છે તે બહાર કામ કરે છે તેના જેટલું જ પેદા કરે છે એવું મનાય, અને સ્ત્રીઓને તેટલા જ હક્કો, તથા ફાજલ વખત આપવામાં આવે. તેમને ઘરકામનું, બાળઉછેરનું વગેરે શિક્ષણ પણ મળવું જોઈએ. સમજી શકાય છે કે બહારના કામ જેવી સ્ત્રીના ઘર-

કામની કિંમત, રૂપિયા, આના, પાઈમાં નહિ અંકાય તેથી નીચે પ્રમાણે સૂચનાઓ ધ્યાનમાં લઈ તે પ્રમાણે વ્યવસ્થા થવી જોઇએ:

૧. કુટુંબની આવકમાંથી થોડી આવક પર સ્ત્રીનો ખરેખરો હક્ક હોવો જોઈએ.

૨. પોતાના ધણીની મિલકતમાંથી તેને અમૂક ભાગ મળવો જોઇએ.

સ્ત્રીઓની બાબતમાં એ જરૂરનું છે કે તેઓ થોડો વખત ઘરકામ સિવાય બીજી રીતે ગાળી શકે. તેમણે ઘરકામ કેટલા કલાક કરવું એ તો આપણે નક્કી ન કરી શકીએ, પરંતુ થોડો ફાજલ સમય એમને મળવો જ જોઈએ કે જેમાં તે પોતાને મનપસંદ કંઈક ઉપયોગી કાર્ય કરે—કરી શકે. તેથી ઘરકામમાંથી રાહત મળે તેને માટે કોઇ યોજના થવી જોઈએ. વળી રાજ્ય તરફથી ઘોડિયાખાતું સ્થપાવું જોઇએ, કે જ્યાં તે પોતાનાં બાળકોને રાખીને થોડી નવરાશ મેળવી શકે.

અત્યારે સ્ત્રીને ઘરકામ અંગે યોગ્ય કેળવણી મળતી નથી, તેથી સૌને તે મળે તે માટે સગવડ કરી આપવી જોઇએ.

**શિક્ષિકા**—બાળમંદિરમાં, પ્રાથમિક શાળામાં, માધ્યમિક શાળામાં, કૉલેજમાં કે કોઇ ટેકિનકલ કૉલેજમાં સ્ત્રીઓ શિક્ષિકાનું કામ કરી શકે છે. અત્યારે બાળમંદિરો પાછળ લાખો રૂપિયા ખરચ થાય છે છતાં અમુક વર્ગનાં બાળકો જ શિક્ષણ લઈ શકે છે. અત્યારે બહેનો ઘણાં બાળમંદિરો ચલાવે છે છતાં હજી વધારે બહેનો અનેક બાળમંદિરો દરેક વર્ગનાં બાળકો માટે ચલાવે તો બાળશિક્ષણ ઉત્તમ થાય. મોન્ટેસોરી પદ્ધતિનું શિક્ષણ મેળવી આમાં કાર્ય કરવા માટે ઝંપલાવવું જોઈએ. પરણેલી બ્હેનો પણ આ કામ સહેલાઇથી કરી શકે છે. પ્રાથમિક શાળામાં અને બાળમંદિરોમાં સ્ત્રીઓ જ શિક્ષણનું

કાર્ય કરે છે. બાળઉછેરમાં અને બાળશિક્ષણમાં પ્રથમ સ્થાન સંસ્કારનું છે. એની સાથે શિસ્ત, નિયમન, સ્વચ્છતા, વ્યવસ્થા, સ્વભાવ અને ટેવનું ઘડતર સંકળાયેલાં છે. અત્યારે શિક્ષણ માનસશાસ્ત્રને અનુલક્ષી વ્યક્તિગત વિકાસને સ્થાન મળે એવી રીતે આપવાનું છે. બાલમાનસનો ગાઢ પરિચય તો માતાને જ હોય. તેની લાગણી અને હૃદયને તે જ વધુ સમજી શકે. એટલા માટે સ્ત્રીઓ આ ક્ષેત્રમાં સારું કામ કરી શકે. આ કામમાં ઘણી બહેનો કમાણી કરે ને આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરે. શિક્ષિકા સ્ત્રી છે એ કારણે પુરુષો કરતાં એમને ઓછો પગાર ન આપવો જોઈએ. સમાન ધોરણે જ પગાર અપાવો જોઈએ.

જુદા જુદા પ્રાંતમાં માધ્યમિક શાળામાં એકંદરે કેટલી સ્ત્રી શિક્ષિકાઓ છે તેનો નીચેના આંકડાથી *ખ્યાલ આવે છે.

| પ્રાંતો | એકંદરે કુલ સંખ્યા | પ્રાંતો | એકંદરે કુલ સંખ્યા |
|---|---|---|---|
| મદ્રાસ | ૧,૬૫૪ | સિંધ | ૨૨૧ |
| મુંબઈ | ૧,૪૧૪ | ઓરિસ્સા | ૧૨૩ |
| બંગાળા | ૧,૬૦૧ | કુર્ગ | ૧૬ |
| સંયુક્ત પ્રાંતો | ૨,૮૩૭ | દિલ્હી | ૨૩૩ |
| પંજાબ | ૨,૨૩૫ | અજમેર–મારવાડ | ૮૪ |
| બિહાર | ૪૬૮ | બલુચિસ્તાન | ૨૦૩ |
| મધ્ય પ્રાંતો અને વરાડ | ૪૭૦ | બ્રિટિશ હિંદના બાકીના | |
| આસામ | ૪૦૧ | ભાગો | ૧૭૦ |
| સરહદનો પ્રાંત | ૨૮૫ | | ૧૨,૪૧૫ |

ઉપરની સંખ્યા સને ૧૯૩૨ ની હતી. સને ૧૯૩૭ માં આ સંખ્યા ૧૪,૭૫૦ જેટલી હતી.

**સ્ત્રી દાક્તરો અને નર્સ**—સ્ત્રીદાક્તરોની ગામડાંમાં ઘણી જ

* ટોહુસરજન્ટસ રીપોર્ટ પૃ૦ ૧૭૫

અગવડ પડે છે. ત્યાં સ્ત્રીઓ સુવાવડ તથા બીજા રોગોમાં વગર મોતે મરણ પામે છે. સ્ત્રીઓના કેટલાક રોગો સ્ત્રીદાક્તરો સરળતાથી તપાસી શકે. આ રીતે સ્ત્રીદાક્તરોની ઘણી જ જરૂર છે. તેમણે યોગ્ય શિક્ષણ મેળવી એમ. બી. બી. એસ. કે એલ. સી. પી. એસ. ની ડીગ્રી મેળવવી જોઇએ. તે ઉપરાંત વૈદ્ય કે હોમિયોપથીનું જ્ઞાન ધરાવવું જોઇએ. સુવાવડ અંગેનું જ્ઞાન તો ખાસ કરીને તેમને હોવું જ જોઇએ. સ્ત્રીદાક્તરો અને નર્સ પ્રમાણમાં બહુ ઓછાં છે. તેથી તેમણે જુદે જુદે ઠેકાણે વારાફરતી કામ કરવા જવું જોઇએ. નર્સનું કામ પુરુષો કરતાં સ્ત્રીઓ સારું બજાવે છે. આ કાર્ય કરવાથી હજારો અને લાખો સ્ત્રીઓ સુખી થશે અને સ્ત્રીઓ પોતે આર્થિક સ્વતંત્રતા મેળવશે.

**મેટ્રન, સુપરિન્ટેન્ડન્ટ**—હિંદમાં આંગળીને વેઢે ગણાય તેટલી બોર્ડિંગો કે હોસ્ટેલો છે. તેમાં પણ બધીમાં સ્ત્રી વ્યવસ્થાપક તરીકે બહેનો હોતી નથી. આ કામ કરવા માટે ઘણી સ્ત્રીઓએ તાલીમ લેવી જોઇએ, જેથી ઘણી બહેનોનાં માનસ પારખીને તે યોગ્ય દોરવણી આપી શકે. એમણે છોકરીઓનાં માતાપિતા કરતાં પણ વધારે પ્રેમ સંપાદન કરવો જોઇએ. અનાથાશ્રમમાં, વિધવા આશ્રમમાં, ભગિની સમાજ જેવી સંસ્થામાં તથા કન્યા છાત્રાલયોમાં વ્યવસ્થાપક કે સુપરિન્ટેન્ડન્ટની ખાસ જરૂર પડે છે. આ કાર્ય કરવાથી એક બ્હેન સરેરાશ રૂ. ૬૦ માસિક પગાર મેળવે. કેટલીક સંસ્થામાં આથી ઓછું કે વધારે પણ વેતન મળે. એનો આધાર સંસ્થાના વેતનના ધોરણ તથા તેની સ્થિતિ પર હોય છે.

**નટી કે સિનેમાસ્ટાર તરીકે**—હિંદમાં બોલપટ છેલ્લાં ૧૦–૧૨ વરસ થયાં ધમધોકાર ચાલે છે. એટલાં વરસમાં એનો વિકાસ અને પ્રગતિ સારી થઈ છે. યોગ્ય પ્રકારના સંસ્કાર અને ચારિત્ર ઘડે તેવાં બોલપટ થાય તે પ્રકારની યોજના કરવા

માટે તેમાં સ્ત્રીઓ કામ કરે તો ઉદ્યોગ સારો ચાલે. આ ધંધામાં બીજા કોઈ ધંધા કરતાં ઘણું જ કમાવાનું મળે છે. જે નૃત્ય અને અભિનય કળા જાણતી હોય અને જેને એ કામમાં રસ હોય તે સ્ત્રીએ જરૂર એમાં જોડાવું. સંસ્કારી અને ભણેલી બહેનો સારાં બોલપટ બહાર પડે તેમાં મદદરૂપ થઈ શકે. આ પ્રવૃત્તિ દ્વારા આપણે ઘણા લાભો મેળવી શકીએ. પરંતુ ગુલામ દેશમાં એક જ પ્રકારનાં બોલપટો નીકળતાં હોવાથી આપણે આપણા લાભાર્થે તેનો ઉપયોગ કરી શકતા નથી.

**વકીલ કે બેરિસ્ટર:** હિંદમાં સ્ત્રીવકીલોની સંખ્યા ગણીગાંઠી છે. કોઈ કોઈ બહેન કાયદાનો અભ્યાસ કરે છે પણ તેમાં રસ લેતી નથી. અત્યારસુધી જે અન્યાયો સ્ત્રીઓએ સહન કર્યા છે તેનો સ્ત્રીવકીલોએ અભ્યાસ કરી તે દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ. આથી સ્ત્રીઓની નિર્બળતા દૂર થશે, અને પુરુષોનું સ્વામિત્વ, ખોટું સત્તાબળ ઉઘાડું પડી આવશે.

આપણે શેક્સ્પીઅરના નાટક 'મર્ચન્ટ ઑફ વેનિસ'માં વાંચીએ છીએ કે પોર્શિયા કેવી હોશિયારીથી ન્યાય મેળવે છે. જ્યાં ન્યાયાધિશની બુદ્ધિ પણ કામ કરી શકતી નહતી ત્યાં તે સફળ થઈ અને મોટા વકીલ-બૅરિસ્ટરોને હઠાવી દીધા. તો પછી એવી બુદ્ધિનો વિકાસ કરવા અન્ય બહેનોએ પણ શા માટે પ્રયત્ન ન કરવો?

**રાષ્ટ્રિય કાર્યકર્તા તરીકે**—ગાંધીજીની સ્વરાજ્ય મેળવવાની ૨૧ શરતોને રચનાત્મક કાર્યનો પાયો બનાવીને તે કામમાં બેનો યોગ્ય ફાળો આપી શકે. અસ્પૃશ્યતાનિવારણ, ખાદી, ગ્રામઉદ્યોગ, દારૂબંધી, ગ્રામસેવા વગેરે રચનાત્મક કામોમાં સ્ત્રીઓ પુરૂષોને જરૂર સાથ આપી શકે. ગયા સત્યાગ્રહ પછી બહેનો રાષ્ટ્રિય કાર્યમાં ભાગ લે છે.

સ્ત્રીઓમાં પોતાના ભાવોથી—હૃદયબળથી બીજા પર

સચોટ અસર કરવાની અજબ શક્તિ છે. તેથી જે કાર્ય થોડી સ્ત્રીઓ કરે છે તેમાં વધારે બહેનોએ ભાગ લેવો જોઇએ કે જેથી દેશનું દારિદ્ર નાશ પામે. સત્યાગ્રહની લડતો વખતે બહેનો ઠીક પ્રમાણમાં ભાગ લે છે. તેઓ ટીઅરગૅસ, લાઠીચાર્જ સહન કરવા તૈયાર થાય છે, જેલમાં પણ જાય છે. તેમ છતાં હજી આપણે ચીન અને રશિયાની સ્ત્રીઓની જેમ ગમે તે કાર્ય કરવા માટે ગમે તે ભોગ આપવા તૈયાર થવું જોઈએ. અને દરેક બહેન પોતાની શક્તિ પ્રમાણે ફાળો આપે તો અજબ કાર્ય થાય. અને ગુલામીની જંજીર તૂટતાં વાર ન લાગે. ભવિષ્યમાં પણ હજી આપણે અડગ ધૈર્યથી અને ટેકથી કામ કરવાનું છે.

આ ઉપરાંત રાજકારણમાં ભાગ પણ લેવો જોઇએ. મતનો અધિકાર દરેક સ્ત્રીને હોવો જોઇએ. ન હોય તો તે મેળવવા માટે પ્રયત્ન કરવો જોઇએ. આર્થિક સ્વતંત્રતા મળે એટલે સ્ત્રીઓ રાજકારણમાં ભાગ આપોઆપ લેશે એ નિ:શંક છે. આર્થિક સ્વતંત્રતા એ મોટામાં મોટી સ્વતંત્રતા છે. રાષ્ટ્રનું ઘડતર કેવળ પુરુષ્ નહિ કરી શકે. પરંતુ ઉભયની શક્તિથી જ થઇ શકશે. દેશની અર્ધી પ્રજા અજ્ઞાન હશે તો દેશનું ઘડતર અધૂરું રહેશે અથવા નકામું જશે.

**સ્ત્રી-ઇન્સ્પેક્ટ્રેસ**—આપણે ત્યાં સ્ત્રી-ઇન્સ્પેકટર તરીકે ખાસ કોઈ કામ કરતાં નથી. ઈંગ્લંડ વગેરે દેશોમાં જુદાંજુદાં ખાતાં-માં સ્ત્રીઓએ દેખરેખ રાખનાર તરીકે ઉત્તમ કામ કરીને ઘણી સંસ્થાઓ સુધારી છે. આરોગ્ય ખાતામાં, કેળવણી ખાતામાં, દુકાનોમાં, જુદાંજુદાં કારખાનાંમાં. 'હેલ્થવિઝિટર' તરીકે, વગેરે જુદાંજુદાં ખાતાંમાં હિંદમાં સ્ત્રી-ઇન્સ્પેકટરની બહુ જ અગત્ય છે.

કારખાનાંમાં, સ્ત્રીઓ કારખાનાની વ્યવસ્થા તથા તેમાં કામ કરનારના આરોગ્ય સંબંધી ઉત્તમ કામ કરી શકે. બીજા દેશો જેમકે, ડેન્માર્ક, અમેરિકા, રશિયા વગેરેમાં આ પ્રમાણે

કાર્ય થાય છે. અનાજની મિલમાં, કાપડની મિલમાં, પ્રેસમાં, કાગળ બનાવવાનાં કારખાનાંમાં તેઓ ઇન્સ્પેક્ટ્રેસનું કામ કરે તો ઉત્તમ વ્યવસ્થા જળવાય ને કામ સારું થાય.

ઇન્સ્પેક્ટ્રેસોએ આરોગ્ય સંબંધી નીચે પ્રમાણે કામો કરવાં જોઇએ અને તેનું શિક્ષણ તેમણે પ્રથમથી લેવું જોઇએ.

૧. પાણી પૂરું પાડવાનું.

૨. મકાનોમાં હવા, અજવાળું તથા દુર્ગંધ દૂર કરવાની ગોઠવણ કરવાનું.

૩. કામ કરવાની જગાનું ઘનમાપ, કારખાનાની સ્વચ્છતા, ત્યાં પૂરતું હવા અજવાળું મળી શકે છે કે નહિ તેની તપાસ રાખવી, કારખાનામાં નાનાં બાળકો કામ કરે તેની સંખ્યા તથા ઉંમરની ગણતરી કરવી અને તેમના પગાર સંબંધી લડત ચલાવવી, સ્ત્રીઓ પાસેથી હદ ઉપરાંત કામ ન લેવાય તે માટે તથા તેમના સમાન પગારને માટે લડત ઉપાડવી, તેમને તેમના અધિકારો સમજાવવા વગેરે, અનેક કામો તે હાથમાં લઈ શકે.

ગરીબ લોકોના રોગો તથા તેમને થતા અકસ્માતો દૂર કરવા વિષે શિક્ષણ લઈને, સ્ત્રીઓ આ બધા વિષે કારખાનામાં અભ્યાસ કરે તો હિંદના ગરીબ લોકોનું જીવન સુધરશે. ઇંગ્લંડ માફક હિંદમાં પણ તમામ મજૂર વર્ગનાં રહેઠાણો તપાસવાની, તેમની ચાલીની ગંદકી દૂર કરી તેમને સગવડો આપવા માટે સ્ત્રી ઇન્સ્પેક્ટરોની ખૂબ જરૂર છે.

શાળાઓ તપાસનાર સ્ત્રી ઇન્સ્પેક્ટરની પણ જરૂર છે. શિક્ષણના ઇન્સ્પેક્ટર તરીકે બહુ જ થોડી સ્ત્રીઓ કામ કરે છે. પ્રાથમિક તથા ઉચ્ચ શિક્ષણની શાળાઓ, કારીગરીની શાળાઓ, શિક્ષણ પદ્ધતિની કૉલેજો એ સર્વમાં અપાતું શિક્ષણ તથા સર્વની આરોગ્ય સંબંધી સ્થિતિ તપાસવાનું કામ તેમનું છે.

આ જવાબદારીનું કામ ગણાય તેથી તેના પ્રમાણમાં પગાર પણ સારો મળવો જોઇએ. વળી પેન્શન પણ મળવું જોઈએ.

દેખરેખ રાખનાર તરીકે સ્ત્રીના ગુણ ઘણા કિંમતી છે. તેમાંયે શિક્ષણના ક્ષેત્રમાં અને આરોગ્યના ક્ષેત્રમાં તેઓ પોતાની ફરજ સારી રીતે બજાવી શકે તેમ છે, કારણકે શાળાનું નૈતિક ધોરણ વિદ્યાર્થીઓનું સામાન્ય આરોગ્ય, તેમની સુખાકારી, તેમની શિક્ષણ પદ્ધતિ એ સર્વ બાબતોમાં પુરુષ કરતાં સ્ત્રી સારી રીતે પરીક્ષા કરી શકે છે. વિધવા તથા કુમારિકા બહેનો જે પોતાની તમામ શક્તિ તથા વખત કામ પાછળ રોકવા ઇચ્છતાં હોય તેમને ઇન્સ્પેકટરનું કામ અનુકૂળ છે. ઘરની ચિંતાથી અલિપ્ત હોઇ તેઓ આ કામ સારી રીતે બજાવી શકે.

સેવાનું કામ પગાર લઇને અથવા પગાર વગર થઇ શકે. ધનિક કુટુંબની સ્ત્રીઓ પગાર વગર કરી શકે છતાં તેમનો હેતુ એક જ હોવો જોઈએ. જનસમાજનું ભલું કરવા ઘણી બ્હેનો ઇચ્છતી હોય છે. તેમને જોઇતાં સાધન કે સગવડ નથી હોતાં તેથી તેઓ તે કરવા તત્પર થતાં નથી, પરંતુ હવે તો તેમની સહાયની જરૂર પડવા લાગી છે, અને તેમની સેવાનો સ્વીકાર કરવામાં આવે છે. પીડા પામતાં મનુષ્યોને દુ:ખમુક્ત કરવાં, ભિન્નભિન્ન વર્ગો વચ્ચેનું અંતર ઘટાડવું, પ્રૌઢ શિક્ષણ આપવું, સ્વાશ્રયની કીંમત તથા સ્ત્રીઓના હક્ક સંબંધી તેમનામાં પ્રચાર કરવો, વગેરે કામો હોય છે. અગાઉ આ કામ કેટલીક સ્ત્રીઓ કરતી. સ્ત્રીઓમાં ધાર્મિક વૃત્તિ, દયાભાવ વધારે હોવાથી પુણ્યનાં કામો તરફ સ્ત્રીઓનું વલણ વધારે હોય છે. આપણા દેશનાં ગરીબ, આંધળાં; બહેરાં, મૂગાં, લૂલાં વગેરેને સહાય કરવી, તેમને રહેવા માટે ગૃહો સ્થાપવાં, રેલસંકટ-નિવારણમાં કામ કરવું, વેશ્યાવાડાને નાબૂદ કરવા પ્રયત્ન કરવા, તેમને કામ સોંપવું, તેમને સ્વાશ્રયી બનાવવા માટે શિક્ષણ

યોજના કરવી વગેરે સેવાનાં કાર્યો કરવાથી દેશની નિર્ધનતા, દારિદ્ર વગેરેનો નાશ થશે, ને પ્રજા સબળ થશે.

આ ઉપરાંત સાહિત્યના પ્રદેશમાં સ્ત્રીઓ યોગ્ય ફાળો આપી શકે. ઉચ્ચ શિક્ષણ લઈને જેવી રીતે પુરુષો જુદા જુદા વિષયોમાં લેખનપ્રવૃત્તિને ખીલવે છે, તેવી જ રીતે સ્ત્રીઓ પણ શિક્ષણ લઈને કરી શકે. નવલકથા, નિબંધો, કટાક્ષ લેખો લખે ને વર્તમાનપત્રોમાં છપાવે. સ્ત્રીઓએ વર્તમાનપત્રોના સંપાદક પણ બનવું જોઈએ. નૈસર્ગિક શક્તિ હોય તો, કવિ, નાટ્યકાર વગેરે પણ બનીને એ નૈસર્ગિક શક્તિનો વિકાસ કરવો જોઈએ. કળાસંગીત આદિ વિષયોમાં પણ પોતાની શક્તિ મુજબ તે કળાને ખીલવીને આગળ વધારવી કે જેથી સમાજમાં સ્ત્રી કળાકાર બનીને પણ લાભ મેળવે.

ઘણીવાર સ્ત્રીઓને નામે પુરુષો વીમો ઉતરાવે છે. પછી તેમને મારી નંખાવીને કે દબાવી–ફસાવીને તેમના પૈસા પુરુષો લઈ લે છે. આમ ન થાય માટે સ્ત્રીઓએ વીમા કંપની ચલાવવાનું યોગ્ય જ્ઞાન લેવું.

આવી રીતે સઘળા ધંધામાં સ્ત્રીઓ પ્રવેશ કરશે એટલે તેમની તથા દેશની આર્થિક સ્થિતિ સુધરશે, અને દેશને મહત્ત્વનો ફાયદો થશે.

## ૪ : કેટલીક સૂચનાઓ

૧. કાયદા આગળ બધાં માણસો સરખાં છે, પછી તે ગમે તે જાતિ કે ધર્મનાં હોય.

૨. કોઈ પણ શહેરી પોતાના ધર્મ અથવા જાતિના ભેદને કારણે કોઈ પણ કામ કરવાને માટે અશક્તિમાન ઠરશે નહિ.

૩. સ્ત્રીને પણ મત આપવાનો, પ્રતિનિધિ થવાનો,

સાર્વજનિક સંસ્થામાં કામ કરવાનો હક્ક હોવો જોઇએ.

૪. પુખ્ત ઉમરનાં દરેક સ્ત્રીપુરુષને મતાધિકાર હોવો જોઇએ.

૫. શહેરમાં તથા ગામડાંમાં સુવાવડખાનાં સ્થાપવાં જોઇએ. દરેક સ્ત્રીને બાળકના જન્મ વખતે કંઈ પણ ફી વગર તેમાં દાખલ કરવી જોઈએ.

૬. આરોગ્યવિષયક કાર્યક્રમમાં માતાઓની સુખાકારીનાં કેન્દ્રોની સ્થાપનાનો સમાવેશ થવો જોઇએ. એ કેન્દ્રો સ્ત્રીઓને બધી જ માહિતી આપે. એ માહિતીમાં સુવાવડ પહેલાંની અને પછીની જરૂરિયાતો સંબંધી કેન્દ્રોનો પણ સમાવેશ થવો જોઇએ. આ કેન્દ્રો બાળકની સુખાકારી અને સુવાવડનું ખાસ જ્ઞાન ધરાવતી સ્ત્રી-દાક્તરોના હાથમાં હોય.

૭. દરેકને હવા-અજવાળાવાળું ઘર રહેવા મળે એવી રાજ્ય તરફથી સગવડ કરવી. અમુક જરૂરિયાત મુકરર થવી જોઇએ. શહેર અને ગામડાનું ભાડું નક્કી કરવું જોઇએ.

૮. બધા કામદારો માટે બેઠકો હોવી જોઇએ અને તેને માટે નિયમો ઘડવા જોઇએ.

૯. ગર્ભવતી સ્ત્રીઓ અને ધાવણાં બાળકોવાળી માતાઓ સિવાયની બધી જ સ્ત્રીઓને બધી જ જાતના ઉદ્યોગમાં કામ કરવાની છૂટ હોવી જોઇએ.

## ખેતી તથા ઉદ્યોગ-ધંધા સંબંધી

૧. સ્ત્રીનાં ખેતર ઉપરનાં કામની આર્થિક કિંમત અંકાવી જોઇએ. તેમને રોકડનાણાને બદલે બીજા કામદારોને રાજ્ય તરફથી મળતી બધી જ સગવડોનો હક્ક મળવો જોઇએ. જેવી કે, દાક્તરી મદદ, ઘોડિયાં, ખેતર અને ઘરમાં કામ કરવાની સારી સગવડ અને જે કામ કરવાનું હોય તેની કેળવણી.

૨. કામદાર મંડળોનું બંધારણ તેના સભ્યોના મત પ્રમાણે

હોવું જોઈએ, અને તે દરેક માટે ખુલ્લું હોવું જોઈએ. મંડળના દરેક સભ્યને સત્તાના સ્થાન માટે તક હોવી જોઈએ. બધાં જ કામદાર મંડળોએ અને રોજી આપનારાઓએ સ્ત્રી અને બાળસભાસદોનું જુદું પત્રક રાખવું.

આ પત્રકથી ચાલુ સભાસદો કેટલા છે તેની માહિતી પૂરી પડશે એટલું જ નહિ પણ સભાસદોની સંખ્યામાં કેટલો વિકાસ થાય છે તે પણ જણાશે.

## મિલકત સંબંધી

૧. ફોજદારી કાયદાની માફક એક સામાન્ય સિવિલ કાયદો પણ બનાવવો જોઈએ. આ નવા કાયદામાં ઓછામાં ઓછી ત્રણ બાબતો આવે: (૧) ઇન્ડિયન સકસેશન એકટની રૂએ વારસા હક્કનો કાયદો, (૨) છૂટાછેડાનો કાયદો અને (૩) લગ્નનો કાયદો.

૨. પતિ અથવા પત્નીના મરણ પછી તેની જુદી મિલકત અને પરિણીત જીવન દરમિયાન આવકથી મેળવેલી મિલકતનો અર્ધો ભાગ જીવિત પતિ અથવા પત્ની અને તેનાં બાળકોને નીચે પ્રમાણે મળવો જોઈએ: (૧) જીવિત પતિ અથવા પત્ની આવી મિલકતનો ⅓ ભાગ લે, (૨) બાકીનો ⅔ ભાગ તેમનાં બાળકોને સરખે ભાગે આપવામાં આવે. મરણ પામેલા પુત્ર અથવા પુત્રીનો ભાગ તેનાં બાળકોને મળે.

૩. છૂટાછેડા કરવામાં આવે તો પતિ અને પત્નીની જુદી મિલકત તેમની પાસે જ રહે.

## કેળવણી સંબંધી

૧. માધ્યમિક કેળવણીમાં જુદીજુદી જાતની જરૂરિયાત પ્રમાણે ધંધાવિષયક કેળવણીનો પણ સમાવેશ થવો જોઈએ. મહાવિદ્યાલયની કેળવણીમાં જુદીજુદી જાતના વિષયો માટે સગવડ હોવી જોઈએ.

૨. પ્રાંતની ભાષા દ્વારા શિક્ષણ આપવું જોઇએ પરદેશી ભાષા દ્વારા નહિ.

૩. આત્મરક્ષણ માટેની લશ્કરી કવાયત છોકરાં અને છોકરીઓ માટે બધી શાળાઓ અને વિદ્યાલયોમાં ફરજિયાત બનાવવી.

૪. પ્રૌઢશિક્ષણ એ પ્રજાની કેળવણીનો ભાગ બનવો જોઇએ.

૫. જે સ્ત્રીઓને સગવડો ન હોય એવી સ્ત્રીઓ માટે સ્ત્રી સામાજિકકાર્યકર્તાનાં કેળવણીનાં કેન્દ્રો રાજ્ય સ્થાપે.

## સામાજિક

૧. લગ્નની ઉંમર ધીમેધીમે ૧૮ વરસની કરવામાં આવે.

૨. રાજ્યનો કાયદો અમુક શરતો નક્કી કરે અને તે શરતો પ્રમાણે હિંદુ લગ્નમાં છૂટાછેડા થવા જોઇએ. આવા છૂટાછેડા પતિપત્નીને મળવા જોઇએ અને એ મુજબનું પ્રમાણપત્ર પણ રાજસત્તા તરફથી મળવું જોઈએ.

૩. જ્યાં સુધી સંપૂર્ણ અને સરખા મિલકતના હક્કો સ્ત્રીને ન મળે ત્યાં સુધી બાળકના ભરણપોષણને માટે પિતાને જવાબદાર ગણવો જોઇએ.

૪. રાજ્ય, સંતતિનિયમનનાં કિલનિકો–કેન્દ્રો–ચલાવે, એમાં કામ કરનારા સ્ત્રીઓ અને પુરુષો એ વિષયનું જ્ઞાન ધરાવનાર હોવાં જોઈએ અને જેઓ ઇચ્છે તેમને સંતતિનિયમન વિષેનું શિક્ષણ ત્યાં અપાવું જોઇએ.

૫. જ્ઞાતિપ્રથા એ અસમાનતાને પોષે છે અને સ્ત્રીના વિકાસને રોકે છે, તેથી તેનો અંત આવવો જોઈએ.

૬. કાયમનું વૈધવ્ય બંધ થવું જોઈએ. કેળવણી, સામાજિક સુધારા વગેરે મારફતે વૈધવ્યનાં ખરાબ પરિણામોનો

અંત લાવવા પ્રયત્ન થવો જોઈએ. વિધવા સમાજને બોજા રૂપ ગણાય છે એ બોજા રૂપ ન રહે તે માટે તેની બુદ્ધિ, શક્તિ અને લાગણીને રચનાત્મક કાર્યમાં વાળવી જોઈએ.

૭. વિધવા અને બીજા શહેરીના સામાજિક તથા આર્થિક હક્કો સરખા હોવા જોઈએ. વિધવાઓ પુનર્લગ્ન કરી શકે એમ હોવું જોઈએ અને એ વિચારને ઉત્તેજન મળવું જોઈએ. પરંતુ પુનર્લગ્નથી જ કોઈ વિધવાના પ્રશ્નનો નિકાલ આવશે નહિ. સમાજમાં તેમનું સ્થાન પુનઃ સ્થાપિત કરવા માટે આર્થિક સ્વતંત્રતા અને સ્વાશ્રયની કેળવણીની જરૂર છે. આમ કરવાની બીજી રીત એ છે કે વિધવા લગ્ન કરે તો જ પૂરો અને સરખો હક્ક મળે એવું ન હોવું જોઈએ. સામાજિક અને આર્થિક હક્કો વિધવા માટેની બધી મુસીબતો દૂર કરશે. વિધવાનો ખાસ પ્રશ્ન ન રહે એવી સ્થિતિ હોવી જોઇએ.

૮. વિધવા આશ્રમો એ છૂપી રીતના લગ્ન માટેની સંસ્થા ન હોવી જોઇએ, પરંતુ એ આશ્રમો તો વિધવાને આર્થિક સ્વતંત્રતા આપનાર તથા ધંધાઓની કેળવણી આપનાર કેન્દ્રો બનવાં જોઈએ.

૯. કુંવારી માતાને દોષ દેવો અને પુરુષને દોષ ન દેવો એવો સમાજને હક્ક નથી. આવા બાળકને માટે સ્ત્રી તેમ જ પુરુષ બંને જવાબદાર છે. આવા બાળકની કેળવણી અને ભરણપોષણની જવાબદારી બંને પર છે.

૧૦. બાળક ગમે તે રીતે ઉત્પન્ન થયું હોય તો પણ નિર્દોષ બાળકને સહન કરવાની સ્થિતિ ન આવવી જોઇએ. રાજ્ય તરફથી એને સંપૂર્ણ રક્ષણ મળવું જોઈએ. કોઈ પણ સ્ત્રીની માફક અપરિણીત માતાને પણ પ્રસવ વખતે રાજ્ય તરફથી દાક્તરી મદદ મળવી જોઇએ. આવા બાળકને એના પિતાનું

નામ વાપરવા દેવું જોઇએ, અને મિલકતનો એને હક્ક મળવો જોઈએ. ટૂંકમાં રાજ્યે કાયદેસર તેમ જ ગેરકાયદેસર બાળકો વચ્ચે તફાવત ન રાખવો જોઇએ.

૧૧. વેશ્યાના પ્રશ્નનો નિકાલ લાવવા માટે તો માત્ર એક માર્ગ છે, અને તે એ કે સમાજમાં સ્ત્રીનું સ્થાન બદલવું જોઈએ.

૧૨. ગ્રામ અને શહેરી છાત્રાલયો, ધર્મશાળાઓ, વગેરેની દેખરેખ અને વ્યવસ્થા રાજ્યે લેવી જોઇએ. ધર્મશાળામાં સ્ત્રી-મુસાફરો માટે રહેવાની જુદી સગવડો રાખવી જોઇએ. યાત્રાનાં સ્થળોમાં સ્ત્રી સામાજિક કાર્યકર્તા રાખવાં જોઈએ.

૧૩. ગર્ભપાત માત્ર બે જ સંજોગોમાં થવા દેવો જોઇએ: (૧) જ્યારે માતાની તંદુરસ્તીને ગર્ભધારણ હાનિકારક હોય, અને (૨) જ્યારે ગર્ભધારણ બળાત્કારનું પરિણામ હોય.

૧૪. નવા રાહ પ્રમાણે ચાલવા માટે સમાજે, ખાસ કરીને સ્ત્રીઓને કેળવવા, સ્ત્રી મંડળોદ્વારા અથવા તો સીધી રીતે તેનો પ્રચાર કરવો જોઈએ.

## કામદાર વિષયક

૧. સ્ત્રી કામદારોને સાચવવાનાં પગલાં માત્ર તેમના જ લાભને માટે ન ગણાવાં જોઇએ, પરંતુ આખી પ્રજાના ફાયદા માટે છે એમ ગણાવું જોઇએ, એટલે સ્ત્રી કામદારોના રક્ષણને માટે લેવાયલાં પગલાંથી સ્ત્રીઓ કોઈનો ભક્ષ્ય ન થાય એવાં પગલાં લેવાં જોઈએ.

૨. સ્ત્રીઓને માટે કોઈ પણ ધંધો બંધ ન હોવો જોઇએ, અને જો અમુક ધંધો એમને માટે બંધ કરવામાં આવે તો

આવી રીતે બેકાર બનેલી સ્ત્રીઓ માટે કાયદેસર રોજીની બીજી યોજના થવી જોઇએ.

૩. રાતપાળીની રચના એવી રીતે કરવી જોઇએ કે જેથી સ્ત્રી કામદાર રાતપાળીમાં કામ કરી શકે.

૪. કમાતી દરેક સ્ત્રીને પોતાની કમાણી ઉપર સંપૂર્ણ હક્ક રહે એવી કાયદામાં વ્યવસ્થા હોવી જોઈએ.

૫. સ્ત્રીકામદારોને રાખવાં નહિ એવું જે હાલનું વલણ છે એની વધારે તપાસ કરી તે યોગ્ય પગલાંથી અટકાવવું જોઇએ.

૬. ગ્રામપંચાયતો, લોકલબોર્ડો એવી બધી જ લોકોની સંસ્થાઓએ પોતાનાં કામદારોને સુવાવડ માટેની મદદ આપવાનું શરૂ કરવું જોઇએ.

૭. જે માતાઓ ધાવણાં બાળકોવાળી હોય અને કારખાનાંમાં, ખાણોમાં, ખેતરોમાં કામ કરતી હોય તેમને આરામનો સમય આપવો જોઈએ કે જેથી તેઓ પોતાના બાળકોને ઘોડિયા ખાતામાં જઈ ધવડાવી શકે.

૮. ગર્ભવતી સ્ત્રીઓ, ધાવણાં બાળકોવાળી સ્ત્રીઓ અને ૧૮ વરસની નીચેના દરેક માણસનું રાતપાળીનું કામ બંધ થવું જોઇએ.

૯. તંદુરસ્તીને હાનિકારક એવા ઉદ્યોગોમાં જેને કામ કરવાનું હોય તેમને તેવા ઉદ્યોગો માટે યોગ્ય તંદુરસ્તી તેમની છે એવું પ્રમાણપત્ર આપવાની પ્રથા પાડવી જોઇએ.

૧૦. તંદુરસ્તીને હાનિકારક વાતાવરણમાં ખૂબ વાર ઊભા રહેવાથી કામદાર અને ખાસ કરીને સ્ત્રીકામદારની તંદુરસ્તી પર અસર થાય છે તે દૂર કરવા પ્રયત્ન કરવા જોઈએ.

---

# સ્ત્રીઓ અને સ્વાશ્રય

## ૧ : પ્રકૃતિમાં નારીનું સ્થાન

**વિશ્વજગતમાં** પુરુષ અને પ્રકૃતિનું, ઇશ્વર અને શક્તિનું જે સ્થાન છે તેવું જ પ્રકૃતિમાં નારીનું સ્થાન છે. બીજી રીતે કહીએ તો પુરુષ અને પ્રકૃતિનો જે એકાત્મભાવ વિશ્વમાં છે તેવો જ એકાત્મભાવ ભિન્ન દેહે નરનારીઓ રૂપજગતમાં અનુભવે છે; અથવા તો એવો અનુભવ ભિન્ન દેહે અનુભવે એ આદર્શ હોવો જોઇએ. કારણ કે મુક્ત દશામાં તો નર કે નારી એ દેહરૂપે નથી રહેવાનાં. ત્યાં પરમેશ્વર સાથે એકાત્મભાવ અનુભવવાનાં છે.

આમ આદર્શ સ્થિતિ હોવી જોઇએ તથાપિ વાસ્તવિક રીતે એમ નથી તો તેનાં શાં કારણો છે તે ટૂંકામાં તપાસીએ.

ઉત્ક્રાંતિવાદની દૃષ્ટિએ આપણે જોઈશું તો જણાશે કે વર્તમાન નરનારીનો સમાજ અનેક યુગોના વિકાસના પરિણામે બનેલો છે.

આદિ માનવસમાજમાં જ્યારે બુદ્ધિનું તત્ત્વ ઓછું હતું ત્યારે તેમનો વ્યવહાર માત્ર નૈસર્ગિક પ્રેરણાઓ ઇનસ્ટિંકટ્સ ઉપર રહેતો. મનુષ્ય આજે પણ મહાન છે એ એની બૌદ્ધિક વિવેકશક્તિને લીધે જ. બાકી હજી ઘણી યે એવી સાહજિક પ્રેરણાઓથી એ વિશ્વજગતનાં અન્ય પ્રાણીઓની માફક પોતાનો વ્યવહાર ચલાવે છે.

માનસશાસ્ત્રીઓએ આ પ્રેરણાઓ મુખ્યત્વે ચાર ગણાવી છે:

૧ આત્મસંરક્ષણની

૨ વંશવર્ધનની (સેકસ્યુઅલ)

૩ સામાજિક (સોશિયલ ઇનસ્ટિંક્ટ)

૪ અનુકરણની

ઉપરની ચાર પ્રેરણાઓ નરનારીમાં સરખી છે. આ રીતે જોતાં એમનું કુદરતમાં સ્થાન સરખું છે. બેયને સાહજિક પ્રેરણાઓ સરખી જ થાય છે; અને સરખી પ્રેરણાઓ થાય ત્યારે કાર્યકારણનો સંબંધ અને પરિણામ પણ એકસરખાં હોઈ શકે.

આત્મા, હૃદય, લાગણી, ઇચ્છાઓ, વાસનાઓ, સુખદુઃખ આધિવ્યાધિ અને ઉપાધિ એ નરનારીને સરખાં થાય છે તો પછી બેના સ્થાનમાં કોને પ્રથમ મૂકવું એ પ્રશ્ન થાય છે. માનસિક દૃષ્ટિએ બંને ય સરખાં છે.

**શારીરિક ફેર**—આમ છતાં કેટલાક એવો આક્ષેપ કરે છે કે પ્રભુએ સ્ત્રીને નિર્બળ અને પુરુષથી ઊતરતી કોટિની ઘડી છે. આના સમર્થનમાં એ શારીરિક રચનાનો તફાવત ગણાવે છે. પણ શારીરિક રચનાનો તફાવત એ આંતરમનના જીવન-તંત્રને ઓછું જ ફેરવી શકે છે? માનસિક લાગણીઓ અને પ્રેરણાઓ તો બંનેયને સરખી થાય છે તો પછી એમના સ્થાન-ની ચર્ચા કરવાની જરૂર રહેતી નથી. શારીરિક ભિન્નતા એ તો સંસારના કલ્યાણને અર્થે છે; વિશ્વની પ્રગતિ માટે છે. માટે જીવનની દૃષ્ટિએ વિચારતાં આ શારીરિક ભિન્નતાને લક્ષમાં ન લેવી જોઇએ.

**સ્ત્રી પરાવલંબી નથી**—શારીરિક વિભિન્નતાને કારણે કેટલાક વિચારકો એમ માને છે કે સ્ત્રીઓ સ્વાશ્રયી ન હોઈ શકે. તેને તો પુરુષનો આશ્રય લેવો જ રહ્યો. તેણે પરાવલંબી જીવન ગાળવું જોઇએ. પણ આ દલીલો પોકળ છે. કારણ કે સૌ પ્રથમ આપણે જોયું કે જાતીય સંરક્ષણની પ્રેરણા બેયમાં સરખી છે. અને જાતીય સંરક્ષણનો આપણે ત્રિવિધ વિચાર કરી શકીએ. શારીરિક દૃષ્ટિએ વિચારીએ તો શરીરનું રક્ષણ

કરવું, પોષણ કરવું અને વર્ધન કરવું. દરેકમાં આ વૃત્તિ પ્રબળપણે જોવામાં આવે છે, એટલે શારીરિક પોષણને માટે મહેનત અને પ્રયત્ન કરવા જોઇએ. આદિ માનવસમાજમાં જ્યાં સુધી પેટની જ ફિકર પડી હતી ત્યાં સુધી નારી પણ પોતાના પરસેવાથી પ્રયત્નપૂર્વક મજૂરી કરી અને નિર્વાહ કરતી આજે પણ ઘણી જાતો એવી આદિ માનવસમાજની સ્થિતિ ભોગવી રહી છે. એ સૌ પોતે જાતે જ કમાઈ અને ખાય છે. ભારતવર્ષના ઇતિહાસમાં આધ્યાત્મિક દૃષ્ટિએ અને માનસિક દૃષ્ટિએ સ્ત્રીઓ પુરુષોના કરતાં વધુ સત્ત્વશાળી અને વીર્યવત્તર હતી એમ જણાય છે. એટલે સંરક્ષણની વૃત્તિ જોતાં સ્ત્રી પણ પરાવલંબી નથી એ સહેજે જણાશે.

**અકુદરતી વ્યવસ્થાનાં કારણો**—ત્યારે હવે એ પ્રશ્ન થશે કે સ્ત્રીઓની આવી પરાધીન સ્થિતિ કેવી રીતે બની? આનાં કારણોની વિગતવાર અને ઊંડી ચર્ચા વિસ્તૃત થવાને ભયે ટૂંકામાં જણાવીશ:

૧ સામાજિક પ્રેરણા ૨ લગ્ન સંસ્થા ૩ દ્રવ્યોત્પાદનની નવી ફિલસૂફી ૪ સામાજિક બંધનો.

ઉપરનાં કારણોને લીધે સ્ત્રીઓની પરાધીન સ્થિતિ થઈ.

**૧ સામાજિક પ્રેરણા**—સૌ પ્રથમ સામાજિક પ્રેરણા લઇએ. મુખ્ય પ્રેરણાઓમાં બીજી પ્રેરણા એ વંશવર્ધનની અથવા આકર્ષણની છે. અત્યંત કુદરતી પ્રેરણા આ વંશવર્ધનની છે.

આકર્ષણની પ્રેરણામાંથી આપણો સમાજ ઉત્પન્ન થયો છે. એ સહેલાઈથી જણાશે. આદિ માનવ સમાજમાં આકર્ષણ એ સાહજિક હોઈ કોઇ પણ પ્રકારના બંધનને સ્વીકારતું ન હતું. લગ્ન સંસ્થાનો જન્મ થયો ન હતો. નર અને નારી સ્વેચ્છાપૂર્વક મળતાં અને છૂટાં પડતાં. મહાભારત કાળ સુધી લગ્ન સંસ્થાને માટે ખાસ કોઇ જાતની પ્રણાલિકા જણાતી નથી.

એટલે આદિ યુગમાં વંશવર્ધનની પ્રેરણા પછી વાત્સલ્યની લાગણી નરનારીમાં પ્રગટ થતાં સામાજિક પ્રેરણા પણ જન્મી. બાળકનો જન્મ થયા પછી પુરુષ અને સ્ત્રી સાથે રહેતાં એમ ન બનતું. પણ ગર્ભધારણને લીધે કુદરતી રીતે સ્ત્રીની શક્તિ ઓછી થવા લાગી અને વાત્સલ્ય પ્રેરણાને લીધે પુરુષ એને મદદ કરવા લાગ્યો. સ્ત્રીની સાથે રહેવા લાગ્યો. આમ સ્ત્રીની સાથે રહેવાને લીધે પાછળથી માતૃગૃહની સંસ્થા (મેટ્રિઆરકી) નો ઉદ્ભવ થયો. આ સંસ્થા આજે પણ મલબારમાં છે. ત્યાં પુરુષોને સાસરે જવું પડે છે અને પુત્રીઓને વારસો મળે છે. આ ઉપરથી એક વસ્તુ સ્પષ્ટ થશે કે સામાજિક ભાવના આમ કુટુંબમાંથી જન્મી. અનેક વ્યક્તિઓનો સમૂહ તે સમાજ હોઇ સામાજિક ભાવના ખીલતી જતાં તેમાંથી લગ્નસંસ્થા ઉદ્ભવી છે તે આપણે જોઈશું.

**લગ્નસંસ્થા**—લગ્નસંસ્થાનો વિકાસ થયો એ વિચારતાં પહેલાં કઇ સામાજિક ભાવનાને લીધે એનો વિકાસ થયો એની ચર્ચા પણ કરવી જોઇએ. લગ્નસંસ્થાના જન્મના મૂળમાં આ સામાજિક નિયમના તત્ત્વની ભાવના રહે છે. કોઇપણ સમાજની રચના 'પરિસ્થિતિના સમન્વય'[1] ઉપર અને 'સામાજિક સદ્દસદ્ વિવેકશક્તિ'ની ઉપર રચાય છે.[2] પરિસ્થિતિનો સમન્વય અનેક રૂપે અને અનેક રીતે ઉદ્ભવે છે. જેને પરિણામે વર્ણ-વ્યવસ્થા, સ્ત્રી અને પુરુષોના સામાજિક હક્ક, ધાર્મિક પરિસ્થિતિ વગેરે રચાય છે. અને સદસદ્ વિવેકશક્તિ ઉપર એક વ્યક્તિનું સમાજ પરત્વેનું વર્તન રચાય છે. સમાજની નીતિ અનીતિની ભાવના વ્યક્તિની ઉપર થાય છે. એટલે કે સમાજની સદસદ્ વિવેકભાવનાની અસર વ્યક્તિ ઉપર હોઈ તદનુસાર તેનું વર્તન રહે છે.

૧ ક્રોઝિયર ૨ ડબ્લ્યુ. એન જેમ્સ.

આ દૃષ્ટિએ વિચારતાં વ્યક્તિગત જીવન ઉપરના અંકુશને માટે લગ્ન સંસ્થા રચાઈ હતી. અને લગ્ન સંસ્થાને પવિત્ર અને ધાર્મિક ક્રિયાઓથી સંસ્કારવાળી બનાવી એનાં નિયમન વગેરે રચવામાં આવ્યાં. મનુએ અને ત્યાર પછીના સ્મૃતિકારોએ આઠ પ્રકારના વિવાહ, અનુલોમ પ્રતિલોમાદિક વિવાહ પદ્ધતિ વગેરે સામાજિક જીવનની ખીલવણીને માટે રચ્યાં. પણ પાછળથી એટલે કે મધ્ય યુગમાં ને ખાસ કરીને બૌદ્ધયુગના પતન પછી અને વિશેષતઃ બ્રાહ્મણધર્મના અધઃપતન પછી એ બંધનો એટલાં બધાં જટિલ અને કુટિલ થઇ પડ્યાં કે વ્યક્તિજીવનના વિકાસને તેમાં સ્થાન ન રહ્યું. માનવજીવનની આશાવાન પ્રગતિનો તેમાં નિરોધ દેખાયો.

આ લગ્ન સંસ્થાથી માણસે સ્ત્રીની ઉપર પોતાનું પ્રભુત્વ મેળવ્યું છે. તેને દાસી બનાવી છેઃ ગુલામ બનાવી છે. હૃદયહીન કાર્યકરનારી યંત્રવત્ પૂતળી રૂપ પોતાની ભોગ્ય વસ્તુ બનાવી છે. નારીનો આત્મા આજે પીડાય છે અને તેના વ્યક્તિત્વનો સાવ નાશ થઈ ગયો છે. લગ્નજીવનની કરુણ નિષ્ફળતામાં આજે હિંદુ સમાજ વધુને વધુ ઊંડા ગર્તમાં ગબડતો જાય છે. એનું પરિણામ તો હજી સમય જ નક્કી કરી શકશે.

**દ્રવ્યોત્પાદનની નવી સંસ્કૃતિ**—નૈસર્ગિક પ્રેરણાના પરિપાક રૂપ સામાજિક બંધનથી આગળ વધીને આપણે જોઈશું તો જણાશે કે માનવજાતિએ લગ્નસંસ્થા બાંધી અને સામાજિક જીવન ગાળવાની શરૂઆત કર્યા પછી ખેતીવાડીની નવી સંસ્કૃતિ શોધી કાઢી.

ખેતીવાડી એ હિંદનો પ્રધાન ધંધો છે. કોઇપણ માનવજાતમાં અમુક સમયે આત્મસંરક્ષણ માટે ખેતીવાડી જ પ્રધાન ધંધારૂપ બને છે. આ ખેતીવાડીએ પણ નવી સામાજિક

સંસ્કૃતિનાં દર્શન કરાવ્યાં છે. અને તે છે અવિભક્ત કુટુંબની સમાજ રચના.

આ રચનાનો વિકાસ પણ દ્રવ્યોત્પાદનને અર્થે થયેલો હોવાથી તે સંબંધી વિચાર કરવો જોઈએ.

અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે મજૂરી પ્રમાણે દ્રવ્યોત્પાદન થાય છે. જેમ મજૂરી વિશેષ તેમ દ્રવ્યોત્પાદન વિશેષ થાય. અને જેની પાસે વધુ સંપત્તિ એ સમાજમાં વધુ આદર ને પ્રતિષ્ઠાને પાત્ર બને છે એ નક્કર સત્ય છે. આથી દ્રવ્યોત્પાદનને માટે મજૂરીની જરૂર વધારે પડી એ સ્પષ્ટ જણાઇ આવશે.

**અવિભક્ત કુટુંબ અને મજૂરી**—અવિભક્ત કુટુંબની રચના એ મજૂરીના બળને વધારે એકઠું કરવામાં મદદ કરે છે. આમ એક પિતાને બહુ પુત્રો થતાં એ વધારે ઉત્પન્ન કરવાને માટે લલચાય. વળી જાતીય આકર્ષણથી પુત્રોને પણ સ્ત્રીઓની જરૂર પડે. એટલે જે કુટુંબમાં સ્ત્રીઓ આવીને રહેવા લાગી–માતૃગૃહ ત્યજી સાસરે રહેવા લાગી–તે અવિભક્ત કુટુંબની સેવિકાઓ બની રહી. તે ખેતીવાડીમાં મદદ કરવા લાગી અને તેમના પુત્રોને વારસાહક્ક મળવા લાગ્યો. આમ પિતૃગૃહ (પેટ્રીઆર્કિ)ની સંસ્થા અસ્તિત્વમાં આવી.

સંયુક્ત કુટુંબમાં કન્યાઓને નાનપણમાં લાવવાથી કુટુંબને તે અનુકૂળ બની રહેતી. કુટુંબના સંસ્કારો એની ઉપર પડતા એટલે કુટુંબમય બની જતી. આ પરિસ્થિતિ ઉભી કરવામાં બાળલગ્નનો જન્મ થયો.

આમ દ્રવ્યોત્પાદન માટે લગ્ન સંસ્થા, ખેતી, અને બાળલગ્ન જરૂરી થઈ પડ્યાં. મજૂરી સસ્તી પડી, કારણ કે સ્ત્રીઓને બીજું કાંઈ આપવામાં આવતું ન હતું; અને ગૃહરાજ્ઞીના જવાબદારીવાળા નામ નીચે 'પરિસ્થિતિના સમન્વય'માં નારીનો અહં પોષાવા લાગ્યો. તેણે વારસાહક્ક ખોયો અને મજૂરી

કરવા છતાં એ પરાવલંબી અને પુરુષને આશ્રયે જ પડી રહી.

અલબત અવિભક્ત કુટુંબની આ પ્રણાલિકાથી સમાજમાં કેટલાંક સારાં નરસાં તત્ત્વો જન્મ્યાં હતાં તેનો પણ વિચાર કરીએ. સ્ત્રીને તેમાં કેટલો ફાયદો હતો એ પણ વિચારવું જોઇએ.

**અવિભક્ત કુટુંબના લાભાલાભ**—સંયુક્ત કુટુંબના ઘણા લાભ છે. સૌ પ્રથમ એ બાળક અને વૃદ્ધોની સેવા કરે છે. સૌની કેળવણીનો અને તેના ભાવિ જીવનનો પણ વિચાર કરે છે. વિધવાને પણ એમાં સ્થાન હતું એટલે એ સંસ્થા વીમાનું કામ કરતી હતી એમ કહીએ તો તે યોગ્ય જ છે. વળી વિધવા એ ત્યાગની મૂર્તિ બનતી અને આમ સંયુક્ત કુટુંબ સૌની જવાબદારી લેતું. એથી સંસ્કારની ખીલવણી થતી, સંસ્કૃતિ વધતી, ધાર્મિક નિર્મળતા અને ચારિત્ર્યના સદ્ અંશોનું વર્ધન થતું અને આખા સમાજની વ્યવસ્થાને એ અનુકૂળ બની રહેતું. ગૃહઉદ્યોગો ખીલતા અને દ્રવ્યોત્પાદનમાં એથી વિશેષ સહાય મળતી. આથી ઊલટું એના કેટલાક દોષો પણ વિચારવા જેવા છે. પણ એ દોષો વર્તમાન પરિસ્થિતિને લીધે ઊભા થયા છે. તેનો વિચાર કરીએ તો જણાશે કે વર્તમાન યુગને આ સંયુક્તકુટુંબ સર્વ રીતે અનુકૂળ ન પણ થાય.

સૌથી પહેલું સંયુક્તકુટુંબમાં વ્યક્તિત્વનો નાશ થાય છે. મોટા પુત્રોને પણ આજ્ઞાંકિત રહેવું પડે છે અને સ્મૃતિના આદેશને ઘણીવાર નેવે મૂકવામાં આવે છે. જ્યાં સુધી ગૃહમાં વૃદ્ધ મનુષ્યો વસતાં હોય ત્યાં સુધી એમને બિલકુલ સ્વતંત્રતા મળતી નથી. વળી અત્યારની બદલાયલી પરિસ્થિતિ જોતાં, અને નવું તંત્ર અને ઉત્પાદનનાં નવાં નવાં તંત્રો જોતાં, વર્તમાન સંયુક્તકુટુંબની સ્થિતિ બહુ કરુણ બની ગઇ છે.

મૂળથી જ અવિભક્ત કુટુંબમાં સ્ત્રીનું સ્થાન એક સામાન્ય મજૂરણ જેવું જણાય છે. પછી આપણે ભલે એને ગૃહિણી,

સચિવ વગેરે ગૌરવભર્યાં નામ આપીએ. મનુએ અલંકારો અને વસ્ત્રાભૂષણથી ખુશી રાખવાનું કહેલું તેમાં પણ સ્ત્રીઓને દલિત રાખવાની જ યોજના હતી. અને અત્યાર સુધી ચાલુ સામાજિક વ્યવસ્થાને લીધે તેનું સ્થાન એવું જ રહ્યું છે આ સ્થિતિ આપણી સમાજ વ્યવસ્થાને લીધે જ આવી છે. આમ સ્ત્રીને પરાધીન રાખવામાં સમાજવ્યવસ્થા એ અગત્યનું અંગ બની રહેલ છે એ સહેજે સમજાશે.

અવિભક્ત કુટુંબમાં સ્ત્રીઓનું સ્થાન દાસી જેવું છે એટલું જ માત્ર નથી પણ આ વ્યવસ્થા મૂળ તો દ્રવ્યોત્પાદનમાં, કુટુંબનાં બધાં જ માણસો ઉપયોગી થાય એ હેતુથી રચાએલી એટલે એ દૃષ્ટિએ બીજાં પણ કેટલાંક અનિષ્ટો આ વ્યવસ્થા સાથે આવેલાં. બાળલગ્ન અને બહુપત્ની રિવાજ કુટુંબસંખ્યા વધારવામાં અને ખેતીવાડીમાં મદદ માટે ઉપયોગી થાય, એ માટે ઉપરોક્ત અનિષ્ટો સમાજમાં આવ્યાં છે.

ટૂંકમાં સ્ત્રીઓ સ્વાશ્રયી હોવા છતાં અકુદરતી સમાજવ્યવસ્થાને લીધે તેમની સ્થિતિ પરાધીન બની છે.

## ૨ : સ્ત્રીની અવદશા

અકુદરતી વ્યવસ્થાનાં કારણોનો વિચાર કર્યા પછી હવે વર્તમાન સ્ત્રી સમાજની અવદશાનો વિચાર ટૂંકમાં કરીશું. પ્રાચીન યુગમાં નર અને નારીને ઘરમાં સરખું સ્થાન હતું. વેદ, ઉપનિષદ કાળમાં આ મહત્ત્વ સ્વીકારાતું. ત્યારે તેમને માટે દંપતી, અથવા પિતરો એ શબ્દ વપરાતો. સન્માનસૂચક અને ગૃહની અંદર સમાનતાવાચક એ શબ્દો છે. ત્યારે સ્ત્રીઓને સ્વાતંત્ર્ય હતું. લગ્નસંસ્થા તો મહાભારતકાળ સુધી અવ્યવસ્થિત હતી એટલે લગ્નજીવન માટે બંધન ન હતાં.

અપરિણીત જીવન પણ કન્યાઓ ગાળી શકતી. અને તેમને વારસામાં મિલ્કત મળતી. પુનર્વિવાહની છૂટ હતી. તે સમયે પતિપત્ની એ સખા રૂપ હતાં અને ત્યારે જ જીવન તેજસ્વી, ઓજસ્વી, વીર્યવત્તર અને સરળ હતાં.[1]

ત્યાર પછી સ્ત્રીની અવદશાની સ્થિતિ શરૂ થઈ. આ સ્થિતિ મહાભારત પછીના કાળમાં અને વિશેષત: સ્મૃતિયુગમાં બની. અલબત્ત આનાં ઐતિહાસિક, અને જાતીય (રેશિયલ) કારણો ઘણાં છે, પણ એ બધાનું વિસ્તૃત વિવેચન અત્રે થઈ શકે એમ નથી. તથાપિ એકાદ બે વસ્તુ નોંધવા જેવી છે. હૂણ અને પાર્થિયન લોકોના હુમલાને લીધે આર્ય જાતિ સંકટમાં આવી પડી. એ વિજેતા મ્લેચ્છો ઘણીવાર સ્ત્રીઓને ઉપાડી જતા. આથી આર્યજાતિનું શુદ્ધત્વ જાળવવા અને સંસ્કૃતિનું રક્ષણ કરવા અમુક નૈતિક બંધન તેમણે સ્વીકાર્યાં. જેને પરિણામે જ્ઞાતિઓ અને બાળલગ્નની પ્રણાલિકા શરૂ થઈ. જ્યારે પાછળથી એ જડ વ્યવસ્થાનું કેવું અનિષ્ટ પરિણામ આવ્યું તે આપણે જોઈએ છીએ. રોમન ઇતિહાસ, શુદ્ધત્વને માટે જ સમાજ મરી ગયો, એમ જણાવે છે. અવદશાનાં કારણોમાં મુખ્ય વિચાર આગળ કરવામાં આવ્યો છે એટલે હવે બદલાએલી પરિસ્થિતિને અંગે સ્ત્રીઓની શી દશા થઈ રહી છે એનું વિવેચન પણ કરવામાં આવશે.

**સ્વતંત્ર વ્યક્તિત્વનો અસ્વીકાર**—સ્મૃતિયુગમાં ધર્મશાસ્ત્રકારો બધા પુરુષો હોવાને કારણે સ્ત્રીને અનુજીવી માની છે. આખી જિંદગી તેણે પિતા, પતિ ને પુત્રને વશ રહેવાનું છે. ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ ! એ પુરુષનું અર્ધું અંગ મનાઈ છે. આમ એના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર થયેલો નથી.

---

૧ હિંદની સંસ્કૃતિ.

આ બધાં કારણોને ઓળંગી શકીએ એવી સ્થિતિ આપણી નથી. એનું કારણ આપણી સામાજિક અવ્યવસ્થા, કંગાળ રાજકારણ, કરુણ દારિદ્રય અને જ્ઞાનનો અભાવ છે. વીસમી-સદીની બદલાએલી ભાવના સાથે આપણે એકતાન થયા નથી. આપણો સ્ત્રીસમાજ કુરિવાજ, અજ્ઞાન, ખોટા રીતરિવાજ, રૂઢી, આંધળી ધર્મશ્રદ્ધા અને આત્મવિસ્મૃતિના મહાન સાગરમાં ડૂબી રહ્યો છે. એને પોતાની જાતનું કોઇપણ પ્રકારનું ભાન નથી. સમાજ તે ભાન કરાવનાર નથી.

ટૂંકમાં સામાજિક, રાજકીય, ધાર્મિક બંધનોથી આપણો નારીસમાજ પીડાય છે એમાંથી એની મુક્તિ શી રીતે થાય એ પ્રશ્નની વિચારણા કરવાની જરૂર છે.

## ૩ : સ્વાશ્રયી કેમ બની શકે ?

સ્ત્રીસમાજ સ્વાશ્રયી કેવી રીતે બની શકે એ પ્રશ્નની વિચારણા કરતાં પહેલાં કેવા પ્રકારના સ્વાશ્રયી બનવાની જરૂર છે એનો વિચાર પણ કરવો જોઈએ.

સ્વાશ્રયીનો અર્થ અત્ર માત્ર એટલો જ કરવાનો હોય કે સ્ત્રીસમાજ પોતાના ક્ષેત્રમાં કેવી રીતે સ્વતંત્રતાપૂર્વક પોતાનો સર્વદેશીય વ્યવહાર ચલાવી શકે.

પ્રભુએ સાહજિક પ્રેરણાઓ સ્ત્રીને આપી છે તે પુરુષના જેવી હોવા છતાંય એક વિશિષ્ટ તત્ત્વ સ્ત્રીની અંદર વિલસી રહ્યું છે. વિશ્વની પ્રકૃતિમાં જે તત્ત્વ છે તેની સાથે તેનું ઘણું સામ્ય છે. પ્રકૃતિમાં બધું વ્યવસ્થિત છે. ઈશ્વરી કુદરતમાં સર્વત્ર એક પ્રકારનું તાલબદ્ધ જીવનસંગીત વ્યવસ્થા જાળવે છે. જેથી પ્રકૃતિ અતિશય રમણીય અને સુંદર ભાસે છે. કુદરતમાં જેમ સર્જન છે તેમ વર્ધન અને સંરક્ષણ પણ સાથેસાથે ચાલી

રહ્યું છે. અને આ બધું વ્યવસ્થિત રીતે બનતું જાય છે.

સ્ત્રીની અંદર પણ આ પ્રકારની વિશિષ્ટ પ્રેરણા રહેલી છે. એના સ્વભાવમાં સર્જન, સંવર્ધન અને સંરક્ષણ કરવાની પ્રેરણા છે. કાર્યપ્રદેશમાં એને જનનકાર્ય હોવાથી એનું વર્ધન અને સંરક્ષણ પણ એ સાથોસાથ કરે છે. અતુલ વાત્સલ્ય અને હૃદયોર્મિના ઊછળતા પ્રેમના તરંગો સભર ભરેલા છે, એથી એ જીવનને આર્દ્ર, કોમળ અને મધુર બનાવે છે. પુરુષત્વના બુદ્ધિ તત્ત્વને એના હૃદયના ભાવથી એ ઉન્નત કરે છે અને તેથી જ અન્યોન્યને પૂરક છે. સ્વભાવથી એ ગૃહની રાજ્ઞી થવાને સર્જાઇ છે. માટે જ તે ગૃહિણી કહેવાય છે. આમ જોતાં એને જો વધુ સ્વતંત્ર બનાવવામાં આવે તો તે સાચી સચિવ પણ થઈ શકે અને ગૃહને ઉજ્જવલ બનાવે; બાળકોને સંસ્કારી બનાવે અને ભાવિ પ્રજાને ઉન્નત માર્ગે દોરી શકે. પુરુષને એ વ્યવસ્થિત સામ્રાજ્યમાં નવા આદર્શો ઘડવામાં અને તે પ્રમાણે જીવનવીર અને પ્રયોગવીર થવામાં જરૂર સહાયભૂત બની રહેશે. પણ એ માટે સ્ત્રીત્વના સંબંધને લક્ષમાં રાખી એને સ્વાશ્રયી બનાવવામાં સમાજે પ્રયત્ન કરવાનો છે.

સ્વાશ્રયનો અર્થ માત્ર દ્રવ્યોત્પાદન પરત્વે જ ગ્રહણ નથી કરવાનો. પણ શારીરિક, માનસિક અને આધ્યાત્મિક દૃષ્ટિએ એ સ્વાશ્રયી બની રહે એમ માનવાનું છે. અલબત્ત, એમનું સમાજમાં અત્યારે જે સ્થાન છે તેનાથી આગળ વધી તે ઉપરોક્ત દૃષ્ટિએ પુરુષની સમાન બની રહે એ આદર્શ રાખવાનો છે. સમાજમાં બેયનો નિરાળો કાર્યપ્રદેશ હોવા છતાં બેયનું સમાન સ્થાન હોવું જોઇએ. દ્રવ્યોત્પાદન બાબતમાં એ ભલે પુરુષોની સાથે હરીફાઇ આદરે. એ પ્રમાણે એમને સાધનો આપવાં જોઇએ. પછી ભલે એ કાર્યપ્રદેશથી નિરાળા ક્ષેત્રમાં ન ઝંપલાવે. પણ કેટલીક વ્યક્તિઓ તો જરૂર આર્થિક ઉત્પાદનના ક્ષેત્રમાં પણ

પુરુષની સરખી બની રહેશે. સમાજ, રાજકારણ, ગૃહ, કાયદો એ સૌમાં એને સમાન સ્થાન મળવું જોઇએ અને તેના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર થવો જોઇએ.

**સાધનો**—હવે કયાં સાધનો દ્વારા સ્ત્રી સ્વાશ્રયી બની શકશે એનો વિચાર કરીએ.

નિમ્નલિખિત કેટલાંક સાધનો દ્વારા સ્ત્રીઓ સ્વાશ્રયી બનશે. ૧ કેળવણી, ૨ સમાજવ્યવસ્થામાં ફેરફાર, ૩ કાયદામાં ફેરફાર, ૪ ગૃહઉદ્યોગની ખીલવણી, ૫ અર્થોપાર્જનના ક્ષેત્રમાં સગવડ.

વિસ્તારપૂર્વક એનું વિવેચન કરવાથી એ સ્પષ્ટ થશે:-

**કેળવણી**—પ્રગતિનું પ્રથમ પગથિયું એ પોતાની દીન-દશાનું ભાન થવું એ છે. જયાં સુધી માનવીને પોતાની દશાનું ભાન નથી હોતું ત્યાં સુધી એ આગળનો વિચાર નથી કરી શકતો અને ફક્ત જે તે સ્થિતિમાં આનંદ માને છે. આથી પ્રગતિ કોઈ દિવસ થઈ શકતી નથી. અસંતોષ અને આત્મભાનમાંથી જ જગતની સંસ્કૃતિ અને પ્રગતિ સધાયાં છે. એ દૃષ્ટિએ વર્તમાન નારીસમાજને પોતાની હીન સ્થિતિનું આત્મભાન થવાની જરૂર છે. કવિવર ટાગોર જણાવે છે તેમ આ મૂર્ચ્છિત અવસ્થામાંથી જાગૃત થવાની જરૂર છે.

કેળવણી એટલે જ્ઞાનનો પ્રકાશ. જ્ઞાનનો પ્રકાશ આવું આત્મભાન જગાવી શકે અને ચૈતન્ય અર્પી શકે, એટલે પ્રથમ તો નારીસમાજમાં કેળવણી ફેલાવવાની ખાસ જરૂર છે.

**અન્ય દેશોના સ્ત્રીસમાજની જાગૃતિ**—અન્ય દેશોના સ્ત્રીસમાજની તુલના કરવાથી આ સ્થિતિ સહેજ સમજાશે. થોડાંક વર્ષો પૂર્વે જાપાન, રશિયા, તુર્કસ્તાન અને ઈટલીનો સ્ત્રીસમાજ અત્યંત કંગાલ અને દીન દશામાં હતો. આજે ત્યાં નવું ચેતન જોવામાં આવે છે. એનું કારણ શું? ત્યાંના

સ્ત્રીસમાજને આત્મભાન થયું. પોતાની વર્તમાન પરિસ્થિતિથી અસંતોષ ઉત્પન્ન થયો. પ્રચંડ સ્વાતંત્ર્યની ભભૂકતી જ્વાળાઓએ એમને ઉત્તેજિત કરી. પરિણામે તેમણે જ્ઞાન પ્રાપ્ત કરવા માંડ્યું. શિક્ષણને લીધે સૈકાઓથી પીડાયેલો એ નારીવર્ગ આજે સ્વતંત્ર બની સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર કરાવી શકયો છે. સામાજિક બંધનોમાં રૂઢિઓમાં, લગ્નજીવનમાં નારી વધારે સ્વતંત્ર બની રહી છે. નવી પ્રજાને સુંદર રીતે ઘડી રહી છે. આર્થિક દૃષ્ટિએ સ્વાશ્રયી બની રહી છે. પુરુષોની સાથે સામાજિક, આર્થિક અને રાજનૈતિક ક્ષેત્રમાં હરીફાઈ કરી રહી છે. આમ પોતાનું વ્યક્તિત્વ ખીલવી રહી છે.

**લગ્નવ્યવસ્થામાં ફેરફાર**—આ સંસ્થામાં અત્યારે નરી કરુણતા જણાય છે. કન્યાવિક્રય, વરવિક્રય, અનેક પત્નીવ્રત, વિધવાવિવાહનો નિષેધ આ બધાં એનાં પરિણામો છે. અનેક આશાભર્યાં જીવન આ સંસ્થામાં હોમાયાં છે. વૃદ્ધલગ્ન અને વિધુરલગ્નને લીધે અનેક નિર્દોષ બાલિકાઓનાં બલિદાન સમાજની વેદીમાં અપાયાં છે. સાચી નારીપ્રતિષ્ઠાની ભાવના ખીલે ત્યારે જ આ વ્યવસ્થામાં ફેરફાર થાય.

**અવિભક્ત કુટુંબની જવાબદારી**—વર્તમાન નારીજીવનને ઉજ્જવલ બનાવવા માટે સંયુક્ત કુટુંબની સંસ્થામાં યોગ્ય ફેરફાર થવાની જરૂર છે કારણ કે નવી કેળવણીને લીધે હવે મધ્યમ વર્ગના યુવાનોની અંદર સ્વતંત્ર વ્યક્તિત્વનો પવન ફૂંકાવા લાગ્યો છે. પશ્ચિમની કેળવણી અને નવા વિચારોએ તેના મનમાં વ્યક્તિત્વની ભાવનાનો વિકાસ કર્યો છે. વળી ભણતરને લીધે મજૂરી પ્રત્યે તેને અણગમો થવા લાગ્યો છે એટલે નોકરી કરવાની એ ઇચ્છા કરે છે. વ્યાપાર ઉદ્યોગનું શિક્ષણ મળતું નથી; અને જ્યાં મળે છે ત્યાં પણ સ્વતંત્ર ધંધાઉદ્યોગોને રક્ષણ મળે એવું સમાજનું વલણ નથી અને સરકારનું

સંરક્ષણ નથી. આથી અત્યારનો યુવક આર્થિક મૂંઝવણમાં છે. જ્યાં પોતાનું કમાવાની એને ચિંતા છે ત્યાં આખા કુટુંબને પોષવાની એની વૃત્તિ ક્યાંથી થાય? વળી આજે એ કુટુંબનો પણ રહ્યો નથી. વેકેશનના અમુક દિવસો સિવાય ગામડું એને અપ્રિય થઈ પડ્યું છે અને શહેરનો મોહ આકર્ષી રહ્યો છે. શારીરિક ટાપટીપ પાછળ એનું ખર્ચ એટલું વધ્યું છે કે એ કુટુંબને તિરસ્કારે છે. આવી સ્થિતિમાં બીજું શું બની શકે?

અને ઘેર અભણ પત્ની હોવાથી એને રૂચતું નથી. તથાપિ એ સ્વતંત્ર રીતે રહેવા માગે છે. એટલે કુટુંબની પ્રતિષ્ઠા વગેરે અંગો તેમના પતિપત્નીના વ્યક્તિત્વને સ્વતંત્ર થવાને માટે ના પાડે છે. આ કુટુંબમાં એક સ્ત્રી બીજાં માણસો માટે પતિની કમાણી વાપરવા ન દે. એટલે એમાંથી છૂટવાનો કોઇ માર્ગ કાઢવો જોઇએ. સંયુક્ત કુટુંબમાં વપરાતી ભેગી આવકનો કોઈ ચોક્કસ માર્ગ કાઢવામાં આવે તો સ્ત્રીઓ સ્વાશ્રયી બની શકે.

એટલે ખરું જોતાં તો અત્યારનાં સામાજિક બંધનો નષ્ટ થાય તો જ સ્ત્રી સ્વાશ્રયી બની શકે. અન્યથા નહિ જ.

**વારસા હક્ક**—સ્ત્રીઓને પરાવલંબી કરનાર વારસા હક્ક છે. હિંદુ ધર્મશાસ્ત્રમાં સ્ત્રીઓને વારસદાર બનાવી નથી. એ કાયદો સ્ત્રીઓને પરાશ્રયી અને પરતંત્ર બનાવવામાં મુખ્ય ભાગ ભજવે છે. ખરું કહીએ તો આખી જિંદગી કામ કરી અને પતિના સુખદુ:ખમાં ભાગ લેનાર, પતિનું ગઢ્ઢાવૈતરું કરનાર અને સંપત્તિને સાચવી તેની વ્યવસ્થા કરનારને કાંઇપણ મળે નહિ એ કાયદાની બલિહારી છે વિધવાનો હક્ક ન હોવાથી એનાં સગાં-વહાલાં, સંયુક્ત કુટુંબનાં બીજાં માણસો એને ફાવે તેમ પીડે અને આ રીતે એને કંઇ પણ હક્ક ન આપે એ વ્યાજબી નથી.

આ કરતાં હિંદુ ધર્મવિધિ પ્રમાણે લગ્ન કરવામાં આવે તેના કરતાં જો લગ્નોને રજિસ્ટર કરાવવામાં આવે તો વારસા

હક્ક મળે છે. લગ્નો રજિસ્ટર કરાવવાથી કાયદાપૂર્વકનો હક્ક મળે છે. આવી બાબતમાં હિંદુ બહેનો રજિસ્ટર લગ્નવિધિ કરાવે એ સારું છે છૂટાછેડાને એમાં સ્થાન છે એ ખરું, તથાપિ એથી બીવાની જરૂર નથી. પરસ્પરના સહકારથી જ જીવન ગળાય છે, એ સૂત્ર સમજાય એટલે એવી ભીતિ રાખવાની જરૂર નથી. દરેક માબાપ પોતાની કન્યાને માટે આવાં લગ્નો જ કરે તો જ સારું. વડોદરા રાજ્યે હમણાં વારસાહક્કને માટે જે કાયદો પસાર કર્યો છે એ ઠીક છે અને બ્રિટિશ અમલમાં પણ એનો સત્વર સ્વીકાર થાય એમ આપણે ઈચ્છીએ. પણ ત્યાં તો કોઇ વિધવાના દત્તક પુત્રના વિરૂદ્ધ બીલ લાવે એ શોચનીય સ્થિતિ ગણાય. અલબત્ત, મુંબઈ ધારાસભામાં એ બીલ હવે પડતું મુકાયું છે એ ઠીક થયું છે.

આમ વારસાહક્કમાં પણ ફેરફાર થવાની જરૂર છે.

**દ્રવ્યોત્પાદનમાં સગવડ**—સ્વાશ્રયનું પ્રથમ અંગ તે આર્થિક સ્વતંત્રતા છે. આર્થિક સ્વાતંત્ર્ય સિવાય કોઇપણ સ્વાતંત્ર્ય ટકતું નથી અને આજે આપણે જોઇએ છીએ કે જે દેશની પાસે દ્રવ્ય છે—એ જ બીજાની ઉપર સામ્રાજ્ય ચલાવે છે. આર્થિક સ્વાતંત્ર્ય મેળવવા માટે દ્રવ્યોનો સંચય કરવો જોઇએ. અને તેને ઉત્પન્ન કરવામાં કેટલીક સગવડો જોઈએ છે.

**ઉત્પત્તિનું કારણ મજૂરી**—દ્રવ્યોત્પાદન કરવામાં મજૂરી એ જ મુખ્ય વસ્તુ ગણી શકાય. કોઈપણ દ્રવ્યને પ્રાપ્ત કરવામાં મજૂરી પહેલી ગણાય છે. ખેતીવાડી, કારખાનાં, ઉદ્યોગો, બધાં મજૂરી ઉપર આધાર રાખે છે. મજૂરીથી દ્રવ્યોત્પાદન થાય છે, દ્રવ્યોત્પાદનથી યંત્રો આવે છે, યંત્રોથી મજૂરી સસ્તી થાય છે અને આથી મૂડીદાર અને મજૂરના વર્ગો રચાય છે. આમ મજૂર અને મૂડીદારનો દ્રવ્યોત્પાદનને જેવો સંબંધ છે તેવો જ સ્ત્રી-સમાજનો છે. આપણે જોઇએ છીએ કે યંત્રથી મજૂરને જે રોજી

મળવી જોઇએ તે મળતી નથી અને પરિણામે મજૂર નિર્બળ બને છે. આ જ પરિસ્થિતિ આપણે સ્ત્રીસમાજ વિષે વિચારીએ તો આપણુને જણાશે કે સ્ત્રીઓ સ્વાશ્રયી હોવા છતાં તે પરાધીન અને પરાલંબી છે.

આપણે દ્રવ્યનું ઉત્પન્ન એ રોકડ નાણામાં ગણીએ છીએ ત્યાં જ ભૂલ કરીએ છીએ. ખેતીવાડીમાં એક ખેડૂતને રોકડ ખર્ચ જે થાય તેને જ તે દ્રવ્યોત્પાદનમાં ખરચેલું નાણું ગણશે. પણ એના ઘરમાંથી જેણે જેણે ખેતીવાડીમાં સહાય કરી હશે, મજૂરી કરી હશે તેની એણે ગણત્રી કરેલી હોતી નથી. આથી ઘરનાં માણસોની મજૂરી એ ન ગણતો હોવાથી બજારભાવમાં ઓછા દરે પોતાનો માલ વેચે છે અને પેટપૂરતું ખાવાનું માત્ર મેળવી શકે છે.

સ્ત્રીઓની પણ આ દશા છે. ખેતીવાડી, વ્યાપાર, નોકરી, મજૂરી અને ઉદ્યોગોમાં આઠ કલાક કામ કરી પુરુષ ઘેર આવે ત્યારે તેની મજૂરીના પ્રમાણમાં એને જે આપવામાં આવે છે તેને દ્રવ્યોત્પાદનમાં ગણી શકાય; આપણે તેને ઉપાર્જન કહીએ છીએ પણ ખરા. જ્યારે સ્ત્રી ઘરમાં ૧૪ કલાક કામ કરે, પાણી ભરે, રાંધે, કપડાં સીવે ઘરની દેખરેખ રાખે, બાળકોને ઉછેરે, ખેતીવાડીમાં મદદ કરે અને આખો દિવસ કામ કરે તોપણ એના શ્રમની મજૂરી આપણે ગણતા નથી. બાકી જ્યાં આગળ આપણે પૈસા આપીને ઉપરનાં કામો કરવાનાં હોય ત્યાં તે મજૂરી રૂપે ગણીએ છીએ અને તેની મજૂરી ચૂકવીએ છીએ. આમ સ્વેચ્છાપૂર્વકની સ્વીકારેલી મજૂરીનું આપણે મૂલ્ય ગણતા નથી અને માત્ર તેને કપડાં, ઘરેણાં આપી રાજી કરીએ એ કંઈ આર્થિક સ્વતંત્રતા નથી. આ તો અન્યાયી રિવાજ ગણી શકાય. એ માટે સ્ત્રીની મજૂરીનું મૂલ્ય અંકાવું જોઇએ. એ પ્રમાણે મૂલ્યાંકન થાય તો પતિપત્ની છૂટાછેડા વખતે અથવા તેના

ત્યાગ વખતે અથવા એ વિધવા થાય ત્યારે, અગર તો તેને જરૂર પડે ત્યારે પતિની મિલ્કતની બરાબર અર્ધી વારસદાર ગણવી જોઈએ. કાયદામાં પણ આવા જ પ્રકારના ફેરફાર થવા જોઈએ.

**મજૂરીનું ધોરણ**—મજૂરીના ધોરણનો વિચાર કરીએ છીએ ત્યાં એક પ્રશ્ન આવે છે કે મજૂરી કરવાને માટે કેટલી સ્ત્રીઓ જાય છે. આને માટે તો આપણા ઉદ્યોગોના અને ધંધાઓના આંકડાઓ લઈએ તો જણાશે કે છેલ્લી વસ્તી ગણત્રી પ્રમાણે હિંદમાં ૭૨ ટકા લોકો ખેતીવાડી ઉપર નભે છે. આ ૭૨ ટકામાં જે સ્ત્રી વર્ગ આવી જાય છે તે એક યા બીજી રીતે ખેતીવાડીમાં સીધો અથવા આડકતરો ફાળો આપે છે. દ્રવ્યોત્પાદનમાં એ મદદ કરે છે. પણ એમની મજૂરી તો બિલકુલ ગણાતી નથી. હવે બાકીના ૨૮ ટકા વસ્તી સરકારી અથવા ખાનગી નોકરી, વેપાર, ઉદ્યોગ, કે કારખાનામાં કામ કરે છે. કેટલાક પરદેશમાં જઈ વસ્યા છે. ત્યારે પ્રશ્ન ફક્ત આ ૨૮ ટકાનો અત્યારે હોય એમ જણાય છે. જે વર્ગ કારખાનામાં જાય છે તે વર્ગને માટે પણ મજૂરીનું ધોરણ અસમાન છે. પુરુષો જેટલી મજૂરી સ્ત્રીઓને મળતી નથી. આ ઉપરાંત બીજી પણ કેટલીક શારીરિક અને નૈતિક હાડમારીઓ તે ભોગવે છે. આમ છતાંય સ્ત્રીકામદાર જે કાંઈ કમાય છે તેની ઉપર તેનો સ્વતંત્ર અધિકાર નથી. તેનો પતિ તેની પાસેથી તે લઈ લે છે એટલે સ્ત્રી કામદાર તો નિષ્કિંચન જ રહે છે.

હવે જે વર્ગ ધનાઢ્ય છે એ વર્ગને માટે પણ આર્થિક સ્વાતંત્ર્ય તો નથી જ. એમની પાસે કદાચ ખાનગી પૈસા હોય પણ આ તો અપવાદ ગણાય. એમ તો ઘણાં ય કુટુંબોમાં સ્ત્રીઓની પાસે થોડી થોડી રકમ હોય છે પણ એનો જાહેર રીતે ઉપભોગ અને ઉપયોગ કરવાની સ્વતંત્રતા ન હોય ત્યાં સુધી એ પૂર્ણ સ્વાશ્રયી ન કહી શકાય. ત્યારે હવે મુખ્ય પ્રશ્ન આપણા મધ્યમ

વર્ગનો રહે છે. આ વર્ગ વસ્તીના બાર ટકા છે. આ વર્ગના સ્ત્રીસમાજની સ્થિતિ બેય બાજુથી કરુણ છે. ધનાઢ્ય ન હોવાને કારણે અર્થસંચય હોતો નથી અને મજૂરી અથવા તો બીજા ઉદ્યોગધંધા કે નોકરીદ્વારા એ અર્થોપાર્જન કરી શકે એમ નથી. તો તેને માટે શા ઉપાય લેવા જોઈએ તે વિચારવું જોઇએ. એમની મજૂરીનો સ્વીકાર થવો જોઈએ અને એ રીતે કાયદામાં ફેરફાર કરી તેનો સંપત્તિ ઉપરનો અધિકાર માન્ય રાખવો જોઇએ.

આ ઉપરથી સાબિત થશે કે મજૂરીનો સ્વીકાર કરવાથી પ્રત્યેક સ્ત્રી સ્વાશ્રયી બનશે, આર્થિક સ્વાતંત્ર્ય થોડે ઘણે અંશે પ્રાપ્ત કરશે અને પોતાની પ્રગતિ સાધશે.

## ૪ : ગૃહઉદ્યોગોની ખીલવણી

હવે નીચેનાં વિધાનો આપણે માન્ય રાખી અને આગળ વધીએ તો જ સ્ત્રી સ્વાશ્રયી બનશે. ગમે તેટલા ગૃહઉદ્યોગોથી અથવા એમની કાર્યશક્તિથી એ સ્વાશ્રયી બની શકવાની નથી માટે નિમ્નલિખિત વિધાનો માન્ય રાખી અને પછીથી સ્વાશ્રયની યોજનાઓનો વિચાર કરીશું.

૧ દ્રવ્યોત્પાદનનું સાધન મજૂરી છે માટે સ્ત્રીઓની શારીરિક, માનસિક મજૂરીનો સ્વીકાર સમાજમાં થવો જોઇએ.

૨ ચાલુ કાયદામાં ફેરફાર થવો જોઇએ અને તેને સ્થાને સ્ત્રીને પતિની મિલ્કતમાં ભાગીદાર ગણવી જોઇએ.

૩ તેના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર થવો જોઇએ અને તેને કેળવણી, સમાજ, રાજકારણ, ઉદ્યોગ, વેપાર, દ્રવ્યોપાર્જનનાં ક્ષેત્રો એ સૌમાં સમાન અધિકાર મળે.

૪ કાયદાથી આર્થિક દૃષ્ટિએ એનું સમાન સ્થાન નક્કી કરવામાં આવે.

ઉપરોક્ત વિધાનોનો સ્વીકાર થાય તો જ સ્ત્રીસમાજ સ્વાશ્રયી થવાનો છે, બીજી રીતે નહિ.

આટલું વિચારી હવે સ્વાશ્રયી બનવાના સાધનરૂપ ગૃહ ઉદ્યોગોની ચર્ચા કરીશું.

ગૃહઉદ્યોગોના બે વિભાગ પાડી શકાય. શારીરિક શ્રમથી ઉત્પન્ન થતી સંપત્તિ હોય એ ઉદ્યોગો, અને બીજા માનસિક શ્રમથી ઉત્પન્ન થતી સંપત્તિ જેમાં હોય તે ગૃહઉદ્યોગ. ખાસ કરીને બેય રીતે સ્ત્રીઓ શ્રમ કરે છે. છતાં નીચેની કેટલીક બાબતમાં આજે સ્ત્રીવર્ગ પોતાનું સ્થાન જમાવી શકે.

૧ પ્રાથમિક શિક્ષણની સંસ્થાઓ. ૨ બાલમંદિરો. ૩ ગોપાલન, રેંટિયો, શીવણ, ભરત, ગૂંથણ, પાકની વાનીઓ બનાવવી, ગૃહવ્યવસ્થા, બાલઉછેર, મોજાં ગૂંથવાં, દળવું, ખાંડવું, સાબુ બનાવવો અને જાહેર સંસ્થાઓમાં કામ કરવું; તે ઉપરાંત શિક્ષણને અનુકૂળ કોઈ પણ ધંધામાં તે જઈ શકે. આ બધી વિગતોનો આપણે વિગતવાર વિચાર કરીશું.

**માનસિક શ્રમ**—પુરુષને બુદ્ધિ અને સ્ત્રીને હૃદયની સાથે વધુ સંબંધ છે. બુદ્ધિની સાથે મન અને શરીર તો હોય છતાં પણ પુરુષને શારીરિક શ્રમ વિશેષ પ્રકારે કરવાનો છે. જ્યારે સ્ત્રીઓને માનસિક અને હૃદયના ભાવવાળાં પ્રેમનાં કર્તવ્યો કરવાનાં છે. આ બે મુખ્ય ભેદ છે. અને એ રીતે વ્યવસાયના ક્ષેત્રમાં પણ આ બે બુદ્ધિ અને હૃદયના તંત્રને અનુલક્ષી અને કાર્યપ્રદેશની વહેંચણી કરવી જોઇએ. આનો અર્થ એમ નથી થતો કે સ્ત્રીઓને બુદ્ધિનાં તેજ નથી હોતાં 'વ્યવહાર કાર્યનું બલ અને તેની સાથે જોડાયેલી માનસશક્તિમાં દેખીતી રીતે પુરુષ સ્ત્રીથી ચઢિયાતો છે. બીજી બાજુ સ્ત્રીનું બળ હૃદયભાવમાં છે. જેમ પુરુષ સૌ બલવિધાનમાં સ્ત્રીથી ચઢિયાતો છે તેવી જ રીતે સ્ત્રી સ્નેહમાં પુરુષથી ચઢિયાતી છે.' પુરુષોના

કાર્યબલને વેગ આપવાનું કામ સ્ત્રીઓનું છે. કારણ કે સંરક્ષણ, વ્યવસ્થા અને નિયમન એ હૃદયના અગાધ સ્નેહભર્યા ભાવમાંથી જન્મે છે. આથી જ પ્રગતિમાન દેશોમાં સંસ્કૃતિ અને પ્રજા ઘડવાના કાર્યમાં સ્ત્રીઓનો હિસ્સો છે. ધાર્મિક વૃત્તિ, દયા, ક્ષમા, બાલહૃદયના ઉછેર અને સંસ્કાર એ તો સ્ત્રી જ આપી શકે. આથી માનસિક અને હૃદયના ભાવોનું જ્યાં ઐક્ય થાય છે એ ક્ષેત્ર આપણે સ્ત્રીસમાજ માટે રાખવું જોઈએ.

કેટલાક એવી દલીલો કરશે કે શારીરિક શ્રમ ઓછો થવાથી હિસ્ટીરિયા આદિ દર્દો થાય છે. અલબત્ત એ અર્ધ સત્ય છે. વાસ્તવિક રીતે તો દર્દનાં મૂળ કારણ માનસિક રોગ (મેંટલ ડીઝીઝ) છે. અયોગ્ય સામાજિક વ્યવસ્થાથી તેમની માનસિક વૃત્તિઓ દબાય છે અને તેનાથી જ એમને રોગો થાય છે. અલબત્ત શરીરને યોગ્ય શ્રમ તો એમણે કરવો જ જોઈએ.

હવે એમના કર્તવ્ય પ્રદેશની વાત કરીએ તો (૧) પ્રાથમિક શાળાની સંસ્થાઓ, (૨) બાલમંદિરો, (૩) દવાખાનાં અને રોગાશ્રમો એ મુખ્ય છે.

જ્યોતિસંઘની બહેનો સમક્ષ વ્યાખ્યાન આપતાં મહાત્મા ગાંધીજીએ જણાવ્યું હતું કે 'શહેરની બહેનોએ બાલકેળવણીની પ્રવૃત્તિ પોતાના હાથમાં લઈ લેવાની છે. ગામડામાં આર્થિક દૃષ્ટિએ ઘણી બહેનો સ્વતંત્ર છે પણ શહેરની બહેનો ફક્ત આર્થિક પ્રશ્નની ચર્ચા કરી રહી છે. એમને માટે હાલ તો બાલકેળવણીનું સ્થાન વિશાળ છે.' બાપુજીના આ વિચારમાં ભારે તથ્ય રહ્યું છે.

પ્રથમ તો બહેનો પોતાનો ફાજલ સમય જ એમાં આપી શકે. અને તેમાંય જે બહેનો શિક્ષિત હોય તે જ એ પ્રદેશમાં ઝંપલાવશે. આમાંથી એમને યોગ્ય મહેનતાણું મળી આવશે. ફાજલ વખતમાં કામ કરવાથી મળતું વેતન, એ બહેનોને મદદ રૂપ તો થશે, એટલું જ નહિ પણ મોટા પ્રમાણમાં થતું ખર્ચ

બચશે. આની વિરુદ્ધ ઘણી દલીલો મૂકવામાં આવશે. અને સૌ પ્રથમ તો કાર્યક્ષમતાની જ હશે. અલબત્ત કાર્યક્ષમતાની દૃષ્ટિએ યોગ્ય બહેનો જ આ પ્રવૃત્તિઓમાં જોડાય એ જ ઇષ્ટ હોય. તથાપિ એટલું તો ખરું કે આજે સામાન્ય પ્રાથમિક શિક્ષણ આપવાની વ્યવસ્થા થાય તો પછી બીજું ખર્ચ ઘણું બચી જાય.

બીજા દેશોમાં પ્રાથમિક શાળાઓમાં અને બાલમંદિરોની અંદર સ્ત્રીઓ જ શિક્ષણનું કાર્ય કરે છે. બાલઉછેરમાં અને બાલશિક્ષણમાં પ્રથમ સ્થાન સંસ્કારનું છે. સંસ્કારની સાથે શિસ્ત, નિયમન, સ્વચ્છતા, નિયમિતતા, વ્યવસ્થા, સ્વભાવ અને ટેવ સંકળાયેલાં છે. અત્યારના શિક્ષણક્રમમાં માનસશાસ્ત્રને અનુલક્ષી વ્યક્તિગત વિકાસને સ્થાન મળે એવી રીતે શિક્ષણ આપવાનું છે. બાલમાનસનો ગાઢો પરિચય તો માતાને જ હોય. તેની લાગણી અને હૃદયને તે વધુ સમજી શકે એટલા માટે માતાઓ જ આ પ્રદેશમાં કાર્ય કરે એમ બનવું જોઇએ. અમુક ટકા સ્ત્રી શિક્ષિકાની સંખ્યા હોવી જ જોઇએ. એમ કાયદાથી નક્કી થાય તો જ એ શકય બને. જો બાળકેળવણીનું ક્ષેત્ર બહેનોના હાથમાં રહે તો સંસ્કાર, સંસ્કૃતિ અને પ્રજાના ભાવિ ચારિત્ર્યગઠન ઉપર ભારે અસર થશે. સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરશે. પ્રાથમિક શાળાની સંસ્થાઓમાં અત્યારે જ્યાં પુરુષ-વર્ગ પોષાઇ રહ્યો છે ત્યાં આગળ સ્ત્રીઓને રોકવાથી એટલી આર્થિક સ્થિતિ એમની સુધરશે, અને શાળાની અંદર પણ નવું ચેતન અને પ્રાણ આવશે. આ ક્ષેત્રો આજે છે એના કરતાં હજી વધારે વિશાળ થવાં જોઇએ, પણ એ તો વર્તમાન રાજ્યતંત્ર બદલાય ત્યારે જ શકય થાય.

**દવાખાનાં અને રોગાશ્રમો**—દયા અને પ્રેમ એ તો માતાની વરિષ્ઠ લાગણીઓ છે, દર્દીઓની સારવાર માટે તો બહેનો જ કામ કરી શકે. આ ક્ષેત્રમાં પણ તેઓ સ્વતંત્ર રીતે

વેતન પ્રાપ્ત કરી શકશે.

અન્ય ધંધા જેવા કે ટાઇપરાઇટિંગ વગેરેમાં ફાલતું સમય આપી શકાય પણ એ તો ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલા માટે રહે.

બીજા કોઇપણ ધંધામાં અથવા નોકરીમાં સ્ત્રી સ્વતંત્ર રીતે કમાઈ શકશે. પણ આપણે હવે અહીં એ વિચાર કરવાનો છે કે કુટુંબમાં રહી અને વર્તમાન પરિસ્થિતિને પહોંચી વળી એ કઇ રીતે સ્વાશ્રયી બની શકે.

**કુટુંબમાં સ્વાશ્રયી કેમ થઇ શકે?**—જ્યાં સુધી અર્થતંત્ર અને સમાજવ્યવસ્થા ન બદલાય ત્યાંસુધી સ્ત્રીને આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી પોતાનો નિર્વાહ કરવાનું આપણે સૂચવી શકીએ નહિ. એટલે અત્રે તો ફક્ત વ્યવહારુ યોજનાનો જ વિચાર કરીએ.

| ઈસ્વીસન | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ | ૧૯૩૨ |
|---|---|---|---|---|---|
| ખેતીજીવી પ્રજા | ૬૨/- | ૬૬/- | ૭૧/- | ૭૨.૮ | ૭૩/- |

[આના પરિણામે બાળમરણ, અલ્પાયુષ્ય, કાર્યક્ષમતાનો અભાવ વગેરે વધતાં ગયાં છે.]

આમ પતિની કમાણીમાં જે સ્ત્રી યત્કિંચિત્ ફાળો આપી શકે એ તો ગૃહઉદ્યોગ અને સ્વદેશીના પુનર્જીવનથી જ શકય બનશે. પતિના વ્યવહારમાં એ મદદ કરતી રહે અને પોતે કંઇક અંશે સ્વાશ્રયી બને એવી યોજના ગૃહઉદ્યોગોની ખીલવણી છે.

**ગૃહઉદ્યોગો**—આ માટે ગૃહઉદ્યોગોને સજીવન કરવા જોઇએ અને તેનું સ્થાન સમાજમાં ઊંચું સ્થપાય એવા પ્રયત્નો કરવા જોઇએ.

સામાન્ય રીતે બીજા દેશોની સરખામણીમાં આપણે કામ પણ ઓછા કલાક કરીએ છીએ. વરસનો કેટલોક ભાગ ખેડૂત નકામો ગાળે છે. જ્યારે મધ્યમ વર્ગનો સ્ત્રીસમાજ બપોરનો

બેથી ત્રણ કલાકનો સમય નકામી નિંદા અને કુથલી કરવામાં ગાળે છે, આવા સમયને દુર્વ્યયમાંથી કેમ બચાવાય અને દેશની દ્રવ્યોત્પાદનની શક્તિમાં કેવી રીતે વધારો થાય એ જ પ્રશ્ન વધારવો જોઇએ.

**રેંટિયો અને સ્વદેશી**—ગૃહઉદ્યોગોને સજીવન કરવાની જ્યારે આપણે વાત કરીએ છીએ ત્યારે સ્વદેશી એ આપણી આંખ આગળ પ્રથમ નજરે પડે છે. આપણી ગુલામીનાં બંધન સ્વદેશીનો ત્યાગ કર્યાથી જ આવ્યાં છે. પ્રજાની સર્જનશક્તિ ઘટી છે. વેપાર ઉદ્યોગ નાશ પામ્યા છે, મોહ અને ફેશનમાં દેશ તણાયે જાય છે. આપણે સ્વદેશીને ઉત્તેજન આપીએ તો જ આ મૃતપ્રાય થતા દેશમાં ચેતન આવે. બીજી સરકારો જ્યારે સ્વદેશીના ઉત્તેજનને અર્થે સંરક્ષણીય જકાતની દિવાલો ઊભી કરે છે અને આપણા હાથમાં જ્યારે રાજ્યતંત્ર ન હોય ત્યારે સ્વદેશી સૌનું નૈતિક ધર્મબંધન માનવું જોઇએ.

વિદેશી વસ્તુના વાપરનો મોહ સ્ત્રીવર્ગમાં અત્યંત છે. નાની પીનથી માંડી વસ્ત્રો, પફ, પાઉડર, અમનચમનનાં સાધનો બધાં વિદેશી છે. એ સ્થિતિનું એમને ભાન થાય, હિંદનું દારિદ્ર સમજાય ત્યારે સ્વદેશીમાં ફેશન મનાશે. સ્ત્રીસમાજે સ્વદેશીમાં ફેશનની સામગ્રી ઊભી કરવામાં સાધનભૂત થવાની જરૂર છે અને સ્વાશ્રયનું પહેલું પગથિયું એ સ્વદેશીનો સ્વીકાર છે.

**રેંટિયો**—આ માટે ખાદીનો વાપર થવો જોઇએ. હવે એ જોઇએ કે રેંટિયાને ગૃહઉદ્યોગમાં સ્થાન આપવાથી ઘરમાં કેટલું સ્વાશ્રયી બનાશે. નીચેના આંકડાઓ જ આ વસ્તુ સાબિત કરશે.

બ્રિટિશ હિંદમાં ૨૨॥ કરોડ એકર જમીનમાં ખેતી થાય છે. એટલે ખેડૂતને સરેરાશ એક એકર જમીન પણ ભાગે આવતી નથી. એક એકરમાંથી ખેડૂત રૂા. ૧૫) પંદર વરસે

ઉત્પન્ન મેળવે છે[1] જ્યારે ખેતીના ધંધા સાથે રેંટિયાને ગૃહ-ઉદ્યોગમાં સ્થાન અપાય તો ફાજલ વખતમાં રેંટિયા દીઠ રૂા. ૧૫–૨૦ કમાઈ શકાય.

મીલ ઉદ્યોગમાં ૨૫ લાખ માણસો રોકાયાં છે[२] એટલે હિંદની ઘણી વસ્તીને કાપડ પૂરું ન મળી શકે અને મજૂરી પણ યંત્રથી ન મળે. જો ગૃહઉદ્યોગો તરીકે રેંટિયો હોય તો આવકમાં સરેરાશ ૦–૦–૯ વધારો થઈ શકશે. દૈનિક આવકમાં આટલો વધારો ૭ કરોડ એક ટંક જમનારને કેટલો આશીર્વાદ રૂપ નીવડે ?

આમ એક રેંટિયાના વાપરથી સરેરાશ આવકમાં આટલો—લગભગ ૧૨ થી ૨૦ ટકા—વધારો થઈ શકશે અને એ વધારો. ગરીબ હિંદને માટે ઘણો કહેવાય. વળી આ ઉપરાંત એમાંથી પીંજારા, ખેડૂત અને સાળવીને જે મળશે તેથી અનેક કુટુંબોને એ આશીર્વાદ સમાન નીવડશે. આ ગૃહઉદ્યોગને સજીવન કરવામાં આવે તો હિંદની આબાદી વધે.

**આવકનો નવમો ભાગ કાપડ પાછળ**—ઈ. સ. ૧૯૨૪–૨૫ ના આંકડા મુજબ હિંદની વસ્તીને રૂા. ૫૦ની માથાદીઠ આવકમાંથી દર વર્ષે માથાદીઠ રૂા. ૫–૯–૦ જેટલું ખર્ચ કાપડ પાછળ કરવું પડે છે.*

આમ આ દરિદ્ર દેશમાં પરદેશી કાપડ પાછળ આવકનો જે ભાગ જાય છે તે જો રેંટિયા દ્વારા હિંદમાં રહે તો આપણે કેટલા આબાદ થઇએ ? બહેનોને રેંટિયો આશીર્વાદ સમાન જ થઈ રહે.

---

૧ ડૉ. મૅન. ૧. ખાદીનિબંધ.

* શ્રી મનમોહનદાસ પી. ગાંધી "પરદેશી કાપડની હરીફાઈ કેમ કરવી ?"

**ગોપાલન**—ગોપાલન પણ સ્વાશ્રયી બનાવવામાં અગત્યનો ભાગ ભજવે છે. આજે આપણા દેશમાં ગોપાલનનું કાર્ય દિનપ્રતિદિન ઘટતું જાય છે એ આપણી દુર્દશા સૂચવે છે. પ્રાચીન હિંદમાં ગોપાલન સારા પ્રમાણમાં હતું ત્યારે આ દેશ સમૃદ્ધ ગણાતો અને એની સંપત્તિની રેલ ચારેય દિશામાં વહેતી હતી. ગાયો એ ગોધન ગણાતું, અને વિનિમયની અંદર ગાયો આપવાનો રિવાજ હતો. આ ગોપાલનની મહત્તા સૂચવે છે. અમેરકામાં ગોપાલન સારા પાયા ઉપર ચાલે છે ત્યારે ખેતીવાડીમાં અને ગૃહઉદ્યોગમાં એ પ્રગ્ન આગળ રહી છે. તે જણાશે નોર્વે અને સ્વીડનમાં પણ ગોપાલન મોટા પ્રમાણમાં થાય છે. ગોપાલન ઘટવાની સાથે જ આપણું આયુષ્ય પ્રમાણ પણ ઘટ્યું છે, કારણ કે આપણી જીવનશક્તિ પણ ઓછી થતી ચાલી છે. જે પ્રજાનો ખોરાક હલકા પ્રકારનો થતો જાય એ પ્રજાની જીવનશક્તિ ઘટી જાય. હિંદની ગરીબાઈનાં પણ આ કારણો છે. નિર્બળ પ્રજાની પ્રજોત્પત્તિ હોય પણ એની શક્તિ ઘટતી જાય એટલે પ્રજા નબળી, માયકાંગલી અને રોગિષ્ટ થાય. શક્તિશાળી અને બળવાન પ્રજા ન થાય.

**વિધવા અને ગોપાલન**—ગોપાલન આજે હિંદમાં નથી અથવા તો ઘટતું જાય છે એને સજીવન કરવાની જરૂર છે. આપણે જોઇએ છીએ કે ગામડામાં વિધવાઓ પોતાનું ગુજરાન એકાદ ભેંસ પાળીને કરે છે. આપણાં ગામડાંમાં આવા અનેક દાખલા મળી આવે છે જ્યાં વિધવાઓ ભેંસો ઉપર પોતાનો નિર્વાહ કરી શકે છે અને આ સત્ય હકીકત છે. કારણ કે કાંધુ કરીને ભેંસ વેચાતી લાવે છે અને દૂધ ઘી વેચી તેમાંથી તે કાંધુ ભરે છે. આમ એ વરસે એકસોથી દોઢસો રૂપિયા જેટલું કમાઈ શકે છે. ચારપાણી તો ખેતરોમાંથી અથવા વગડેથી મફત મળે પણ ખાણ વગેરે માટે પૈસા આપવા પડે.

વળી ખાતર વેચાય અને પાડી હોય તો ભાગે આપી દઈ ત્રણ ચાર વરસ પછી એની ભેંસ બનાવી શકાય. પણ આમાં એક ગેરફાયદો છે અને આંકડાઓની ગણત્રી ખરેખર નથી. કેમકે ભેંસના ખાણની પાછળ જે ખર્ચ થાય છે તે ગાયની પાછળ કરવામાં આવતું નથી. વળી ભેંસનો ખોરાક પણ ગાયના કરતાં વધુ હોય છે અને ગુણની દૃષ્ટિએ પણ ખરેખર વિચાર કરવામાં નથી આવતો.

વળી ખેતીવાડીની અંદર બળદો જરૂરના છે. ગાયો હોય તો જ સારા બળદ મળી શકે એટલે એની કીંમત પણ સારી ઉપજે છે.

એક ગાય સરેરાશ કેટલું ઉત્પન્ન આપી શકે એ નીચેના આંકડા ઉપરથી સમજાશે.

"સુરતમાં વઢવાણિયા ગામમાં ભેંસ પાસેથી મળેલી આવક:–[1]

"ભેંસ સંખ્યા: ૨. ઘી મણ ૧૬. વેચાણ: ૨૧ રૂા. ભાવ. ઉત્પન્ન રૂા. ૩૩૬. ખર્ચ રૂા, ૧૦૦. ચોખ્ખી બચત રૂા. ૨૩૬ થઈ." (પણ ગાયની ખરીદ કિંમત ૩૦થી ૩૫ની ગણાય. જ્યારે ભેંસની ૫૦થી ૧૦૦ની અંદર ગણાય.) એક ગાય ઓછામાં ઓછું ૮૦થી ૯૦ રૂા. નું ઉત્પન્ન આપે. વાછડાની કિંમત ૨૦થી ૨૫ રૂા.ની ગણાય. ખરીદના પ્રમાણમાં આ સસ્તું જ પડે છે એ જણાશે. વળી ખાણ પણ ઓછું જોઈએ.

એટલે ગાયની કમાણી વિશેષ હોવા છતાં એક રૂઢિને લીધે અને દેખીતા નફાને લીધે ગોપાલન આપણે બંધ કર્યું છે.

ગોપાલનમાં સ્ત્રીઓ પોતાનો હિસ્સો આજ સુધી આપતી આવી છે. ખેતીવાડીની અંદર જ્યાં જ્યાં સ્ત્રીઓ મદદ કરે છે તેમને ગોપાલન એક સહધંધા તરીકે ઉપયોગી થશે અને સ્વતંત્ર

૧ એ સ્ટડી ઑફ રૂરલ ઈકોનોમી ઑફ ગૂજરાત. જે એમ. મહેતા.

રીતે જીવન ગાળનારને માટે પણ તે નિર્વાહના સાધન રૂપ બની રહેશે એમાં શંકા નથી.

**સ્ત્રી સંસ્થાઓની જરૂરીઆત**—એ મુખ્ય ગૃહઉદ્યોગોની વાત કર્યા પછી હવે આપણે નાના નાના અનેક ગૃહઉદ્યોગોની વાત કરીશું. આ નાના નાના ગૃહઉદ્યોગો એટલા બધા છે કે એની ગણત્રી કરવી મુશ્કેલ છે. કારણ કે એ દરરોજના ઉપયોગના અને જરૂરના છે. એના સિવાય ચાલી શકે નહિ. હિંદમાં યંત્રયુગ આવ્યો તે પહેલાં અને ખાસ કરીને યુદ્ધ પહેલાં એ સારી સ્થિતિમાં હતા. છેવટનાં કેટલાંક વર્ષોમાં તે ભાગવા માંડ્યા છે. એનું એક જ ઉદાહરણ દળવું–ખાંડવું છે. દેખીતી રીતે આ નજીવી વસ્તુ લાગે છે નહિ વારુ? પણ એનો ખ્યાલ આપણને નથી આવતો. બંગાળ અને બ્રહ્મદેશમાં ચોખાની મીલો ન હતી તે પૂર્વે ત્યાં શી સ્થિતિ હતી તેનો વિચાર કરીએ તો જણાશે કે જથ્થાબંધ નીપજતા ડાંગરના પાકને શી રીતે પહોંચી વળવું એ પ્રશ્ન હતો. આપણા ગુજરાતમાં ભીલ, દુબળા જેવી અનાર્ય જાતિ છે તેવી ત્યાં સાંતાલ જાતિ છે. આ સાંતાલ જાતિના લોકોને ખાંડવા માટે રોકવામાં આવતા. ત્યાં મુસલમાનોની પણ ૬૦ ટકા વસ્તી છે. એ ગરીબ પ્રજા પણ ખાંડવાના ઉદ્યોગમાંથી પોતાનું ગુજરાન કરી શકતી. આજે પણ હાથે ખાંડવાનો રિવાજ નથી. પગથી ખાંડી શકાય એવી જાતના લાકડાનું દેશી યંત્ર (?) છે. તેને ટ્રેડલની માફક પગથી હલાવવાથી ચોખા ખંડાય છે. આ ઉદ્યોગ હજી પણ છે છતાં એ હવે મરવા પડ્યો છે. ગરીબ દેશમાં સ્વાવલંબનથી નજીવી રકમ મળે તોય એ પેટનો ખાડો પૂરવા માટે પૂરતી છે. વેપારીઓ જથ્થાબંધ ચોખા આમ ખંડાવી મજૂરી આપતા. હવે આપણે ત્યાં પણ ગોલાઓનો ઉદ્યોગ ભાગી ગયો છે. નાના ગામડામાં પણ હવે ખાંડવાની શરમ આવે છે. વીસ વર્ષ પૂર્વે આવી

સ્થિતિ નહતી. આ રીતે આખી પ્રજા પરાવલંબી બનતી જાય છે એનો ખ્યાલ આવશે.

આ દળવા–ખાંડવાનું તો વ્યક્તિગત ગૃહઉદ્યોગોમાં સમાઇ જાય પણ એને ય વિશાળ યોજના ઉપર મૂકી શકાય. એ યોજનાઓને અમલમાં મૂકવા માટે કેટલીક સ્ત્રી ઉપયોગી સંસ્થાઓની જરૂર છે. 'જ્યોતિસંઘ' જેવી સંસ્થાઓ આવાં કામને વ્યવસ્થિત રૂપ આપી નાના નાના ઉદ્યોગોને મોટા પાયા ઉપર મૂકી તેમાંથી ઉપયોગી એવાં ઘણાં તત્ત્વો મેળવી શકે. નાના ઉદ્યોગો આવી સંસ્થાઓ દ્વારા જ ખીલી શકે એનાં કેટલાંક કારણો છે.

૧ ઉદ્યોગોને વ્યવસ્થિત કરવાને માટે મંડળ જોઇએ.

૨ ઉદ્યોગોને દિશાસૂચન કરી શકે.

૩ સમાજમાં એ ઉદ્યોગોથી નીપજતા માલની માગ કેટલી છે તે નક્કી કરે.

૪ માગને પહોંચી વળવાને માટે ઉત્પન્ન કરે.

૫ સ્ત્રીઓને ઘેર બેઠાં અથવા નક્કી કરેલા સ્થળે એ ઉદ્યોગોમાં કામ કરવાની સરળતા આપે.

૬ સ્ત્રીઓને ઠરાવેલી મજૂરી આપે.

૭ ઉત્પન્ન થયેલા માલનો નિકાસ કરવાનું હાથ ધરે.

જો આવાં મંડળો ઉપર કહ્યા પ્રમાણે કામ કરે તો નોર્વે-સ્વીડન જેવા દેશો જેમ સહકારના ધોરણે બધાય ગૃહઉદ્યોગો અહીં સજીવન થાય, સ્ત્રીઓને મજૂરી મળે અને સમાજમાં સારો સ્વદેશી માલ મળી શકે અથવા કહો કે એટલી મજૂરીનો લાભ તો સમાજને જરૂર મળે. આથી હિંદની કંગાલ આવકમાં કિંચિત્ અંશે પણ વધારો થઈ શકશે.

**શિક્ષણવિષયક પ્રવૃત્તિ**—આ મંડળોની જરૂરિયાત છે અને એ મંડળો માત્ર ઉપર જણાવેલાં કાર્યો જ ન કરે પણ

એ ઉદ્યોગો શિખવવાનાં મંડળો પણ કાઢે. આવાં મંડળોમાં

૧ ઉદ્યોગોનું પદ્ધતિસરનું શિક્ષણ અપાય.

૨ વૈજ્ઞાનિક દૃષ્ટિએ તેની તપાસ થાય.

૩ નાના નાના સમાજની અનેક શાખાઓમાં એ શિખવવાની વ્યવસ્થા થાય.

૪ સંઘની જુદી જુદી શાખાઓ સ્થપાય.

આમ સંઘના શિક્ષણ વિભાગને લીધે શીખવવાની પ્રવૃત્તિ થાય તો પણ સારું પરિણામ આવે.

**શીવણ**—શીવણને વ્યક્તિગત અને સામુદાયિક એમ બે પ્રકારનું સ્વરૂપ આપી શકાય એમ છે. શીવણ એ તો ખરેખર ગૃહઉદ્યોગ જ છે. એને બજારમાં આજે સ્થાન મળ્યું છે તેને બદલે એને ગૃહમાં સ્થાન મળવું જોઇએ.

દરેક કુટુંબનો એવો અનુભવ છે કે ઘણીવાર તો કાપડના કરતાં સિલાઈ વધારે આપવી પડે છે. એમ વધતી જતી ફેશને સિલાઇને ખૂબ મોંઘી કરી દીધી છે. વાસ્તવિક રીતે જોશો તો જણાશે કે મજૂરીનું પ્રમાણ જે હોવું જોઈએ એના કરતાં એમાં કાંઇક વધુ મળે છે. અને સમાજને પણ આપવું પડે છે. અત્યારના બજારમાં કાપડના ભાવ ઊતરી ગયા છે. યુદ્ધ પછી કાપડ બજાર દિવસે દિવસે મંદીમાં આવતું ગયું છે. બીજા કાચા માલના ભાવ પણ ઘટવા લાગ્યા છે. અનાજ અને જીવન-નિર્વાહની ચીજોના ભાવ ઘટવા લાગ્યા. પણ સિલાઇ, હજામત, અને ધોલાઈની મજૂરીનું પ્રમાણ હજી ઘટ્યું નથી. અલબત્ત થોડા પ્રમાણમાં એ પણ ઘટ્યું છે. તથાપિ સૌ કોઇનો આ અનુભવ છે કે જોઇએ તે પ્રમાણમાં હજી નથી ઘટ્યું. ઘણીવાર તો કાપડખરીદના જેટલી જ સિલાઈ અને ધોલાઇ થઈ રહે છે. આ બાબતમાં વિચાર કરવા જેવો છે. જીવનિર્વાહની જરૂરિયાતો સોંઘી થાય એમ ઉપરની મજૂરી પણ ઘટવી જોઇએ એ

અર્થશાસ્ત્રનો સામાન્ય નિયમ બધાં ક્ષેત્રોમાં પ્રવર્તે છે. તથાપિ સિલાઇના ક્ષેત્રમાં હજી અપવાદ છે. એનું બીજું પણ એક કારણ છે. કાપડ સસ્તું થાય છે તેમ તેનું ટકાઉપણું પણ ઘટે અને ખરીદશક્તિ વધારવી પડે. પરિણામે સિલાઈનું ક્ષેત્ર વિશાળ જ રહે. આથી સિલાઇનું ક્ષેત્ર સ્ત્રીઓ જ કબજે કરે એ વધારે વાસ્તવિક છે.

**વ્યક્તિગત સિલાઈ**—ફુરસદના સમયમાં જો આખા ઘરનાં બધાનાં કપડાં સીવવામાં આવે તો કુટુંબની આવકમાં મહત્ત્વનો ફાળો સ્ત્રીઓ આપી શકે. આપણે આગળ જોયું છે કે દરેક માણુસ પોતાની આવકનો નવમો ભાગ કાપડ પાછળ ખર્ચે છે. આ નવમા ભાગમાં સરેરાશ કાપડ તો પંદર વાર આવે છે. પંદર વારમાંથી ત્રીજા ભાગનું કાપડ આપણે સિવડાવી નાખીએ તોય સરેરાશ બે આના સિલાઈ આપણે ગણી શકીએ. એ હિસાબે દસ આના સિલાઈ જણુ દીઠ આવે. હિંદની વસ્તીની સરેરાશ આમાં ગણી છે. આ તો ઓછામાં ઓછી સિલાઈની ગણત્રી છે. દરેક ઘરમાં આ પ્રમાણે દશ આના જણુ દીઠ બચાવાય તો ઓછા ન ગણી શકાય.

હવે કેટલાંક કુટુંબોમાં એવું જણાય છે કે સિલાઇની આવક ઉપર જ નિર્વાહ થતો હોય પણ એ તો ધંધાદારીઓ માટે. આપણે ગૃહઉદ્યોગમાં આને સ્થાન આપીએ તો ઓછી મુદતમાં દશથી છ આના કમાઇ શકાય એ નિર્વિવાદ છે.

પણ વ્યક્તિગત સિલાઈની બાબતમાં એમ બને છે કે બરોબર સિલાઈ ન થવાને કારણે એ કપડાં પહેરતાં શરમ આવે છે. માટે એને વ્યવસ્થિત સામુદાયિક સ્વરૂપમાં મૂકવી જોઈએ.

**સામુદાયિક સિલાઈ**—સામુદાયિક સિલાઈની વ્યવસ્થા જો થાય તો ઘણો ફાયદો થાય. એનાં કારણો નીચે પ્રમાણે છે.

૧ મોટા પ્રમાણમાં વ્યવસ્થિત ગૃહઉદ્યોગનું સ્થાન આપી શકાય.

૨ કટિંગ માટે સારા નિષ્ણાતોને રોકી શકાય.

૩ સમાજમાં પ્રચલિત થતી ફેશનને અનુકૂળ સીવી શકાય.

૪ ભારતવર્ષની સંસ્કૃતિને અનુસાર કલાત્મક રીતે ફેશનને નવું સ્વરૂપ આપી શકાય અને તેમાં સાદાઈ, સરળતા અને ગૌરવ લાવી શકાય.

૫ જથ્થાબંધ ઉત્પન્ન થઈ શકે.

૬ સ્ત્રીઓને ફુરસદના સમયનો જ ઉપયોગ કરવાનો રહે.

૭ કામના પ્રમાણમાં ઠરાવેલી મજૂરી મળી રહે.

આમ સહેજે બેત્રણ કલાકનો ફુરસદનો સમય સિલાઈ પાછળ આપવામાં આવે તો નિયમિત રીતે કામ થાય. ગ્રાહકોનો પણ કિંમતી વખત બચે. યોગ્ય વખતે કપડાં તૈયાર મળે અને એ રીતે ઘણીવાર એમ જ બને કે પોતે જે કપડાં સીવડાવ્યાં હોય તેની સિલાઈનું વળતર પોતાના ઘરમાં જ પાછું આવે. વ્યક્તિગત સિલાઈના કરતાં સામુદાયિક સિલાઈમાં મહત્ત્વનો ફાયદો એ છે કે મધ્યમવર્ગની સ્ત્રીઓને ઉપર કહ્યા તે બધા જ ફાયદા મળશે અને સિલાઈની મજૂરી પણ મળશે. ઘેર સંચો રાખવાની ખટપટ નહિ કરવી પડે એટલે વગર મૂડીએ સારો ધંધો હાથ લાગશે.

સામુદાયિક ધંધામાં તો ગામેગામ અને શહેરેશહેર આ પ્રકારની સાંઘિક વ્યવસ્થા થાય તો ગૃહઉદ્યોગને મોટું પ્રોત્સાહન મળશે અને બ્હેનો સ્વાશ્રયી થઈ શકશે.

**ગૂંથણ અને છાપકામ**—સિલાઈના ધંધાની સાથે આ બે ધંધાનો નિત્ય સંબંધ છે.

ગૂંથણ અને છાપકામ એ આપણા પ્રાચીન ગૃહઉદ્યોગો છે અને આ ગૃહઉદ્યોગો પણ સિલાઈના જેવા છે. સામાન્ય રીતે

એમ બને કે સિલાઈની સાથે જ આના પણ બે વિભાગ પાડી શકાય. છતાં સામુદાયિક રીતે ચલાવવામાં આવે તો ગૂંથણનું કાર્ય સારું થાય. ગૂંથણ સંચા ઉપર પણ થઈ શકશે અને હાથે પણ થઇ શકશે. આજકાલ સાદા કપડા ઉપર જે ગૂંથવાની ક્રિયા ચાલે છે એને જો સંચા ઉપર ગૂંથવામાં આવે તો ઘણો સમય બચી જાય અને મજૂરીની દૃષ્ટિએ સસ્તું પડે. અગર તો વ્યક્તિગત ગૂંથણ પણ ઠીક થઈ પડે.

**છાપવાની કળા**—કાપડ ઉપર છાપવાની કળામાં બે ઉદ્યોગો સજીવન થશે. એક તો છાપવાની કળા. છાપવાની કળા તો સામુદાયિક સ્વરૂપે જ ચલાવી શકાય તેમ છે. કારણ કે જુદા જુદા પ્રકારનાં બીબાં તૈયાર કરવાં અને તેને વ્યક્તિગત રીતે ઘરમાં વસાવવાં એ બની શકે એમ નથી. અને ભિન્નભિન્ન રૂચિવાળી કલાકૃતિઓનો સંગ્રહ થઈ શકે એમ નથી માટે સામુદાયિક ઉદ્યોગ ચલાવવો.

**રંગ બનાવવાની ક્રિયા**—બીજો ઉદ્યોગ એ રંગ બનાવવાનો રહેશે. દેશી રંગોની ખ્યાતિ અંગ્રેજોના આગમન પૂર્વે ઘણી હતી. અને આ રંગો ઘણાખરા વનસ્પતિની છાલ વગેરેમાંથી બનાવાતા. જો વૈજ્ઞાનિક દૃષ્ટિએ આ ઉદ્યોગોને ગોઠવવામાં આવે તો પરદેશી રંગોનો મોહ ઓછો થાય અને બજારમાં સ્વદેશી રંગો જ આ છાપકામ માટે રહે. પણ આ બધા ઉદ્યોગોને સામુદાયિક સ્વરૂપ આપવામાં આવે તો જ એ બની શકે.

**મોજાં ગૂંથવાં વગેરે**—આજે આપણે બજારમાં જે સસ્તે દરે મોજાં જોઇએ છીએ તે પંજાબ તરફના લુધીઆના અને એ બાજુમાંથી ઘણાં આવે છે. ત્યાં ગામડાંમાં આ ઉદ્યોગ વ્યવસ્થિત રીતે જ ચાલે છે. પંજાબી કે મારવાડી વેપારીઓ અમુક ગામડે જવાબદાર એવા માણસોને મોજાં ગૂંથવાના હાથસંચા

આપે છે અને મોજાં વણાવે છે. આ ઉદ્યોગ અહીં પણ દાખલ કરી શકાય અને બેત્રણ કલાકમાં તો લગભગ એની ઉપરથી ચાર જોડી નાનાં મોજાં ઊતરી શકે છે એટલે એ મજૂરી પણ ઠીક આપી શકે. ઉપરાંત ગલપટ્ટા, મફલર, નાડાં, વગેરે બધું એની ઉપર ઊતરી શકે છે.

**અન્ય ગૃહઉદ્યોગો**—આ ઉપરાંત બીજા નાના નાના ઘણા ઉદ્યોગો છે અને તેનું ફક્ત નામ આપીને જ ચલાવીશું.

(૧) પાકની જુદી જુદી વાનીઓ બનાવવી, (૨) સાબુ બનાવવો, (૩) તેલ અને અત્તર બનાવવાં, (૪) મોતીનાં તોરણ, જરીનું ભરત, રેશમનું ભરત; (૫) લેસ વણવી; (૬) તોય અને ફીત બનાવવી; (૭) ક્રેટ વર્ક; (૮) કાગળનાં રંગબેરંગી ફૂલો કોતરવાં; (૯) બટ્ન ગૂંથવાં; (૧૦) કોકડાં ભરવાં; (૧૧) દળવું; (૧૨) ખાંડવું; (૧૩) પડિયા પતરાળાં બનાવવાં; (૧૪) દાળ વીણવાની ખળીઓમાંથી દાળ વીણવી; (૧૫) દિવાસળીનાં ખોખાં બનાવવાં; (૧૬) બાઇન્ડિંગ; (૧૭) કાલાં ફોલવાં.

આ બધા ઉપર જણાવેલા ધંધાને ગૃહઉદ્યોગો તરીકે અપનાવી લેવામાં આવે તો બહેનો જરૂર સ્વાશ્રયી થઈ શકે અને ગૃહઉદ્યોગો પણ સજીવન થઇ શકે. આજે એક વસ્તુની દેશમાં જરૂર છે અને તે આ ઉદ્યોગોને સજીવન કરવાની. આ ઉદ્યોગોને વ્યવસ્થિત સ્વરૂપ આપવાનું બની નથી શક્યું એ જ કમનસીબની વાત છે.

આ ઉદ્યોગોને વ્યવસ્થિત કરનાર મંડળો ન થાય ત્યાં સુધી ઉપરના ગૃહઉદ્યોગો યોગ્ય રીતે ખીલી શકવાના નથી, વર્તમાન સમાજવ્યવસ્થાને અનુકૂળ રહી તેમાં ઉચિત ફેરફાર કરવાની જરૂર રહે છે એ ન ભૂલવું જોઈએ અને એ બધાં મંડળો જયાં સુધી એકત્ર ન થાય ત્યાં સુધી આ ઉદ્યોગોની

પુનર્ઘટના કરવી એ શકય નથી. આગળ ઉપર આ ઉદ્યોગોને સામુદાયિક સ્વરૂપ આપવા માટે શકય હોય તેટલા બધા ય પ્રયત્ન થવા જોઈએ.

**સ્ત્રીઓની સહકારી બેંક**—ગૃહઉદ્યોગોની ચર્ચાનો વધુ વિસ્તાર ઠીક નથી એ ઉદ્યોગોને સારા પ્રમાણમાં કેવી રીતે લાવી શકાય એજ પ્રશ્ન વિચારવાનો જરૂરી છે. બીજા દેશોમાં આપણે જોઈએ છીએ કે સહકારના ધોરણે ઘણા ઉદ્યોગોને સરકાર અથવા તો સમાજ ઉત્તેજન આપે છે. આ ઉત્તેજનને માટે સહકારી બેંક હોય છે. ઉદ્યોગધંધાને સજીવન કરવા માટે મંડળોની જરૂર છે; સ્ત્રીસંસ્થાઓની જરૂર છે અને એના કર્તવ્ય પ્રદેશની ચર્ચા પણ આગળ થઇ ગઈ છે. પણ આ સંસ્થાને મદદ કરવા માટે આવી સહકારી બેંકોની જરૂર છે.

કોઇ પણ સ્થાનિક ધંધા, ગૃહઉદ્યોગ, ખેતીવાડીના ઉત્તેજનને માટે આવી સ્થાનિક બેંકો હોય છે અને ઉપર જણાવેલા ધંધા વગેરેને પૈસાની મદદ કરે છે. આથી નવો ઉદ્યોગ શરૂ કરનારને મૂડીની ચિંતા હોતી નથી. નવા સાહસને ઉત્તેજન આપવાને માટે આવી બેંકો જરૂરી છે.

સ્ત્રીઓને માટે આવી સહકારી બેંકો ઊઘડે તો એમના મંડળોને વ્યવસ્થિત રીતે પ્રોત્સાહન મળે. આથી ગૃહઉદ્યોગોની ખીલવણી પણ સારી રીતે થાય. નાનાં નાનાં મંડળો આવી સહકારી બેંકો ઘણીવાર જાતે પણ ઉઘાડી શકે. કિંતુ એમને એ વ્યવસ્થા કરવી ભારે પડે. માટે સ્ત્રીઉપયોગી સંસ્થાઓને મદદ કરવા માટે અલાયદી જ સહકારી બેંકો ઊઘડે એ જ ઇષ્ટ છે.

વર્તમાનયુગમાં કામ કરવાનો આદર્શ એ સમૂહગત છે. એટલું ધ્યાનમાં આવે તો પણ કોઇ પણ ઉદ્યોગને સમૂહગત

બનાવવા આર્થિક મદદ આપવી જ જોઈએ. આ માટે આ સહકારી બેંકો જ ઉપયોગી થાય.

પણ આ બેંકો ફક્ત નાણાં ધીરનારી જ ન બની રહે એવી હોવી જોઈએ. નહિ તો જ્યારે ત્યારે પેલાં મંડળોને કાઢવાનો જ વખત આવવાનો.

માલની નીપજને સંઘરી રાખે અને બજારભાવ ટકાવી રાખે એવી સહકારી બેંકો હોવી જોઈએ. ક્યાં ક્યાં ક્ષેત્રમાં કેવું અને કેટલું કામ કરવું એ તો અનુભવ જ અને યોજનાઓ જ કહી શકે. કિંતુ આ સહકારી બેંકોથી મંડળો અને ગૃહઉદ્યોગો પગભર થશે એ નિ:શંક વાત છે.

**સ્ત્રીઓની સેવિંગ્સ બેંક**—ઉદ્યોગધંધાઓને મદદ આપવા માટે અને સ્ત્રીઉપયોગી સંસ્થાઓને પ્રોત્સાહન અને આર્થિક મદદ આપનારી સહકારી બેંકોનો આપણે વિચાર કર્યો, પણ એ તો મંડળો માટેની વ્યવસ્થા થઈ. સ્ત્રી વ્યક્તિગત પોતે શું બચાવી શકે અને કેવી રીતે બચાવી શકે એવી યોજના વિચારવી જોઈએ.

પોસ્ટલ સેવિંગ્સ બેંકની વ્યવસ્થા દરેકને માટે છે એ વાત ખરી પણ સ્ત્રીઓને વધારે સરળ અને કેવળ એમના ઉપયોગ માટે તો અલાયદી સેવિંગ્સ બેંકો હોય એ જરૂરી છે.

જ્યારે સ્ત્રીઓની સેવિંગ્સ બેંકો સ્ત્રીઓની સહકારી બેંકોમાં પૈસા ધીરશે તો વ્યાજનો દર સારો મળશે અને પરસ્પર સેવિંગ્સ અને સહકારી બેંકસ સારા પાયા ઉપર ચાલશે. પરિણામે વ્યક્તિગત અને સમૂહગત ફાયદો સ્ત્રીસમાજને થશે.

સ્ત્રીઓ પોતાની આવક આમ થોડી થોડી જૂદી મૂકે તો અમુક સમયે એમને ઠીક ઠીક રકમ હાથમાં આવે. અને દરરોજની મળતી મજૂરીનો સંગ્રહ પણ થઈ શકે એટલે મોટી રકમ હાથ આવે.

**સ્ત્રીઓની વીમા પૉલીસીઓ**—વીમાનું ક્ષેત્ર આજે વધુ પ્રમાણમાં તો પુરુષોને માટે જ ઉપયોગી છે. પણ આ ક્ષેત્રમાં અલાયદી વીમા કંપનીઓ સ્ત્રીઓને માટે પણ વીમા ઉતારે તો સ્ત્રીઓને ફાયદો થાય. સામાન્ય રીતે આયુષ્યનું પ્રમાણ અને આવક તથા બચત એ સ્ત્રીઓને માટે મોટા પ્રમાણમાં નથી એટલે આવું સાહસ ખેડતાં વીમા કંપનીઓ અચકાય છે. આ બાબતનો વિચાર કરવા જેવો છે. બહેનો પોતે પણ સમજે તો વાર્ષિક આવકમાંથી પ્રીમિયમ ભરાય એટલી કમાણી એ સેવિંગ્સ બૅંક દ્વારા પ્રાપ્ત કરી શકશે. પણ આ વીમા કંપનીઓ માટે નવી જ યોજનાઓ ઘડાય તો જ એ ચાલી શકે તેમ છે. આ યોજના સાથે બહેનોની પ્રસૂતિ સમયે પણ મદદ થાય એવી રીતની વીમા કંપનીઓ અગર પ્રોવિડંટ કંપનીઓ સ્થપાય તો સ્ત્રીઓને સ્વાશ્રયી બનાવવામાં સરળતા થાય.

**ઉદ્યોગધંધાની માહિતી આપનારાં મંડળો**—ઘણી વાર એમ બને કે અમુક ઉદ્યોગોની માહિતી જ ન હોય. એવા સ્થળે ઉદ્યોગધંધાની માહિતી મળે અને બહેનોને કાર્યની દિશા મળી રહે એવાં મંડળોની જરૂર છે. જ્યાં આગળ કામ કરનારની જરૂર હોય ત્યાં આગળ માહિતી આપી અને કામને માટે મોકલી આપવાની વ્યવસ્થા કરનારાં આવાં મંડળોની ઈન્ફરમેશન બ્યુરોની જરૂર છે.

## ૫ : સ્ત્રીજાગૃતિ

**ઉદ્યોગોની** ચર્ચા અને સ્વાશ્રયી થવાની યોજનાનો વિચાર કર્યા પછી પણ એક વસ્તુ તો કહેવી જ પડશે કે આ બધી યોજનાઓનો અમલ શી રીતે થાય? જ્યાં સુધી ખરેખર સ્ત્રીશક્તિ જાગૃત થઈ નથી ત્યાં સુધી આ યોજનાઓ અને વિચારણાઓ કંઇ ફળપ્રદ નથી.

વર્તમાન સમયની સ્ત્રી જાગૃતિની છેલ્લી પચીસીનું વિહંગાવલોકન કરતાં જણાશે કે હજી ઘણું કરવું બાકી છે.

અનેક ઠેકાણે મહિલા મંડળો સ્થપાયાં છે પણ હજી આ તો પાશેરામાં પહેલી પૂણી જેવું છે. આપણા સ્ત્રીશિક્ષણનું કંગાળ પ્રમાણ અને સામાજિક તેમ જ રાજકીય બંધનો એટલાં બધાં જટિલ છે કે હજી સુધી નારીજાગૃતિના પ્રશ્નને વેગ નથી મળ્યો. આ વિષયમાં બહેનોએ હવે જાતે જ તૈયારી કરવાની છે. બહેનો કોઇ બાબતમાં પુરુષના ઉપર આધાર રાખી અને તેની સહાયથી સ્વતંત્ર થવા ઇચ્છતી હશે તો તે મૃગજળ સમાન જ છે એમ માની લે.

સમાજના પુરુષવર્ગે વેળાસર ચેતી લેવાની જરૂર છે. વર્તમાન લગ્નજીવનની કરુણતાના અનેક પ્રસંગો એવા તીવ્ર સ્વરૂપ પકડે છે કે હવે સ્ત્રીજાગૃતિમાં તેમણે સક્રિય ફાળો આપ્યા સિવાય ચાલવાનું નથી. મહાત્મા ગાંધીજીની સત્યાગ્રહની ચળવળે એક અજબ જાગૃતિની ભાવના ઉત્પન્ન કરી છે. એ નારીશક્તિનો પરિચય તો સમાજને તે સત્યાગ્રહ યુદ્ધમાં થયો છે. સ્વાતંત્ર્યનાં જે બીજ એ ચળવળ વખતે રોપાયાં છે એનાં અંકુર ફૂટી નીકળ્યા છે. હવે એ અંકુરને પોષણ આપવાનું સખાકૃત્ય જો પુરુષવર્ગ કરશે તો આખા દેશનું અને સમાજનું કલ્યાણ થશે, ટૂંકી સંકુચિત દૃષ્ટિ અને ગુલામી મનોદશાને દૂર કરી હવે પુરુષોએ આ પ્રશ્નનો સરળ માર્ગ લાવવો જોઇએ. શરીરમાં અર્ધું અંગ લકવાથી પીડાય તો કાંઈ પણ કાર્ય થઇ શકે નહિ. જ્યાં દેશનું આ અર્ધું અંગ આમ પીડાય છે ત્યાં આગળ વિકાસ અને પ્રગતિની આશા રાખવી વ્યર્થ છે. માટે આ અર્ધાં અંગને ખીલવવા પુરુષે પ્રયત્ન કરવાનો છે.

જ્યાં સુધી વ્યક્તિ, સ્વતંત્ર, શિક્ષિત, સંસ્કારી નથી ત્યાં

સુધી એની પ્રગતિ થતી નથી, વ્યક્તિરૂપે સ્ત્રીપુરુષો સમાજનાં ઘટક ( યુનિટ ) છે. એટલે પ્રત્યેકના વ્યક્તિત્વનો વિકાસ થાય ત્યારે જ પ્રગતિનો પ્રકાશમય માર્ગ દૃષ્ટિપથે પડશે. ત્યારે જ કલ્યાણ અને આનંદ ભારતના પ્રત્યેક ગૃહમાં પ્રતિદિન અમૃતનું સિંચન કરશે. ત્યારે જ આ આખી માનવજાત સુખી થશે.

## ઉપસંહાર

પુરુષ અને સ્ત્રી એ ભિન્ન દેહે પણ વિશ્વના યાત્રિકો છે. જ્યાં યાત્રા છે, ગતિ છે, ચેતન છે, ત્યાં જ પ્રગતિ છે.

પુરુષ અને સ્ત્રી પોતાનાં એ વ્યક્તિત્વ ખીલવતાં એકબીજાની અપૂર્ણતાઓ પૂર્ણ કરતાં, બુદ્ધિ અને હૃદયનો એકાત્મભાવ સાધતાં, વિશ્વના હેતુને પરિપૂર્ણ કરતાં, હાથેહાથ મિલાવી, સ્કંધે-સ્કંધ મિલાવી, હૃદયેહૃદય જોડી એકાત્મભાવ સાધતાં, જીવન-યાત્રામાં આગળ અને આગળ પ્રગતિ અને સંસ્કાર સાધતાં, જીવનનો સંભાર ભરતાં, વિશ્વયાત્રામાં પ્રયાણ કરે, એવી પરિ-સ્થિતિ ઉત્પન્ન કરવાનું કાર્ય એ બેયનું છે.

કવિવર ન્હાનાલાલના શબ્દોમાં "એવી રીતે આ દ્વિમૂર્તિ એ, પોતાની સર્વશક્તિઓ પ્રફુલ્લાવતાં, કાલની વ્યવસ્થા કરતાં, ભાવિનાં બીજ રોપતાં, સ્વમાનમય અને પરમાનપૂર્ણ, વ્યક્તિ-ભાવમાં ભેદસ્થાયી પણ પ્રેમીઓના જેવાં અભેદશીલ. દૂરદૂરના કાલના કિનારા ઉપર એકબીજાની સ્હોડમાં બેસશે, ત્યારે ભવ્યતર એડનનું સ્વર્ગીય નન્દનવન મનુષ્યને પાછું મળશે, ત્યારે શાન્ત અને વિશુદ્ધ એવાં જગતનાં મહાલગ્ન વિધાનનું રાજ્ય જામશે, ત્યારે માનવજાતિના મુગટમણિ શી નવસૃષ્ટિ ઊછરશે."

# સહશિક્ષણ

## ૧ : વિલાયતી આયાત

સમકાલીન સંસ્કૃતિઓનાં સંઘર્ષણ, સંમેલન અને વિનિમય અનિવાર્ય છે. સૃષ્ટિના બાલ્યાકાળથી આ ઘટના બનતી આવી છે, બની રહી છે અને ભવિષ્યમાં બન્યા કરશે.

સમકાલીન અનેકવિધ સંસ્કૃતિઓની પ્રવર્તમાન પ્રબળ અસરોથી કોઈ પણ સંસ્કૃત યા આર્ય ગણાતી અગર ગણાવાનો દાવો કરતી સંસ્કૃતિ, રાષ્ટ્ર વા પ્રજા અલિપ્ત રહી શકે જ નહિ. તેની પ્રત્યક્ષ વા પરોક્ષ અસર અપ્રતિરોધ્ય છે.

ઐતિહાસિક દૃષ્ટિએ જોઇએ તો ઋગ્વેદના સમયમાં લોપામુદ્રા, ત્યારબાદ ગાર્ગી અને શંકરાચાર્યના સમયમાં મંડનમિશ્રની પત્ની સરસ્વતી : આ નારીરત્નોની લોકોત્તરતા અનુપમ હતી. તેઓની આ લોકોત્તરતા, વર્તમાન સમયમાં સ્ત્રી કેળવણીના ૨ ટકા પ્રમાણમાં પણ શ્રીમતી વિજયાલક્ષ્મી ને શ્રીમતી સરોજિની નાયડુ છે તેમ અપવાદરૂપ હતી વા સહશિક્ષણના પરિપાકરૂપ હતી. તેની સત્યાસત્યતા પર વેધક પ્રકાશ તો ઇતિહાસ પાડી શકે. પણ અલબત્ત! એમ કહેવાને યોગ્ય કારણો મળી રહે કે તે વખતની બુદ્ધિની તીક્ષ્ણતા, શરીરની નીરોગતા ને જીવનની સાત્વિકતા પ્રવર્તમાન વીર્યવત્તર વાતાવરણને સૌ કાંઈ આભારી હતું. ત્યારબાદ તો આવ્યું હિંદુરાજ્ય. હિંદુરાજ્ય દરમ્યાન સહશિક્ષણના અસ્તિત્વ વિશે કાંઈ પુરાવા ઉપલબ્ધ થાય છે વા નહિ તે તો પુરાતત્ત્વવિદો જાણે, પણ એ વાત તો દીવા જેવી સ્પષ્ટ જ છે કે હિંદુરાજ્યના અસ્ત સાથે મોગલરાજ્યનો ઉદય થયો અને એ મોગલરાજ્ય દરમ્યાન સહશિક્ષણનું અસ્તિત્વ આર્યાવર્તમાં તો નહોતું જ. જ્યાં પડદા–

બુરખા પદ્ધતિ હોય, જ્યાં લાજ કાઢવાનો રિવાજ હોય અને જ્યાં આચારધર્મની મર્યાદાઓનો અતિરેક થતો હોય તેવા વાતાવરણ, સ્થળ ને કાળમાં સહશિક્ષણની શક્યતા કઈ પેરે સંભવી શકે? સમયના વહન સાથે મોગલરાજ્યના તપતા દિનની સંધ્યા થઈ અને હિંદના રાજકારણના ક્ષિતિજમાં બ્રિટિશરાજ્યનો બાલસૂર્ય દેખા દેવા લાગ્યો.

આગળ ઉપર આપણે કહ્યું તેમ આ સમય હતો સંસ્કૃતિઓનાં સંઘર્ષણનો. એ પાશ્ચાત્ય ને પૌરસ્ત્ય સંસ્કૃતિઓના સંઘર્ષણમાં સમય, સ્થળ ને વાતાવરણ અનુસાર ઉભય સંસ્કૃતિઓનાં કેટલાંક માંદલાં તત્ત્વો નષ્ટપ્રાય થયાં અને કેટલાંક અનુકૂળ તત્ત્વોનું સંવાદીપણું સધાતાં વિકાસને પામ્યાં. અને આમ ક્રમશઃ સંસ્કૃતિઓનો વિનિમય થયો.

ઉભય સંસ્કૃતિઓના આ થયેલા વિનિમયમાં કેટલાંક અપનાવવા લાયક નક્કર તત્ત્વો પણ છે અને કેટલાંક દૂર કરવા લાયક રોગિષ્ઠ તત્ત્વો પણ છે. કેમકે સુંદરની સાથોસાથ અસુંદર તત્ત્વો પણ અદશ્ય રીતે અસ્તિત્વ ધરાવતાં હોય છે જ. આધુનિક સહશિક્ષણ એ પણ પાશ્ચાત્ય સંસ્કૃતિનાં બહુશઃ આયાત થયેલાં તત્ત્વોમાંનું એક તત્ત્વ છે. હિંદમાં આધુનિક સહશિક્ષણનું આગમન, કંઈક નવાના મોહરૂપે, કંઈક સભાન પ્રયોગરૂપે વા કંઈક સુધારાની માન્યતાના બળે થયું નથી, પરંતુ હિંદના અસંતોષથી સભર એવા આર્થિક, સામાજિક ને રાજકીય જીવનને જ આભારી છે. આમ સહશિક્ષણના અસ્તિત્વ ને આગમન વિશે તો બે મત છે જ નહિ. પ્રશ્ન રહે છે માત્ર એક જ; અને તે એ કે આધુનિક સહશિક્ષણ હિંદને કેટલે અંશે અનુકૂળ થયું છે, હિંદના વાતાવરણમાં તે ફાલ ફાલી ફૂલી શકે કે નહિ, એમાં કઇ કઈ ખોડખાંપણો છે, એમાં કયાં કેવા સુધારા વધારા કરી શકાય, વગેરે...આ સર્વ પ્રશ્નો તાત્ત્વિક વિચારણા માગે છે.

## ૨ : એક આશીર્વાદ

પહેલા પ્રકરણમાં આપણે જોયું કે સહશિક્ષણ એ એક વિલાયતી પ્રશ્ન છે. આપણે એ પણ જોયું જાણ્યું કે કોઈ પણ તત્વ અનુકૂળ સ્થળ, સમય ને વાતાવરણમાં જ જીવી શકે, ફાલી, ફૂલી શકે, અભિવૃદ્ધિને પામી શકે. હવે આપણે સહશિક્ષણ કઇ રીતે ને કેટકેટલી રીતે આશીર્વાદરૂપ છે તે સંક્ષિપ્તમાં જોઇએ.

(૧) મુખ્યત્વે હિંદુ સમાજમાં નરજાતિ અને નારીજાતિ વચ્ચે સ્પષ્ટ ભેદનીતિ દેખાઈ આવે છે. તેઓ બંનેના લાલન-પાલનમાં, ઉછેરમાં ને શિક્ષણ સંસ્કારમાં પણ સામાન્ય રીતે એમ મનાય છે કે બુદ્ધિના ક્ષેત્રમાં સ્ત્રી પુરુષથી ઊતરતી છે; પુરુષ શિરના ગુણોમાં શ્રેષ્ઠ છે, સ્ત્રી હૃદયના. આ ઘટના કેટલે અંશે વાસ્તવિક છે એ પણ કાંઈ ઓછો દુર્ઘટ પ્રશ્ન નથી. સહશિક્ષણ આપતી એવી હાઈસ્કૂલોના મારા શિક્ષક તરીકેના જાતિ અનુભવથી સાચી વસ્તુસ્થિતિનો સ્ફોટ એમ કરી શકાય કે સમાન સંજોગો, શકય સાધનો અને અનુકૂળ તક આપવામાં આવે તો પુરુષ કરતાં સ્ત્રી પણ બુદ્ધિવિષયક ક્ષેત્રમાં કોઈ-પણ રીતે ઊતરતી નથી. આધુનિક માનસશાસ્ત્રનો પિતા મ. ફ્રોઈડ પણ આ વસ્તુને અનુમોદન આપે છે. અર્વાચીન સમય-માં, સહશિક્ષણની જન્મભૂમિમાં કે જયાં સ્ત્રીકેળવણી નોંધપાત્ર પ્રમાણમાં છે ત્યાં તો નહિ, પરંતુ હિંદમાં કે જયાં સ્ત્રીકેળ-વણીનું પ્રમાણ માત્ર ૨ ટકા છે ત્યાં પણ સ્ત્રીઓ રાષ્ટ્રિય મહાસભાની પ્રમુખપદની ખુરશીને શોભાવી શકે છે અને પ્રધાન થઈ શકે છે, રાજકારણમાં સક્રિય ભાગ લઈ શકે છે તેમ જ ધારાસભાની બેઠકો સર કરી શકે છે. જો આ વાત સાચી જ હોય તો સ્ત્રીને પણ પુરુષની માફક માનસિક અને બૌદ્ધિક વિકાસની સમાન તક, શકય સાધનો અને અનુકૂળ સંજોગો

મળવા જોઈએ. સહશિક્ષણ કેટલેક અંશે આ હેતુ સારે છે.

(૨) નીતિ સ્થાવર છે યા જંગમ એ એક સનાતન પ્રશ્ન છે. નીતિના આચરણમાં અનુકૂળતાઓને સ્થાન હોવું જોઇએ વા નહિ એ એક બીજો પ્રશ્ન છે. સહશિક્ષણમાં પણ નીતિનો પ્રશ્ન લગીરે ઓછા મહત્ત્વનો નથી.

અદ્યાપિ પુરુષની કીકીએ સ્ત્રી એ એક અદ્ભુત પ્રકારનું પ્રાણી દેખાયું છે અને સ્ત્રીની દૃષ્ટિએ પુરુષ, પણ બાહ્ય વા સૂક્ષ્મ રીતે અત્યાર સુધી સ્ત્રી પુરુષનો મેળ ખાધો નથી. આ બાહ્ય તેમ જ સૂક્ષ્મ અતડાવેડા–પણામાં જ અનેકવિધ માનસિક વિકૃતિઓ ડૉક્ટરોને, કેળવણીકારોને, માનસશાસ્ત્રીઓને તેમ જ સહશિક્ષણના હિમાયતીઓને દૃષ્ટિગોચર થઈ છે; જે માત્ર મુઠ્ઠીભર વ્યક્તિઓને જ જીવલેણ નથી નીવડી પરંતુ જેણે સારાયે સમાજને અધોમુખી વૃત્તિઓથી આવરી લેવામાં અને આ રીતે સમાજને નૈતિક અને અન્ય રીતે વિકૃત બનાવવામાં પ્રથમ ને પરમ ભાગ ભજવ્યો છે.

ચકોર માનસશાસ્ત્રીઓએ વિકૃત સમાજની આ નાડ પારખી લીધી અને તેના ઉન્મૂલન તેમ જ મલમપટ્ટારૂપે સહશિક્ષણને આદરણીય ને આવશ્યક લેખ્યું. સહશિક્ષણમાં સ્ત્રી પુરુષના અને પુરુષ સ્ત્રીના નિકટ સંસર્ગમાં આવી શકે, ઉભય અરસપરસ પ્રત્યે બાંધેલા પૂર્વગ્રહોની નાગચૂડમાંથી મુક્ત થાય, વિચારોનો વિનિમય કરે અને સ્ત્રી પુરુષને તેમ જ પુરુષ સ્ત્રીને તેમના વાસ્તવિક સ્વરૂપમાં સમજે તો તો અનેકવિધ વિકૃતિઓ–શારીરિકથી ઉદ્ભવતી માનસિક ને માનસિકથી થતી શારીરિક તેમ જ નૈતિક–આપોઆપ અદૃશ્ય થાય. ઉપર્યુક્ત વિકૃતિઓના ઉન્મૂલન કાજે સહશિક્ષણ એ એક આશીર્વાદરૂપ છે.

(૩) હિંદ એ ગરીબ માનવીઓનો દ્રવ્યવાન દેશ છે. કેળવણીના છેવટના તાજા આંકડા પ્રમાણે હિંદમાં સેંકડે

૧૪·૪ ટકા પુરુષો અને ૨ ટકા સ્ત્રીઓ શિક્ષિત છે. દ્રવ્ય અને જ્ઞાનમાં પછાત એવા દેશમાં કેળવણીની નોખી નોખી સંસ્થાઓમાં ધન રોકવું તેમ જ રાષ્ટ્રપ્રાણશા માનવધનની કાર્યદક્ષતા એળે વેડફી નાખવી પાલવે નહિ.

(૪) આધુનિક સમાજને જળો સમાન વળગી તેને હતવીર્ય ને નિઃસત્ત્વ કરનાર કેટલાક સામાજિક દુર્ગુણોનું, કુરૂઢિઓનું અને જડ ઘાલી બેઠેલી વિનાશક પ્રથાઓનું ઉન્મૂલન કરવામાં તેમ જ સામાજિક ઉન્નતિ સાધવામાં સહશિક્ષણનો ફાળો નોંધપાત્ર લેખાવો જોઇએ. વરવિક્રય, કન્યાવિક્રય, અયોગ્ય લગ્નો, વૃદ્ધલગ્નો, બાળલગ્નો વગેરે દુર્ગુણો સમાજને કલંકરૂપ તો છે જ, પણ વિશેષમાં વ્યક્તિના ભવ્ય જીવન માટે જીવલેણ પણ છે. આપણાં લગ્નો રૂઢિગત કુલીનતાના પાયા ઉપર ઊભેલાં હોઇ શારીરિક કજોડાંના અભિધાનને યોગ્ય તો છે જ, પણ વધુમાં તે માનસિક અસામ્યના પાયા ઉપર ઊભેલાં હોય છે. શારીરિક સામ્ય કરતાં માનસિક સામ્ય ચિરંજીવી છે. મતલબ કે સંવનન, લાગણીના અનુભવના સામ્ય અને માનસિક એકતા ઉપર ઊભેલાં લગ્નો જ વરવધૂ ને સુખકર તેમ જ સમાજને હિતકર નીવડે. આ ઉદ્દેશ સહશિક્ષણને સહજસાધ્ય થાય અને આમ થાય તો જ અનેકાનેક બાળલગ્નો, વૃદ્ધલગ્નો અને અયોગ્ય લગ્નો અટકી પડે.

(૫) અસંતોષથી ભરેલા આપણા રાજકીય જીવનને અવતારવામાં સહશિક્ષણ કાંઇ જેવો તેવો ભાગ ભજવતું નથી. એ રાજકીય અસંતોષ અંગે તો કાંઇ પણ લખવું એનો અર્થ માત્ર એટલો જ કે હાથે કંકણ ને આરસીમાં જોવું! આ રાજકીય મડાગાંઠના ઉકેલ માટે આવશ્યક ને અનુકૂળ પરિસ્થિતિના અસ્તિત્વ માટે સહ શિક્ષણનો આવકાર અત્યંત આવશ્યક છે.

(૬) મનોવિજ્ઞાનની પરિભાષામાં બે શબ્દો અત્યંત પ્રચલિત

બની ગયા છે: એક પ્રભુત્વગ્રંથિ (સુપિરિયોરિટી કૉમ્પ્લેક્સ) અને બીજો લઘુતાગ્રંથિ (ઇન્ફીરિયોરિટી કૉમ્પ્લેક્સ) પરાપૂર્વથી પુરુષે સ્ત્રીજાતિ ઉપર પોતાનું જહાંગીરી વર્ચસ્વ જમાવ્યું છે અને નરજાતિનું એ જહાંગીરી વર્ચસ્વ નારી જાતિએ કોઇ પણ પ્રકારનો વિરોધનો સખૂન ઉચ્ચાર્યા વિના દબાયે ચંપાયે સહી લીધું છે. સ્ત્રીના સ્વભાવજન્ય સૌજન્ય ઉપર કરેલો પુરુષજાતિનો આ તો હિંસક બળાત્કાર કહેવાય. આજે પુરુષ પ્રભુત્વગ્રંથિથી અને સ્ત્રી લઘુતા ગ્રંથિથી પીડાય છે એ તો પરાપૂર્વની ટેવનું પરિણામ છે. આ વિષમ પરિણામ નર તેમ જ નારીજાતિ માટે સરખું જ વિનાશકારક છે. એમાં પુરુષે વર્ચસ્વ જમાવી હીનતાનો અંગીકાર કર્યો છે અને સ્ત્રીએ નિરુપાયે એ વર્ચસ્વનો સ્વીકાર કરી સ્ત્રીસહજ-નિર્બળતામાં ઓર વધારો કરી પોતાના રહ્યા સહ્યા સત્ત્વનો ટોટો પીસ્યો છે. આપણો સમાજ તેનું કટુ ફળ ચાખી રહ્યો છે પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વના સર્વાંગી વિકાસની હરકોઈને છૂટ હોઈ શકે. પુરુષત્વ ને સ્ત્રીત્વના સર્વાંગી ને સુરેખ વિકાસ કાજે આ એક જ યોનિની બે જાતિઓએ બંને ગ્રંથિઓનો વિનાશ કરવો ઘટે. ચકોર કેળવણીકારો, સહશિક્ષણના ઉપાસકો ને આધુનિક માનસશાસ્ત્રીઓ કંઠભર આશા અને આસ્થા સેવે છે કે પુરુષની આ પ્રભુત્વગ્રંથિ અને સ્ત્રીની લઘુતાગ્રંથિના ઉચ્છેદન કાજે સહશિક્ષણ એ રામબાણ સમાન અમોઘ શસ્ત્ર છે.

આ ઉપરાંત સહશિક્ષણની સાથે કેટલાક ગૌણ નિમ્નલિખિત ફાયદા પણ સંકળાયેલા છે.

(૮) સ્ત્રીના આર્થિક સ્વાતંત્ર્યનો ઉકેલ.

(૯) સમાન હક્કની પુન:પ્રતિષ્ઠા.

(૧૦) શાળા કૉલેજની પરીક્ષાઓમાં ને જીવનની મહા-પરીક્ષાઓમાં શુદ્ધ બુદ્ધિથી પ્રેરાયેલી હરીફાઈની ભાવના તીવ્ર થાય જે ભાવી જીવનવિકાસમાં અનહદ ઉપયોગી થઈ પડે.

(૧૧) વિનય, સ્વચ્છતા, માનવતા વગેરે માનુષી ગુણોના વિકાસની સંભાવના.

(૧૨) કામવૃત્તિને ઉન્નત વ્યવસ્થિત કરવા માટે.

આવા અને બીજા અનેકવિધ પ્રધાન ને ગૌણ લાભોને અંગે સહશિક્ષણ આવશ્યક તો છે જ.

## ૩ : કેટલાક પ્રત્યાઘાતી વિચારો

બીજા પ્રકરણમાં આપણે સહશિક્ષણની ઊજળી બાજુ જોઈ અને તેના અનેકવિધ લાભ ને ઉદ્દેશ નિહાળ્યા. પણ સુંદર તત્ત્વો હમેશાં અસુંદર તત્ત્વોથી વિમુક્ત તો નથી જ હોતાં ! મતલબ કે સહશિક્ષણ સંબંધે પણ કેટલાક પ્રત્યાઘાતી વિચારો કેટલા સત્ત્વશાળી વા નિર્માલ્ય છે તેનો સંક્ષેપમાં વિચાર કરીશું.

(૧) કેટલાક વિચારકો અને ટીકાકારો એમ માને છે કે છોકરાઓ તથા છોકરીઓની શારીરિક ભિન્નતાને કારણે સહ-શિક્ષણ આપવું અનુચિત છે. સ્ત્રી તથા પુરુષ વચ્ચે શારીરિક ભેદ–લિંગભેદ અવશ્ય છે જ, પણ યોનિભેદ તો હરગિજ નથી. આ લિંગભેદ એ માત્ર વિધિનો અકસ્માત જ નથી. આ ભેદની પાછળ તેના ભિન્ન ભિન્ન ધર્મો ગૂઢ રીતે ગર્ભિત છે. પ્રજાતંતુને અખંડ રાખવા ને સૃષ્ટિને જીવન્ત રાખવા માટેનો નિયતિકૃતિનો આ લિંગભેદ સહેતુક છે.

સ્ત્રીપુરુષમાં આ લિંગભેદ છે એટલે યોનિભેદ પણ છે એવું કાંઈ જ નથી. જે નિયમો, સ્ત્રીપુરુષમાં યોનિભેદ સમજી તેમને અલગ રાખવા યત્ન કરે છે તે નિયમો જતે દહાડે નિયમો નથી રહેતા, કેમકે સ્ત્રીપુરુષમાં અસ્તિત્વ ધરાવતી યોનિએકતા–સજાતીયતા સમયના વહન સાથે જોર કરે છે;

એટલે માત્ર શારીરિક ભિન્નતાને કારણે જ સહશિક્ષણ અશકય છે એમ કહેવું અગર માનવું એ યોગ્ય નથી. દલીલની ખાતર આપણે ઘડીભર એમ માની લઈએ કે સ્ત્રીપુરુષની શારીરિક ભિન્નતાને કારણે સહશિક્ષણ આપવું જોઈએ નહિ; પણ જે સહ-શિક્ષણના અસ્તિત્વમાં સામાજિક, આર્થિક ને રાજકીય ઉત્કર્ષ શકય છે તેને જો માત્ર આ શારીરિક ભિન્નતા જ અટકાવતી હોય તો એ વસ્તુ ઇષ્ટ છે કે એ શારીરિક ભિન્નતાને વધુ પડતું મહત્ત્વ ન આપવું, કેમકે આખરે તો મહાન વસ્તુની સિદ્ધિ અર્થે અલ્પ વસ્તુઓનો ભોગ આપવો જ રહ્યો.

વ્યવહારમાં તો આ દૃષ્ટિ પણ વાસ્તવિક નથી, કેમકે શિક્ષણ એ એક એવો સંસ્કારવિધિ છે કે જેમાં શરીર તો ગૌણ ભાગ ભજવે છે જ્યારે પ્રધાન ભાગ તો ભજવે છે મન તથા બુદ્ધિ. મતલબ કે સહશિક્ષણમાં આ શારીરિક ભિન્નતા વધુ વિચારવા યોગ્ય નથી.

(૨) સ્ત્રી તથા પુરુષનાં કાર્યક્ષેત્ર ભિન્ન ભિન્ન છે જેથી તેઓનાં કાર્યક્ષેત્રને લક્ષમાં લઈનેજ, તેને અનુરૂપ, છોકરા-છોકરીઓની સ્વતંત્ર શાળાઓમાં શિક્ષણ અપાય એ સ્થિતિ ઇષ્ટ છે; આ પ્રકારનો મત વ્યક્ત કરનાર પણ એક વર્ગ હિંદમાં હયાત છે. સ્ત્રીપુરુષનાં કાર્યક્ષેત્ર અલગ છે એ વાત સાવ સાચી, પણ ઘણાં વર્ષોથી તે અલગ છે, એટલે સદાને માટે તે અલગ રહેવાં જ જોઇએ એ વસ્તુસ્થિતિ અનિષ્ટ છે. જમાનાને અનુરૂપ પરિવર્તન વિકાસ માટે આવશ્યક નથી એમ કોણ કહી શકે?

સ્ત્રીનું કાર્યક્ષેત્ર ઘર છે અને પુરુષનું સંસાર, એ એક આદર્શ ઇષ્ટ સ્થિતિ છે, પણ જમાનાની હવા સંસારના નાવને અન્ય દિશામાં તાણ્યે જાય છે તે સમયે વાતાવરણને અનુકૂળ ને અનુરૂપ થવામાં જીવનને નવસર્જન છે. સ્ત્રીપુરુષના કાર્ય-

ક્ષેત્રની ભિન્નતામાં જે વસ્તુ અગ્રભાગ ભજવે છે તે તો છે સ્ત્રીનું પ્રકૃતિજન્ય પ્રજોત્પત્તિનું કાર્ય. કાર્યક્ષેત્રની આ મુખ્ય ભિન્નતા અનિવાર્ય છે કેમકે તે પ્રકૃતિદત્ત છે, જ્યારે અન્ય ગૌણ ભિન્નતાઓ તો નિવાર્ય છે. દલીલના સમર્થનમાં સૃષ્ટિના ૩–૪ ભાગની વસ્તીવાળા મજૂરોનું અને ખેડૂતોનું જીવન બેધડક ટાંકી શકાય. આવા સંજોગોમાં તો આ સ્થિતિ યથાયોગ્ય છે. "પ્રકૃતિદત્ત એક જ ભિન્ન કાર્યને છાંડી દઈ છોકરા–છોકરીઓ એક સાથે શિક્ષણ લઈ વિકાસ પામે, સાચાં નાગરિક બને તેમાં કોઈને ય વાંધો ઉઠાવવાનું કારણ નથી અને પ્રકૃતિએ વહેંચી આપેલા કાર્યના શિક્ષણ પૂરતા છોકરા છોકરીઓના અલગ અલગ વર્ગો હોય તેટલું બસ છે."

(૩) કેટલાક વિચારકો વળી એમ માને છે કે સ્ત્રીપુરુષની આ શારીરિક ભિન્નતાને કારણે તેઓના માનસિક તંત્રમાં–માનસિક ક્રિયાઓ અને વલણમાં પણ આપોઆપ ભિન્નતા આવી જાય છે. કદાચ આ અર્ધસત્ય હશે, નગ્ન સત્ય તો નથી જ, એટલે આ કથનને એક સ્થાપિત સત્ય કે સર્વમાન્ય નિયમ તરીકે તો ન જ સ્વીકારી શકાય.

આ નિયમના અસ્વીકાર માટે પણ કેટલાંક કારણો છે. માનસિક પ્રશ્નોનું નિરાકરણ માનસશાસ્ત્રીઓ જ લાવી શકે. આ બાબતમાં માનસશાસ્ત્રીઓનું એમ કહેવું છે કે નર તેમ જ નારી જાતિમાં વૃત્તિભેદ (ઇન્સ્ટિંક્ટિવ ડિફરન્સ) મુદ્દલે ય નથી. વૃત્તિભેદ સાથે માનસિક ભેદ સંકળાયેલો છે, પણ જ્યાં વૃત્તિભેદના હોવા વિશે જ માનસશાસ્ત્રીઓ નકાર ભણે છે ત્યાં માનસિક વલણોની ભિન્નતાનું તો અસ્તિત્વ જ ક્યાંથી સંભવે! એટલે ઉપર્યુક્ત દલીલ પણ શાસ્ત્રીય તેમ જ બુદ્ધિગ્રાહ્ય નથી.

(૪) મારા એક વિદ્વાન મિત્ર સાથે ચર્ચા કરતાં તે દરમ્યાન તેમણે કહ્યું: 'હિંદની ભૂમિમાં સહશિક્ષણનો વિલાયતી

રોપ ફાલશે, ફળશે કે કેમ એ એક દુર્ઘટ કોયડો છે. હું તો માનું છું કે હિંદમાં સહશિક્ષણ હોય તેથી કુદરત પણ પ્રતિકૂળ છે. વગેરે વગેરે...આ વિચારસરણી સાવ નવીન તો નથી જ. આવા પ્રકારની વિચારસરણી ધરાવતો એક મોટો વર્ગ પણ હિંદમાં હયાત છે. દલીલના સમર્થનમાં તેઓ જુદા જુદા દેશોની કુમારિકાઓનો ઋતુસ્રાવનો કાળ ટાંકે છે અને એ રીતે હિંદી કુમારિકામાં કામજાગૃતિનો પ્રાદુર્ભાવ તુલનાત્મક દૃષ્ટિએ વહેલો થાય છે એમ ઠસાવવા મથે છે.

આમાંની બે વસ્તુઓ સાવ સાચી: એક તો હિંદુસ્તાન ગરમ દેશ છે તે અને બીજી હિંદી કુમારિકાઓ વહેલી નહાતી ધોતી થાય છે તે. બાકીની બીજી બધી વસ્તુઓ માનવા હું તૈયાર નથી. આપણે એ સ્વપ્નેયે ભૂલવું ન જોઈએ કે હિંદ જેવા ગરમ દેશમાં જ સંયમધર્મની શ્રેષ્ઠતા સ્વીકારાઈ છે અને પરાપૂર્વથી તેનો ઝીણવટ ભર્યો અમલ થયો છે. કોણ કહેવાની હિંમત કરી શકે તેમ છે કે એ સંયમધર્મ સાવ નિષ્ફળ ને નિષ્ક્રિય નીવડ્યો છે? આપણાં સાધુ–સાધ્વીઓનો ઉજ્જવળ ઇતિહાસ એ આપણું ગૌરવ છે.

શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળાના મંતવ્ય મુજબ તો લિંગ ભાન (સેકસ કોન્સીઅસનેસ) નું સ્ફુરણ થવું એ જ વિકારનું કારણ છે. આ લિંગભાનનું સ્ફુરણ મુદ્દલેય ન થાય તે વસ્તુ તો અશક્ય છે, કેમકે લિંગભેદ એ જન્મસિદ્ધ છે. અલબત્ત, એ લિંગભાનના સ્ફુરણને વિકારી વા સંસ્કારી કરવું એ આપણા હાથની વાત છે. આચારની ઝીણવટ જ્યારે ટેવમાં પરિણમે છે ત્યારે પ્રત્યેક થનારી ક્રિયા સહજસાધ્ય થઈ જાય છે. મતલબ કે વિકારી સ્ફુરણની પણ ટેવ પાડી શકાય છે તેવી જ રીતે સંસ્કારી સ્ફુરણની પણ ટેવ પાડી શકાય. આમાં અસાધ્ય કશું નથી. સંયમ એક દિવ્ય સાધના છે. સંસ્કારી

સંયમદ્વારા વિકારી સ્ફુરણ અટકાવી શકાય તો તો "ગરમ દેશ" "વહેલો ઋતુસ્રાવ" ને "વહેલી કામજાગૃતિ" વગેરે દલીલો આપોઆપ ઊડી જાય અને સહશિક્ષણ પણ સહજ સફળ થાય.

(૫) કેટલાક ટીકાકારોનું વળી એમ કહેવું છે કે સહશિક્ષણ એ તો આગ સાથેની ખુલ્લી રમત છે. છોકરા છોકરીઓ સાથે શિક્ષણ લે તો તેમાં તેઓની વૃત્તિઓ ચંચળ બને છે, તેઓ ઉશ્કેરાટ અનુભવે છે, એકાગ્રચિત્તે અભ્યાસ કરી શકતાં નથી અને આમ આંધળી બની ઊછળતી ઊછાંછળી વૃત્તિઓ સાથે તેઓ ભયંકર અખતરો કરે છે. આ ભેદી અખતરામાં પરિણામે તો નીતિનાશ ને વિકૃત જીવન જ છે. સાથોસાથ એ ચંચળ ને અંધ બનેલી વૃત્તિઓને સંયમમાં રાખવા જે શક્તિનો ને સમયનો બેકાર વ્યય થાય છે તે વધારાનો. આપણે એ રખે ભૂલીએ કે વિજાતીય પરિચય અને સ્પર્શની વાસના પ્રત્યેક પ્રાણીમાં અત્યંત ઉત્કટ હોય છે. એ વાસનામાં પ્રજાતંતુની અખંડિતતા ગર્ભિત છે જેથી તે કુદરતી છે. ઉંમરની અવધ પાકયે એ સુપ્ત વાસના જાગ્રત થાય છે. આ વાસનાને સંયમની લગામથી નાથવામાં ન આવે તો તે વૃત્તિઓને ચંચળ બનાવે છે અને મનને વિકૃત કરે છે. આ ઉપરથી આપણે એક વસ્તુ સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ કે માત્ર સહશિક્ષણ જ ચંચળ વૃત્તિઓનું કારણ–નિમિત્ત નથી, ઉંમરની અવધ પણ છે.

હવે બીજી વાત: આવા નૈતિક દોષો માત્ર સહશિક્ષણની સંસ્થાઓમાં જ થાય છે એવું કાંઈ નથી; છોકરાઓ તેમ જ છોકરીઓની સ્વતંત્ર સંસ્થાઓમાં પણ આવાં નૈતિક સ્ખલનો થાય છે તેનું શું?

ત્રીજી વાત: સહશિક્ષણથી નૈતિક સ્ખલનો અને દોષો થવા પામે છે અને ભિન્ન શિક્ષણથી નીતિની શુદ્ધતા જળવાય છે, એવો

પણ ખાસ કાંઈ નિયમ નથી. સંસ્કારી ને સંસ્કૃત કુટુંબોની વચ્ચે પણ આવા દોષો ઉદ્ભવે છે તો પછી સહશિક્ષણને માથે જ સર્વ દોષનો ટોપલો શાને ઓઢાડવો ?

શ્રી. કિશોરલાલની માફક મારી પણ નક્કર માન્યતા છે કે વિકારનું મૂળ લિંગભાનમાં જ રહેલું છે. યુવાની પણ વિકારનું કારણ નથી એમ નહિ છતાંયે વિકારોત્પાદક અને વિકારોત્તેજક આ લિંગભાન પુખ્ત ઉંમરે કે જ્યારે વિવેકબુદ્ધિનો પૂર્ણ ઉદય થયો હોય ત્યારે થાય તો આવાં નૈતિક સ્ખલનો સમૂળગાં થવા ન પામે એમ તો નહિ પણ ગણ્યાંગાંઠ્યાં થવા પામે તે બીના નિ:શંક છે.

## ૪ : સહશિક્ષણ સફળ કેમ થાય?

### [ પૂર્વાર્ધ ]

સહશિક્ષણ એ જેટલો બૌદ્ધિક ને વ્યવહારુ કોયડો નથી તેટલો માનસિક પ્રશ્ન છે એટલે એ પ્રશ્નને માનસશાસ્ત્રની દૃષ્ટિએ જ ચકાસવો જોઇએ. માનસિક વિકૃતિ સંબંધે પણ માનસશાસ્ત્રને ઘણું બધું કહેવાનું છે. માનસશાસ્ત્રના પિતા મ. ફ્રૉઈડના કથન મુજબ આ માનસિક વિકૃતિ શેને આભારી છે તે આપણે અહીં સંક્ષેપમાં વિચારીશું.

દુનિયામાં કાંઈ પણ અનિયંત્રિત નથી. સર્વ વસ્તુઓ સર્વ સ્થળે અને સર્વ કાળે નિયંત્રિત જ છે. પ્રત્યેક વસ્તુ અમુક નિયમને અધીન રહીને બનવા પામે છે. સ્થૂલ વા સૂક્ષ્મ ચાહે તેવી, મનુષ્યની મનોભૂમિમાંથી પસાર થતી કોઈ પણ વિચારની કોઈ પણ ક્રિયા ચોક્કસ નિયમોને અનુલક્ષીને–અનુસરીને જ થાય છે. પછી ભલેને એ ક્રિયા અજ્ઞાત રીતે થઈ હોય, ભલે તે સહેતુક વા અહેતુક હોય, જાગ્રદવસ્થામાં વા સ્વપ્નાવસ્થામાં થવા

પામી હોય. મનોભૂમિમાં ઊગેલો વા મનઃપટ પર ઉદય પામી ત્વરિત ગતિએ પસાર થઈ ગયેલો પ્રત્યેક વિચાર કારણબાધિત છે. કાર્યકારણનો મહાનિયમ વિશ્વવ્યાપી ને અચળ છે. જેમ પાસમાં નદી જોઈને તેના મૂળરૂપ પર્વતના અસ્તિત્વની આશા સેવી શકીએ તેવી જ આ બીના છે. આ ન્યાયે માનસિક વિકૃતિ એ પણ મનના અમુક નિયમને વશવર્તીને જ થાય છે. તે કારણથી અલિપ્ત નથી વા સ્વયંભૂ નથી.

એક વસ્તુ તો નિર્વિવાદ છે કે ગમે તેવાં અને ગમે તેટલાં કારણોને અંગે અર્થહીન અને અધોમુખી વિજાતીય આકર્ષણ, માનસિક વિકૃતિઓ અને નૈતિક ગુન્હાઓ થવા પામે છે. આ સર્વને માટે જેટલે અંશે વ્યક્તિ જવાબદાર નથી તેટલે અંશે સમાજ જવાબદાર છે, કેમકે વિષમ પરિણામ જન્માવતી પરિસ્થિતિ પરત્વે આંખમીંચામણાં કર્યે વા ઉપેક્ષાવૃત્તિ સેવ્યે વા શિથિલતા બતાવ્યે એ પ્રતિકૂળ વસ્તુનું ઉન્મૂલન થતું નથી; ઊલટી તે વસ્તુ વકરે છે અને વિશેષ હાનિકારક નીવડે છે.

આવાં આવાં અનેક કારણોને અંગે સહશિક્ષણ કાં તો વિકૃતવસ્થામાં જ સબડ્યા કરે છે અગર કોઈ કોઇ સ્થળે તો તેનું ઉન્મૂલન જ આવશ્યક લાગ્યું છે. અણગમતાને ઉવેખ્યે માનવ આત્મઘાત કરી રહ્યો હોય છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ આ માનસની વિકૃતિ અલબત્ત, અટકાવવી અશકય તો નથી જ, જરૂર, અસાધ્ય નહિ પરંતુ દુઃસાધ્ય હશે. મ. ફ્રાઇડના સિદ્ધાંત મુજબ આવેશ એ એક એવો મનોભાવ વા મનોભાવનો ઊર્ધ્વ વા અધઃપ્રકાર છે કે જેને એક ક્ષેત્રમાંથી બીજા ક્ષેત્રમાં પ્રયત્નથી અને સમજૂતીભર્યા પ્રયોગોથી વાળી શકાય.

આ પ્રબળ વા નિર્બળ આવેશની માત્રા જ માનસિક ક્રિયાની કારણભૂત છે, એટલે પ્રત્યેક વિચારોની પાછળ આવેગ-આવેશ પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે ગર્ભિત રહેલો હોય છે. આ

આવેશ જડ નથી, ચેતન છે. મતલબ કે આ માનસિક ક્રિયાનું ક્રિયાબળ ચેતના છે, ચૈતન્ય છે. એ ચૈતન્ય વિના વિચારનું અસ્તિત્વ અશકય છે. ચેતના એ ગતિશીલ છે, કેમકે ગતિશીલતા એ ચેતનાનું મુખ્ય લક્ષણ છે. આ ચેતના ગતિશીલ હોવાથી તે પ્રગતિના પ્રતીક સમાન છે. તેમાં સ્થિરતા, સ્થગિતતા નથી, જેથી તે વ્યક્ત થવા પ્રયત્ન કરે છે. વ્યક્ત થવા મથતું માનસિક ક્રિયા-વિચારનું આ ચૈતન્ય ચાહે તેવા ઊર્ધ્વ વા અધ: પ્રકારનું હોય છતાં એ વાત તો ચોક્કસ છે કે પોતાની અહંતા ઉપર ફટકો પડવાથી વા ગમે તેવાં નાનાવિધ કારણોને અંગે મનુષ્ય એ ચૈતન્યને વ્યક્ત થવા દેતો નથી. તેના ઉપર અનેકવિધ અંકુશો મૂકે છે. એ વાત સાચી કે અમુક સમય માટે એ અંકુશ તે ચેતનાને દબાવી રાખે છે, તેને મૂંઝવી નાખી ગૂંગળાવી શકે છે. પરંતુ જેમ સોડાવૉટર અને પારાવાર ઉષ્ણ તપેલીના ઢાંકણના સંબંધમાં બનવા પામે છે તેમ કૃત્રિમ રીતે, બાહ્ય સાધનોથી વ્યક્ત થવા મથતા ચૈતન્યને દબાવ્યું હોવાથી તે દ્વિગુણ બળથી વ્યક્ત થાય છે, જેને આપણે પ્રતિક્રિયા-(રીઍકશન) કહીએ છીએ. આપણા વિષયના સંબંધમાં આને માનસિક વિકૃતિ કહી શકાય. દબાવી રાખવામાં આવેલા અથવા મૂંઝવી નાખવામાં આવેલા આ ઉચિત વા અનુચિત, નૈતિક વા અનૈતિક વિચારો વિકૃત સ્વરૂપે વ્યક્ત થાય છે, પછી તે પ્રત્યક્ષપણે, સ્વપ્નામાં, અજાણ રીતે, ભૂલમાં, ચાહે તેવી દશામાં.

આપણો સમાજ આ વિકૃતિને-કામને નિંદ્ય ગણે છે જેથી વ્યક્તિને પણ આપોઆપ નિંદ્ય ગણે છે, પછી ચાહે તેટલી વ્યક્તિના જીવનની ભવ્યતા હોય. સાચી વાત તો એ છે કે આમાં વ્યક્તિ તિરસ્કારને વા નિંદાને પાત્ર નથી. મતલબ કે આમાં વ્યક્તિને દોષ ન દેતાં વ્યક્તિને દોષિત કરનાર દોષોનું

ઉન્મૂલન કરવાના પ્રયાસ સમાજે—સમાજના ચારિત્ર્યના રખેવાળોએ કરવા રહ્યા. 'તું પાપ સાથે નવ પાપી મારતો' એ રા. ઉમાશંકર જોષીની ઉક્તિમાં પણ એ જ સત્યનો પ્રતિધ્વનિ છે. આ માનસિક વિકૃતિ એ તો કૃત્રિમ રીતે દબાવી રાખેલી કુદરતી, વાસ્તવિક નહિ પરંતુ સુખદુઃખના સિદ્ધાંત અનુસાર જીવન જીવતા મનુષ્યની ઇચ્છાઓ પરના અહંતાના અંકુશમાંથી છટકેલી આંતર મનની પ્રબળ ઇચ્છાઓનું વિકૃત સ્વરૂપ જ છે. આવેશ એ એવો ભાવ છે કે જેને એક ક્ષેત્રમાંથી બીજા ક્ષેત્રમાં વાળી શકાય, મતલબ કે આ માનસિક વિકૃતિ પણ અટકાવી શકાય વા તેનું ઊર્ધ્વીકરણ કરી શકાય.

બાલમાનસમાં ઉદ્‌ભવતી કુદરતી ઇચ્છાઓને ઉવેખ્યે, દબાવ્યે વા દુર્લક્ષવાથી તો એ ઇચ્છાઓ દ્વિગુણ બળથી ઊમટી આવે છે અને પીછો ન છોડતાં બાલકામનાઓથી રંજાડે છે; એટલે સાચી વાત તો એ છે કે આ માનસિક વિકૃતિનો માનસશાસ્ત્રીય ઉપાય જ આવશ્યક છે.

(૨) જેમ માનસિક વિકૃતિઓને અટકાવવા ને ઓછી કરવા આજના જમાનામાં માનસશાસ્ત્રની આવશ્યકતા દિનપ્રતિદિન વધતી જતી લાગે છે તેમ એ માનસિક વિકૃતિઓને અટકાવી સહશિક્ષણને સફળ કરવામાં કામમીમાંસાનું આવશ્યક જ્ઞાન પણ અત્યંત ઉપયોગી લાગતું જાય છે.

કામવિજ્ઞાનનું આવશ્યક શિક્ષણ આપવા સંબંધે સૌ એકમત છે. મતભેદ છે માત્ર જ્ઞાનપ્રદાનની પદ્ધતિમાં આ શિક્ષણ આપવાની પદ્ધતિમાં મુખ્યત્વે મતભેદ તો છે ડૉકટરો અને કેળવણીકારો વચ્ચે. ડૉકટરો એમ માને છે કે વિદ્યાર્થીઓ પુખ્ત વયના થાય ત્યાંસુધીમાં તેઓને કામસંબંધેનું સર્વ જ્ઞાન ખુલ્લી રીતે આપવું. માનવસ્વભાવ પ્રયોગશીલ હોવાથી કેળવણીકારો ડૉકટરોની આ વિચારસરણીમાં નીતિનાશ અને વિકૃતિ-

ઓની યે વિકૃતિ નિહાળે છે. કેળવણીકારો કામવિજ્ઞાનનું શિક્ષણ આપવામાં સહમત છે, પણ તે છોકરા છોકરીઓની કામવૃત્તિને ઉશ્કેરે નહિ તેવી રીતે મર્યાદામાં રહીને. કેળવણીકારોની પદ્ધતિમાં નીતિની નિર્ભયતા છે. કદાચ એમાં ભૂલ થાય તોપણ તે ભૂલ સલામત બાજુ પર થવા સંભવ છે; એટલે તે પદ્ધતિ સૌને યે સ્વીકાર્ય હોય તે સાવ સ્વાભાવિક છે.

અંગ્રેજ બાઈ બિયાટ્રિશ કિંગ ચેન્જીંગ "મેન ધી સોવીએટ એજ્યુકેશન સીસ્ટમ" પુસ્તકના "સેકસ ઇન્સ્ટ્રકશન"વાળા પ્રકરણમાં "કામ"ની ત્રણ અવસ્થાઓ સંબધે લખે છે. મને એ વિશેષ મનોરમ ને સઘન લાગવાથી કામમીમાંસાની લાંબી મીમાંસા ન કરતાં, અહીં જ તેને ટાંકી આ પ્રકરણને સમાપ્ત કરીશ: "પહેલી અવસ્થા તે નાના બાળકની જિજ્ઞાસાની જે સૃષ્ટિજ્ઞાનના પાઠોથી સંતોષાય છે. બીજી અવસ્થા બાર કે તેરમા વર્ષની, જ્યારે મુખ્યત્વે છોકરાઓમાં જાતીય ભાન આવે છે અને 'કામ' પોતાનું સ્વરૂપ જાણ્યે અજાણ્યે બતાવે છે. ત્રીજી અવસ્થા તે પંદર અને સત્તર વર્ષ વચ્ચેની, જ્યારે છોકરાઓમાં તે ખુલ્લી રીતે વ્યક્ત થાય છે. આ અવસ્થામાં 'કામ' અને તેથી ઉદ્‌ભવતી ગૂંચો વિષે સાફ સાફ વાતો કરી દઈ વૈજ્ઞાનિક રીતે જ્ઞાન આપવું જરૂરી છે."

## ૫: સહશિક્ષણ સફળ કેમ થાય?

### [ઉત્તરાર્ધ]

ચોથા પ્રકરણમાં આપણે સહશિક્ષણમાં આવતાં બે ગંભીર માનસિક વિકૃતિ ને કામ–ભયસ્થાનોની ચર્ચા કરી. આપણે જો એ બે ભયસ્થાનોને વિજ્ઞાનપૂર્વક વટાવી જઈએ તો તો પછી સહશિક્ષણનો માર્ગ મોકળો થઈ જાય છે

ઉત્તરાર્ધમાં આપણે વ્યવહારમાં ને આદર્શમાં સહશિક્ષણ તથા તેમાં આવતાં કેટલાંક વિઘ્નો ને તેના ઉપાયોનો ટૂંકમાં વિચાર કરીશું.

**પ્રાથમિક શાળાઓમાં સહશિક્ષણ**—સામાન્ય રીતે પ્રાથમિક શાળાઓનું સહશિક્ષણ સફળ કહી શકાય. પ્રાથમિક શાળાઓના સહશિક્ષણની સફળતામાં છોકરાઓ અને છોકરીઓની ઉંમરની અપકવતાને કારણે માનસિક વિકૃતિઓ નહિ જેવા પ્રમાણમાં જોવા મળે છે. સામાન્ય રીતે તે કાળ દરમ્યાન તેઓને જાતીય ભાન નહિવત્ હોય છે અને વયની અપરિપકવતાને કારણે વાસનાનું સ્ફુરણ પણ હોતું નથી. છતાં યે આ નિયમ અપવાદથી સાવ મુક્ત તો નથી જ. દૈવ જાણે કયા કુસંસ્કારોને બળે સગીર વયનાં બાળકો પણ શેરીમાં ગંદી રમત રમતાં નજરે પડે છે, નહિ બોલવાની લંપટ ભાષા બોલે છે ને ચેનચાળા કરે છે. આ પ્રકારનો કનિષ્ટ વ્યવહાર કુમળા મગજ માટે ભયાનક કહેવાય. આવા કનિષ્ટ પ્રકારના સંસ્કાર પાડવામાં ચારિત્ર્યહીન સમાજ, વંશવારસાનો સિદ્ધાંત, અશ્લિલ ચલચિત્રો, પેઢી દરપેઢી સમાજના વારસામાં ઊતરતો વિશિષ્ટ પ્રકારનો ગાળોનો ભંડાર, ભીંતો જાજરૂમાં લખાયેલાં બેઅદબ લખાણો, કનિષ્ઠ પ્રકારની જાહેર ખબરો, સ્વચ્છંદી માબાપ, વંઠેલા છોકરાઓની સોબત, ઇધર ઉધર નજરે ચઢતા પશુ પક્ષીઓના નગ્ન સંભોગ વ્યવહાર વગેરે કાંઇ ઓછા જવાબદાર નથી. બાળકનાં કુમળાં મગજ ઉપર આવા કુસંસ્કારોની ઊંડીઘેરી છાપ પડે છે, જે આગળ ઉપર તેઓને બાલકામનાઓથી સતાવે છે. વિશેષમાં વળી બાલક સ્વભાવે રહ્યું કુતૂહલ પ્રિય, એટલે આવાં જોયેલાં લંપટ દશ્યો, સાંભળેલી વિલાસી ને સ્વચ્છંદી વાણી વગેરેનું અનુકરણ કરવા મંડી પડે છે.

ચોથા પ્રકરણમાં દર્શાવેલ કામની ત્રણ અવસ્થાઓમાંથી

પ્રથમ અવસ્થામાં છોકરાછોકરીઓ પ્રવેશ કરે તે દરમ્યાન તેઓનું પ્રાથમિક શાળાઓનું શિક્ષણ સમાપ્ત થવું જોઇએ અનેએ અવસ્થામાં બાળકના મન:પટ પર ઊઠતી ને પસાર થતી પ્રત્યેક જિજ્ઞાસાને સૃષ્ટિજ્ઞાનના પાઠોથી સંતોષવી જોઇએ. આમ ન થાય તો કેટલાંક ઢોંગી મુગ્ધતા ધારણ કરતાં છોકરા છોકરીઓનો વિનિપાત થવા સંભવ છે.

આ સૌ હોવા છતાંયે પ્રાથમિક શાળાઓના સહશિક્ષણની સફળતા માટે શંકા રાખવી અયોગ્ય છે, અસ્થાને છે. પ્રાથમિક શાળાઓમાં સહશિક્ષણ સફળ થતું હોવા છતાં યે સર્વ શાળાઓમાં સહશિક્ષણ અપાય છે એવું નથી. આ વસ્તુ જેટલી વહેલી ટળે તેટલું આપણું ભાવિ ઉજ્જવળ. જે તે સ્કૂલબોર્ડો અને મ્યુનિસિપાલિટીઓએ આ કાર્યનો સત્વર અમલ કરવો એ દેશોન્નતિના હિતમાં છે.

**માધ્યમિક શાળાઓમાં સહશિક્ષણ:** માધ્યમિક શાળાઓમાં સહશિક્ષણ કેટલે અંશે સફળ નીવડે એ એક કૂટ પ્રશ્ન છે, છતાં યે ઉંમરની આકારણી માધ્યમિક શાળાઓમાં આવશ્યક ગણાય તો ત્યાં પણ તે સરળ રીતે તો નહિ પણ કેટલાંક માઠાં પરિણામ અનુભવતાં યે સમય જતાં સફળતાની હદ સુધી તો પહોંચે જ.

તાજેતરમાં જ નિવૃત્ત થઇ પોતાને વતન રવાના થયેલા ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ શિરાઝની ગણતરી મુજબ આપણા મુંબઈ ઇલાકામાં (?) માધ્યમિક શાળાઓ ૫૦૦ થી વિશેષ છે અને તેમાં એક લાખથી વધુ વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે એટલે કે શાળા દીઠ ૧૮૦ વિદ્યાર્થીઓ. આ સર્વે માધ્યમિક શાળાઓમાં સહશિક્ષણની પદ્ધતિ છે એવું તો કાંઈ જ નથી, છતાં યે જે જે માધ્યમિક શાળાઓમાં સહશિક્ષણની પ્રથા છે તે તે છોકરા છોકરીઓની ઉંમર એવડી મોટી હોય છે કે તેઓના

મોટા ભાગના માનસમાં તો અધોમુખી વૃત્તિઓને ઝીલવા માટેની એવી પૂર્વભૂમિકા તૈયાર થયેલી હોય છે કે જેમને અનુકૂળ સંજોગો મળતાં તેઓ લપસી પડે છે, તેઓનામાં અવિચારી આસક્તિનું તત્ત્વ પેદા થાય છે. આ આસક્તિનું તત્ત્વ પ્રથમ તો છોકરામાં માતા માટે અને છોકરીમાં પિતા માટે જન્મે છે. આ પછી એ આસક્તિ સજાતિય બને છે અને સમય જતાં અંતે એ આસક્તિ વિજાતિય બની રહે છે. સામાન્યત: ઉમરની અવધ પાકયે–અમુક વયે–આ વિજાતિય આકર્ષણ કુદરતી હોય છે. પણ એ કુદરતી આસક્તિ યા આકર્ષણમાં અધોમુખ વૃત્તિઓ ભળે છે ત્યારે ને ત્યારે જ માનસિક વિકૃતિનો ઉદ્દભવ થાય છે. આ માનસિક વિકૃતિ જન્મવા ન પામે તે માટે અમુક વયની હદ જોઈએ. પણ હું માનું છું કે આ વયની હદ પણ તેને સંપૂર્ણત: અટકાવી શકે તેમ નથી. આને કાજે તો પ્રાથમિક શાળાના શિક્ષણ દરમ્યાનની સાત્ત્વિક પૂર્વભૂમિકા જ અસરકારક નીવડે. આ અવસ્થા એવી હોય છે કે જે દરમ્યાન છોકરા છોકરીઓમાં જાતીય ભાનની ને જાતીય જ્ઞાનની શરૂઆત થાય છે, અને 'કામ' પોતાનું સ્વરૂપ જાણ્યે અજાણ્યે બતાવે છે.

અહીં મને મારા એક સ્નેહી મિત્રની પુત્રીનો દાખલો યાદ આવે છે. એ મિત્રની પુત્રી પ્રાથમિક શિક્ષણ સમાપ્ત કરી અંગ્રેજી શાળામાં દાખલ થઈ. પ્રાથમિક અભ્યાસ દરમ્યાન તેણે સહ-શિક્ષણ લીધેલું, જયારે અંગ્રેજી શાળામાં આવ્યા બાદ સહશિક્ષણ તો હતું જ, પરંતુ તેમાં છોકરાઓ અને છોકરીઓને અલગ અલગ બેસાડવામાં આવતાં. આ છોકરી છોકરાઓ સાથે બેસવામાં એટલી બધી હળી ગયેલી કે આ છોકરો અને હું છોકરી એવું જાતીય ભાનનું તેને જ્ઞાન જ નહિ. એ ભાન, અલબત્ત, તેને પકવ ઉંમરે થવાનું જ હતું, પરંતુ તેના અભ્યાસ

જીવનમાં પ્રથમવાર જ અંગ્રેજી શાળામાંથી મળ્યું. પહેલા જ દિવસે નિશાળમાંથી આવી નિર્દોષ ભાવે તે કહેવા લાગી: "બાપુજી! બાપુજી! આ નિશાળમાં તો અમોને અને છોકરાઓને અલગ અલગ બેસાડે છે, અમારી પેલી નિશાળમાં તો આવું કાંઈ જ નહોતું. અહીં આવું કેમ હશે?" વગેરે વગેરે. આ જાતીય ભાનની શરૂઆત. આમાં માનસશાસ્ત્રની છડેચોક અવગણના થઇ રહેલી હોય છે અને એ અવગણનામાં જ સહશિક્ષણની નિષ્ફળતાનાં મૂળ રહેલાં છે. તેને સફળ બનાવવા માટે નીચેના નિયમોનું પાલન સાવ નિષ્ફળ ને નિરર્થક તો નહિ જ નીવડે:

(૧) પ્રાથમિક શાળાઓના અભ્યાસ દરમ્યાન સાત્ત્વિક પૂર્વભૂમિકાની આવશ્યકતા.

(૨) જાતીય ભાન જેમ બને તેમ મોડી ઉંમરે થાય તેની ખાસ ચીવટ રાખવી.

(૩) શાળાના અભ્યાસક્રમમાં 'કામવિજ્ઞાન'નું શિક્ષણ કલાત્મક રીતે, કોઇ પણ પ્રકારના નાહક ઊહાપોહ વિના સમાવી દેવું, અને છોકરા છોકરીઓની કામવૃત્તિને ઉશ્કેરે નહિ તેવી રીતે તેઓની સહજ જિજ્ઞાસાઓને સંતોષવી.

(૪) લિંગભાન થતાં વિકારનું સ્ફુરણ થવું સાવ સ્વાભાવિક છે. પણ એ સ્ફુરણ બે પ્રકારનું હોય છે: વિકારી ને સંસ્કારી. ચકોર કેળવણીકારો આ સંસ્કારી સ્ફુરણની ટેવ પાડે તો તો વિકારી સ્ફુરણ આપોઆપ શમી જાય.

(૫) તેઓને, કોલેજના દ્વિતીય વર્ષમાં અપાય છે તેવું નહિ તો છેવટે માતૃભાષા દ્વારા નાગરિકતાનું પ્રાથમિક જ્ઞાન આપવું.

(૬) આત્મસંયમ, બ્રહ્મચર્ય, વિનય વગેરેનું સામાન્ય જ્ઞાન આપવું.

(૭) આહાર, નિદ્રા, વસ્ત્ર, મેજ, ખુરશી વગેરે કામોત્પાદક ને કામોત્તેજક ન હોય તેની યોગ્ય કાળજી રાખવી. આ વસ્તુઓ

સંબંધે રશિયામાં ખાસ કાળજી રખાય છે, જેને પરિણામે તેઓને તેનાં આશાસ્પદ ફળ પણ મળ્યાં છે.

(૮) માત્ર માનસિક જ તેમ જ માત્ર શારીરિક નહિ, પણ માનસિક તેમ જ શારીરિક આરોગ્ય જળવાય તે માટે વિવિધ ઉપાયો યોજવા–તન તેમ જ મનની કસરત માટે.

(૯) છાપાં, રંગભૂમિ, સિનેમા વગેરે જાતીય પ્રદર્શન ન કરે ને કામવૃત્તિને ઉશ્કેરવામાં ભાગ ન ભજવે તેની યોગ્ય દેખરેખ રાખવી.

(૧૦) આ સૌથી યે જે વિશેષ સચોટ ઉપાય છે તે તો એ છે કે મનને તથા શરીરને હરહંમેશ સદ્પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત રાખવું. 'કામ' ને ડામવાનો રામબાણ ઉપાય અવિરત **કામ**–પ્રવૃત્તિ.

આટલો વિધિ થયા બાદ શ્રી. કિશોરલાલભાઈના નિમ્નલિખિત વિચારો સૌ કોઈને હરકોઈના જીવનમંત્ર બને તો તો માધ્યમિક શાળાઓનું સહશિક્ષણ પણ સહજ સફળ થાય: **"શાળા એ વરવધૂ શોધવાનું બજાર નથી, પારકાની દીકરીઓ જોડે છૂટ લેવાનું, હાંસી મશ્કરી કરવાનું સ્થળ નથી. શિક્ષક એમાં પોતાની દીકરીઓને જુએ, વિદ્યાર્થીઓ પોતાની બહેનોને અને માતાઓને જુએ, તો એ સહવાસ એક બીજાની વૃત્તિઓને સ્થિર અને ગંભીર કરનારો થઈ શકે. એ ભાવના ન હોય તો એમાં મલિનતા નિર્માણ થયા વિના રહે જ નહિ."**

**ઉચ્ચ કેળવણીમાં સહશિક્ષણ :** જેમ પ્રાથમિક શાળાઓનાં સહશિક્ષણની સફળતાનો આધાર નિર્દોષતા,' 'જાતીય અભાન' ને 'સગીર વય' ઉપર અવલંબે છે તેવી જ રીતે ઉચ્ચ કેળવણી દરમ્યાન સહશિક્ષણની સફળતાનો મુખ્ય આધાર જ્ઞાન, પુખ્ત વય ને વિવેકયુક્ત જવાબદારી ઉપર નિર્ભર છે.

જો એ સફળ થાય તો સર્વ સહજ સફળ છે. આને માટે તેની ખાસ વૈજ્ઞાનિક ને માનસશાસ્ત્રીય ચીવટ સેવી રહી, કેમકે જેટલી મકાનની ભવ્યતા ને ઊંચાઈ તેટલી તેના પાયાની મજબૂતાઈ ને ઊંડાઈ હોવી જોઇએ. ઉચ્ચ કેળવણીમાં તો માધ્યમિક કેળવણીનો વિકાસ માત્ર જ છે. ત્યાંનો પાયો સારો હોય તો મકાનની ભવ્યતા વિશે શંકા રાખવી વ્યર્થ છે, કેમકે ઉચ્ચ કેળવણી સંપાદન કરવાને લાયક બને તે દરમ્યાન તો છોકરા અને છોકરીઓમાં સ્વત્વનું ભાન થઇ જાય છે અને બુદ્ધિ તથા વિવેકનો ઉદય તથા વિકાસ થતાં સારાસારનો નિર્ણય કરી શકે છે. એ કાળ આત્મનિર્ણયનો હોય છે, જવાબદારીનો હોય છે. એ જવાબદારીમાં નાગરિકતાનું સંપૂર્ણ ભાન રહેલું હોય છે. આ સમય એવો છે કે જ્યારે સ્ત્રીને પોતાનું અને પુરુષનું તેમ જ પુરુષને પોતાનું અને સ્ત્રીનું સંપૂર્ણ ભાન થાય છે. આ સ્ત્રીત્વ ને પુરુષત્વના સજ્ઞાન ભાનમાં જ વ્યક્તિત્વ, નાગરિકતા ને આત્મસંયમનો વિકાસ છે, એટલે આ સમય દરમ્યાન તો સભાન ને જાગ્રત જવાબદારી તથા યોગ્ય વિવેકબુદ્ધિ જ સહશિક્ષણની સફળતામાં અગ્ર ભાગ ભજવે છે.

આ પ્રકારની એષણા, ઉચ્ચ કેળવણી સંપાદન કરતાં છોકરા છોકરીઓ પાસેથી રાખવી એ વધુ પડતી આશા નથી. જો આ આશાને બદલે નિરાશા જ સાંપડે તો તો કેળવણીનો આદર્શ સંસ્કાર નથી પણ સ્વચ્છંદતા ને ઉચ્છૃંખલતા છે એમ માનવાને અનેક કારણો છે. આપણે સહુ એમ ઇચ્છીએ કે ઉચ્ચ કેળવણી દરમ્યાનના સહશિક્ષણમાં આત્મનિર્ણય ને વિવેકબુદ્ધિયુક્ત જવાબદારીનું તત્ત્વ તેની સફળતામાં સરળતા ને મોકળાશ સત્વર કરી આપે અને એ સફળ થયેલું સહશિક્ષણ દેશની સામાજિક, આર્થિક ને રાજકીય ઉત્કર્ષની ઉષા સવેળા ઉગાડે.

# ૬ : પ્રકીર્ણ

આપણે જેમ જેમ સહશિક્ષણ સંબંધે વધુ ને વધુ વિચાર કરતા જઈએ છીએ તેમ તેમ તે પ્રશ્ન વિશેષ ગહન ને જટિલ બનતો જાય છે. આમ થવું સાવ સ્વાભાવિક છે, કેમકે આપણે કબૂલ કરીએ વા ન કરીએ છતાંયે એક વાત તો દીવા જેવી સ્પષ્ટ જ છે કે ઘણા વખતથી જડ ઘાલી બેઠેલી ને રૂઢ થઈ ગયેલી સ્ત્રી પુરુષના વ્યવહારની સંકુચિતતા, એ આચાર ને વ્યવહારની સંકુચિતતાના અતિરેકમાંથી જન્મ પામતી માનસિક વિકૃતિ, મનોવિકૃતિના જેટલું જ ભયંકર કામોદ્દીપન, અને આ સૌના સરવાળારૂપે જન્મેલું અસંગીન રાષ્ટ્રિય ચારિત્ર્યઘડતર : આ સૌ નક્કર વા ધુમ્મસિયાં કારણો સહશિક્ષણને જટિલ બનાવવામાં તેમ જ તેની નિષ્ફળતામાં અત્યલ્પ ભાગ ભજવે છે. દુઃખતા દિલે કહેવું પડે છે કે હાઇ-સ્કૂલના તો શું પણ જેમની પાસેથી નાગરિકતાના ભાનની અપેક્ષા રાખી શકાય એવા રાષ્ટ્રિયધન સમા કૉલેજિયનોમાં પણ વેવલાપણું વિશેષ પ્રમાણમાં નજરે પડે છે. આમાં વ્યક્તિનો નહિ. પરંતુ એકંદરે સારાયે દેશનો અને ભાવી પેઢીનો પણ વિનાશ છે.

અત્યાર સુધી તો આપણે સહશિક્ષણના અર્થની પરિમિત મર્યાદા રાખીને જ તેની ચર્ચા કરી, પરંતુ શ્રી કિ. ઘ. મશરૂ-વાળાના મંતવ્ય મુજબ સહશિક્ષણની વ્યાખ્યા અત્યંત વ્યાપક છે : "સહશિક્ષાનો પ્રશ્ન એ સ્ત્રી પુરુષના પરિચય, સ્પર્શ અને સંભોગની મર્યાદા કઈ એ વિશાળ પ્રશ્નનો જ એક અંશ છે, કારણ સહશિક્ષામાં કેવળ છોકરા છોકરીઓને સાથે ભણાવવાની સમસ્યા નથી, પણ શિક્ષકો અને શિષ્યાઓ, તથા શિક્ષિકા ( કે

ગુરુપત્ની) અને શિષ્યોના સહવાસ અને સ્પર્શની, તેમ જ સ્ત્રી પુરુષની મૈત્રી અને સહકાર્યની પણ સમસ્યાઓ છે." સહશિક્ષણનો આ વ્યાપક અને વાસ્તવિક અર્થ થાય આ વ્યાપક અર્થમાં જેમ મહાન સમુદ્રમાં સર સરિતા ને ઝર નિર્ઝર સમાઇ જાય તેમ આપણો મર્યાદિત અર્થ પણ આપોઆપ સમાઇ જ જાય છે. આ બંનેની સફળતા માટે નિમ્નલિખિત નિયમાવલિ અત્યંત આવશ્યક ને મંગલકારી ગણાય.

(૧) આપણે આપણી નૈતિક જવાબદારી સમજવાની પારાવાર જરૂર છે. દરેક સ્વમાનપ્રિય અને માનવતાયુક્ત વ્યક્તિ પોતાની પત્ની, મા, બેન વા દીકરીની પવિત્રતા ઇચ્છે છે. આ પવિત્રતાની અપેક્ષાનું વર્તુળ સંકુચિત ન રહેતાં દીર્ઘ થાય તે દેશને માટે હિતાવહ છે. પ્રત્યેક છોકરી એ કોઇપણ માતાપિતાનું કન્યારત્ન છે, એ આપણા જીવનનો આદર્શ થવો જોઈએ. આપણે જેમ આપણા કન્યારત્નની પવિત્રતા ઇચ્છીએ છીએ એ જ પ્રમાણે બીજાનાં કન્યારત્નની પણ પવિત્રતા આપણે કેમ ન ઇચ્છીએ ?

(૨) શારીરિક તેમ જ માનસિક સ્વાસ્થ્યની આવશ્યકતા, કેવળ શરીરના સ્થૂલ કડક નિયમોનું પાલન જ મનોવિકૃતિ અટકાવી શકતું નથી, એટલે સાત્ત્વિક સંસ્કારો મારફતે માનસિક અનુશીલનની પણ એટલી જ આવશ્યકતા છે.

(૩) ધર્મસંકટ વા એવા કોઇ અનિવાર્ય કારણ સિવાય અહેતુક સજાતિય વા વિજાતિય સ્પર્શને વર્જ્ય ગણવો. પૂ. ગાંધીજીના તત્ત્વજ્ઞાન અનુસાર જેમ જીવનના ઉપયોગ કરતાં વિશેષ વસ્તુઓનો માલિકી હક્ક રાખવામાં યે ચોરી છે તેવી જ રીતે હેતુ વિનાના અધમ સ્પર્શમાં પણ અર્ધ સંભોગ જ ગર્ભિત છે. આ નિયમના પાલનમાં કેટલાકને આચારધર્મનો

અતિરેક થયેલો માલૂમ પડશે, પણ સાચી વાત એમ નથી; સાચી વાત તો એ છે કે મનુષ્ય એ તો છેવટે ટેવો અને વૃત્તિઓનું પૂતળું છે. આ ટેવો જ્યારે રૂઢ થઇ જાય છે ત્યારે જેટલી આસાનીથી ધાનનો કોળિયો નાકમાં ન જતાં સહસા મુખ તરફ જ જાય છે તેટલી જ આસાનીથી તે સહજ સુલભ-થઈ જાય છે, આ નિયમ સારી તેમ જ નરસી ટેવોને સરખો જ લાગુ પડે છે. અકારણ સ્પર્શની પણ આવી બાબત છે. ઉપર કહ્યું તેમ સ્પર્શ એ પણ અર્ધ સંભોગ હોઈ તે ઇન્દ્રિયોને ઉત્તેજિત કરે છે ને વૃત્તિઓને બહેકાવે છે. આપણા હિંદુ-સમાજમાં આવા નિષ્કારણ સજાતિય વા વિજાતિય સ્પર્શની માત્રા વિશેષ પ્રમાણમાં છે, એમ સૌ કોઇનો અનુભવ બોલે છે. આ કુટેવ જેમ વહેલી ટળે તેમ સારું.

(૪) મન, વચન અને કર્મ: આ ત્રિવિધ બ્રહ્મચર્યના પાલનની ખાસ આવશ્યકતા. માનસિક વ્યભિચારમાં પણ શારીરિક તેમ જ સાંસ્કારિક જીવનનું અધ:પતન છે.

(૫) આમ તો હિંદીઓ ગર્ભતત્ત્વજ્ઞાનીઓ કહેવાય છે, પણ દૈવ જાણે શાથી તત્ત્વજ્ઞાનના અર્ક સમું વિચારનું તત્ત્વ આપણામાંથી દિનપ્રતિદિન ઘટતું જાય છે. મને લાગે છે કે આપણે જતે દહાડે શૂન્યમનસ્ક બનતા જઇએ છીએ. આ વિચારપૂર્ણ જીવનની ગેરહાજરીમાં અને અવિચારીપણાના અતિ-રેકમાં આપણે નાગરિકતાનું, માનવતાનું ને જવાબદારીનું ભાન ભૂલતા જઇએ છીએ. આ મૂઢ વા શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરના શબ્દોમાં કહીએ તો મૂર્છિત માનસની અવસ્થા દરમ્યાન સેવાતી જવાબદારીની બેદરકારીમાંથી અનેકવિધ અનિષ્ટો ઉત્પન્ન થાય છે. મારા વ્યક્તિગત અનુભવ ઉપરથી હું કહેવાને હિંમત કરી શકું તેમ છું કે કૉલેજના સહશિક્ષણમાં આ મૂર્છિત માનસ

અત્યંત પ્રત્યાઘાતી ભાગ ભજવે છે.

છોકરીઓને જોઇ ઉત્પાત મચાવતા, અસભ્ય વર્તન રાખતા, ન બોલવાનું બોલતા, અસંસ્કારિતાનું પ્રદર્શન કરતા કૉલેજિયનોને તો દેશના ભાવી નાગરિકો કહેવા અગર વેવલાઓ કહેવા એ એક ગંભીર પ્રશ્ન છે. વ્યક્તિના સાંસ્કારિક જીવનના ઘડતર માટે અને રાષ્ટ્રિય ચારિત્ર્યના પુનરુત્થાન માટે આ મૂર્છિત માનસને ચેતનમાં લાવવાની પ્રથમ નહિ પરંતુ પરમ આવશ્યકતા છે.

(૬) વિકારી દૃષ્ટિ, વિકારી સ્પર્શ, વિકારી ભાવ : આ સર્વે ધર્મની વિરુદ્ધ હોઈ તેનો સંપૂર્ણતઃ બહિષ્કાર કરવો.

(૭) વિકાર ને કામના દ્વેષભાવે કરેલા સ્મરણ ચિંતનમાં યે તેનું ઉદ્દીપન હોઈ તેને અંગે વિશેષ ઊહાપોહ કરવો અધર્મ્ય છે.

આ અને પ્રકરણ પાંચમામાં દર્શાવવામાં આવેલા નિયમોનું પાલન શક્ય થાય તો જ સહશિક્ષણની શંભવિતતા વિશે સંભાવના થઈ શકે.

× × ×

સહશિક્ષણનો પ્રશ્ન સર્વસ્પર્શી છે. પ્રત્યેક જવાબદાર વ્યક્તિ વા તત્ત્વના માનવતાભર્યા સક્રિય સહકારમાં તેની સફળતાનાં મૂળ છે. આજના યુવકો ઘડીભર માટે પણ એ રખે ભૂલે કે તેઓ આવતી કાલના–ભાવી નાગરિકો છે, રાષ્ટ્રની જીવતી જાગતી ચેતન સંપત્તિ છે. તેમના વિવેક બુદ્ધિયુક્ત વ્યવહારમાં સહશિક્ષણની સફળતા નોંધપાત્ર પ્રમાણમાં છે. આજના યુવકોએ આ વસ્તુ સત્વેળા સમજવી જોઇએ; પોતાને માટે નહિ તો દેશના હિત માટે પણ.

બહેનોને પક્ષે એટલું જ કહેવાનું કે તેઓએ પણ પોતાના વ્યક્તિત્વનો યોગ્ય વિકાસ સાધવો રહ્યો. સમાજના ધુરીણોએ નારી–પ્રતિષ્ઠાનો સ્વીકાર કરી તેમના સ્વતંત્ર વ્યક્તિત્વના સ્વીકારને સહર્ષ આવકારવો રહ્યો.

માબાપો અને વાલીઓએ, છોકરા છોકરીઓ ઘરમાંથી વા શેરીમાંથી મનોવિકૃતિને અનુકૂળ થાય તેવી જે માનસિક પૂર્વભૂમિકા તૈયાર કરે છે, તેની સામે વાત્સલ્ય, ચીવટ ને સખ્તાઈ ભર્યાં પ્રથમથી જ પગલાં લેવાં. પોતાની પ્રજાને વારસામાં અનર્ગળ ધન આપી કૃત–કૃત્યતા અનુભવનાર જનકજનની પોતાની ઓલાદને વારસામાં સાત્ત્વિક સંસ્કાર આપી જીવનને ધન્ય થયું સમજે તો !

સહશિક્ષણની પ્રથા હોય તેવી શાળા અને કૉલેજની સત્તાઓએ પણ શિસ્ત તેમ જ મર્યાદાના પાલન માટે કડક થવાની જરૂર છે. અલબત્ત, કાયદો એ ગુન્હાહિત સમાજની પારાશીશી છે, પણ જ્યાં સર્વ સાધનો નિષ્ક્રિય ને નિષ્ફળ નીવડતાં દેખાય અને જ્યાં જવાબદારી જેવું તત્ત્વ જ ન હોય ત્યાં આવા ઉચ્છૃંખલતાજનિત અમર્યાદિત અનિષ્ટ કરતાં કાયદાનું અલ્પ અનિષ્ટ હિતકર નથી એમ કોણ કહેશે ?

હું માનું છું કે છોકરાઓ, છોકરીઓ, માતાપિતાઓ, વાલીઓ, સમાજ ને શાળા તેમ જ કૉલેજના સત્તાધીશોના સંયુક્ત સહકારથી જ આ પ્રશ્ન સરળ બની રહે. આમાં શરૂઆતમાં મુશ્કેલી છે, મધ્યે આનંદ છે અને અંતમાં સફળતા છે. અગસ્ત્યવૃત્તિ રાખ્યા વિના ને મુશ્કેલીઓનો ધીરજભર્યા પુરુષાર્થથી સામનો કર્યા સિવાય કઈ સાત્ત્વિક ને હિતકર વસ્તુની પ્રાપ્તિ શક્ય થઈ છે કે આ પણ થાય ?

# ૭ : તેઓ શું ધારે છે……

આ વૈજ્ઞાનિક જમાનામાં કોઇ પણ વસ્તુનો સ્વીકાર તેના બારીક નિરીક્ષણ, તલસ્પર્શી અભ્યાસ અને સૂક્ષ્મ પૃથક્કરણ પછી જ શકય બને છે. બુદ્ધિયુક્ત દલીલોની કસોટીમાંથી જે વસ્તુ પાર પડે તે ગ્રાહ્ય અને આદરણીય બને છે. સહશિક્ષણની બાબતમાં પણ આ ઘટના તેટલી જ સાચી છે.

સામાન્ય રીતે આજના જમાનામાં સહશિક્ષણ સંબંધે ત્રણ અભિપ્રાયો અસ્તિત્વ ધરાવે છે.

(૧) નર તથા નારીને સદાસર્વદા ભિન્ન જ રાખવાં. ઉભયનાં શિક્ષણ પણ નિરાળાં જ રાખવાં. પુરુષના પુરુષાર્થનું કાર્યક્ષેત્ર બાહ્ય જગત છે અને સ્ત્રીનું કાર્યક્ષેત્ર ગૃહ જ છે એવી વિચારસરણી ધરાવતો એક–પ્રથમ વર્ગ.

(૨) સ્ત્રી તથા પુરુષને–ઉભયને–એક જ પ્રકારનું શિક્ષણ આપવું. ભિન્ન શિક્ષણ તથા ભિન્ન સંસ્થાઓની નિરર્થકતા નિહાળતો તે દ્વિતીયવર્ગ.

(૩) ઉભયનાં લાક્ષણિક લક્ષણોને માનસશાસ્ત્રીય રીતિથી લક્ષમાં લઈ, પારસ્પરિક વિશિષ્ટ પૂરક તત્ત્વોને પોષણ આપવું તથા ઉભયનાં નૈસર્ગિક તત્ત્વોને સર્વાંગસંપૂર્ણ વિકાસની તક આપવી–તેમાં સક્રિય સહાય આપવી : આવી વિચારસરણી ધરાવતો પણ એક છે તૃતીય વર્ગ.

આ ત્રણે પક્ષોનો દાવો, પોતપોતાની દૃષ્ટિએ સાચા હોવાનો છે, છતાંયે કંઇક શાસ્ત્રીયતા તેમ જ આધુનિકતા ત્રીજા વર્ગમાં, પેલા બેની તુલનાએ વિશેષ છે. ત્યારે હવે આ સહશિક્ષણ સંબંધે અન્ય વિચારકો શું માને છે? આ વિષય સંબંધે ચર્ચા

કરવાનો મેં ઘણા વિચારકો સાથે પ્રસંગ પાડ્યો હતો. દરેકનાં સ્વતંત્ર મન્તવ્યોનું અહીં નિદર્શન થઇ શકે તેમ નથી અને તે એટલું બધું આવશ્યક પણ નથી. વિશેષમાં વળી કેટલાક વિચારકોના અભિપ્રાય તો એકસરખા આવ્યા છે. એટલે અહીં તો માત્ર ત્રણ જ વિચારકોના અભિપ્રાય ટાંકીશ. આ અભિપ્રાયોની ભાષા 'मक्षिकास्थाने मक्षिका' તેઓની નથી. માત્ર વિચારો જ તેઓના છે.

આચાર્ય શ્રી. આનંદશંકર બાપુભાઇ ધ્રુવના મત મુજબ પ્રાથમિક ને ઉચ્ચ કેળવણી દરમ્યાન સહશિક્ષણ આવશ્યક છે અને તે સફળ પણ નીવડી શકે. માધ્યમિક કેળવણી દરમ્યાનના સહશિક્ષણની સફળતા શંકાશીલ છે. એમાં પાપ થવાનો ભય નથી પણ અનેકવિધ ભૂલો થવાનો પૂરો સંભવ છે. જયાંસુધી વ્યક્તિઓ સ્પિરિટમાં રસ લેતી ન થાય ત્યાંસુધી આ વસ્તુ અશક્ય તો નહિ, પરંતુ જોખમકારક છે. હલકી ને વિકૃત કામનાઓનું દમન નહિ, પરંતુ ઊર્ધ્વીકરણ જ–(સબ્લિમેશન)–આની મદદે આવી શકે.

ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ શ્રી. હીરાલાલ એલ. કાજીના મત મુજબ સહશિક્ષણ, અલબત્ત, ઇષ્ટ છે, પણ તેને અંગેનો ઊહાપોહ અને ચેલછા નિંદ્ય છે. પ્રાથમિક આવશ્યકતા તો છે સ્ત્રીઓના શિક્ષણની અને પછી છે તેઓના સહશિક્ષણની. સહશિક્ષણની નીતિના અતિરેકમાં સ્ત્રીઓને શિક્ષણ આપતી એવી અન્ય સ્વતંત્ર સંસ્થાઓનાં બારણાં દેવાઈ જવાં જોઇએ નહિ.

શેઠ લાલભાઇ દલપતભાઈ આર્ટ્સ કોલેજના ગુજરાતીના અધ્યાપક શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠકના મત મુજબ: પ્રાથમિક ને ઉચ્ચ કેળવણીમાં સહશિક્ષણ જરૂરી છે. માધ્યમિક શાળાઓમાં તે બિનજરૂરી છે એમ કહેવાનો મારો મુદ્દો ય

આશય નથી; પણ હા ! હું એટલું તો જરૂર કહું કે તે અવસ્થામાં જવાબદારીનું ભાન નહિવત્ હોય છે અને સંયમશક્તિ ઓછી હોય છે.'

જેવી રીતે નાનાં ભુખાળવાં બાળકો ભૂખને આડે હાથમાં જે આવ્યું તે ખાઈ લે છે તેવી જ રીતે આ અવસ્થા દરમ્યાન પણ યુવક યુવતીઓમાં એવી પ્રબળ કામભૂખ જાગે છે અહીં જ તેઓ આડે રસ્તે દોરવાઇ જાય છે. તેઓને, નાના બાળકોની માફક સમજણપૂર્વક અટકાવી સાચું માર્ગદર્શન ચીંધવું જોઈએ. તેઓને માટે ધર્મ ને કવિતાનું શિક્ષણ આવશ્યક છે. અનેકવિધ તહેવારો દરમ્યાન ને સામાજિક સમારંભો દ્વારા તેઓનું સાત્વિક સાહચર્ય સાધવું જોઈએ. યુવક યુવતીઓમાં પરાક્રમી કાર્યો કરવાની, લાંબા પ્રવાસે ઊપડવાની ભાવના જાગ્રત કરવી જોઇએ. તેઓને નિરંતર કાર્યમાં રત રાખવાથી અયોગ્ય ઉંમરે જાગ્રત થતી કામેચ્છા વા કામભૂખ સમયની અવધ પાકયે જ તેના સાચા અને કુદરતી સ્વરૂપમાં દેખા દે.

## ૮ : ઉપસંહાર

**સહશિક્ષણના** આગમન ને આવકારમાં કાંઈ નડતરરૂપ હોય તો તે આપણું અઘોર અજ્ઞાન છે. આ અજ્ઞાન સાચી કેળવણીના અભાવને અંગે છે આ અજ્ઞાનરૂપી અંધકારને જ્ઞાનરૂપી પ્રકાશ જ ફેડી શકે. જ્યાં કેળવણી પ્રત્યે જ રુચિ નથી અને રુચિ હોય તોપણ અસહ્ય ગરીબી, રાજકીય ગુલામી ને આર્થિક પરતંત્રતાને લીધે તે રુચિ પ્રત્યક્ષ કાર્યમાં પરિણમી શકતી નથી ત્યાં સહશિક્ષણની પ્રથા પ્રત્યે ઉદાસીનતા સેવાય તે સાવ સ્વાભાવિક છે, સંભવિત છે; પણ સદાને માટે આ સ્થિતિ રહે તે અનિષ્ટ છે. કાળપ્રભુની સાથે વિકાસ કૂચ કરવી જ રહી.

સહશિક્ષણની જંગી પ્રયોગશાળા રશિયા છે. હિંદને અનુકૂળ ને હિતકર તત્ત્વો રશિયાની પદ્ધતિમાંથી પણ હંસનીતિ અનુસાર લેવાં જોઇએ.

ચકોર કેળવણીકારો, સાચા માનસશાસ્ત્રીઓ ને સેવાભાવી ડૉકટરોનું સ્થાન પણ આ પ્રથામાં અદ્વિતીય છે. આ પ્રથાને દેશવ્યાપી ને સફળ કરવા માટે તેઓની જંગી ફોજ ખડી કરવાની જરૂર છે.

આપણી શાળાઓમાં તેમ જ કૉલેજોમાં હાલ અપાતું સહશિક્ષણ શાસ્ત્રીય તેમ જ પદ્ધતિસરનું નથી. તે અધકચરું છે. જે તે જવાબદાર સત્તાઓએ આને સત્વરે શાસ્ત્રીય ને પદ્ધતિસરનું કરવું જોઇએ.

સહશિક્ષણની સફળતા જેટલી આદર્શમાં છે તેટલી વ્યવહારમાં નથી. સર્વ પ્રતિકૂળ પરિસ્થિતિઓનું ઉન્મૂલન કરી આ આદર્શ ને વ્યવહારનો સમન્વય રચવો આવશ્યક છે.

જમાનાનું પ્રધાન લક્ષણ ચંચળતા છે. આ ચંચળતામાં આપણે આપણું પ્રધાન ધ્યેય ભૂલી જઈએ છીએ અને ગૌણ ધ્યેયને પ્રધાન ધ્યેય ધારી બેસી ગૌણની નહિવત્ સિદ્ધિ પાછળ આપણે આપણી સર્વ સંચિત શક્તિઓનો દુર્વ્યય કરીએ છીએ. રાષ્ટ્રમનની આ ચંચળતા કટુ ફળ આપનારી છે. આ ચંચળતા જ આપણા નિયત ધ્યેયને ભુલાવે છે અને આપણા વિકાસને ખોળંબે નાખે છે. રાષ્ટ્રિય ચારિત્ર્યની શિથિલતા લાવવામાં આ ચંચળતા અગ્ર ભાગ ભજવે છે.

સહશિક્ષણની હિમાયત કરનાર વિશ્વવંદ્ય ગાંધીજીને પણ કેટલાક સમય અગાઉ પ્રસંગવશાત્, ચંચળવૃત્તિથી પ્રેરાઇ કેટલીક જુલિયેટો અનેક રોમિયોને ઇચ્છે છે અને કેટલાક

રોમિયો અનેક જુલિયેટો ઇચ્છે છે—તે સંબંધે દ્રવતા દિલે, પુણ્યપ્રકોપથી મર્મવેધી ટીકા કરવી પડેલી. તાજેતરમાં જ કાનપુરની ક્રાઇસ્ટ ચર્ચ કૉલેજના પ્રિન્સિપાલે ત્યાંની કૉલેજમાંથી સહશિક્ષણને દેશવટો દીધો છે. વિદ્યાર્થીનીઓએ આથી યુક્ત-પ્રાંતના શિક્ષણમંત્રી પાસે એક પ્રતિનિધિ મંડળ મોકલી પ્રિન્સિપાલના પગલાનો વિરોધ જાહેર કર્યો છે. પ્રિન્સિપાલનું આ પગલું કોમીવાદના મૂળમાંથી ઉત્પન્ન થતાં હુલ્લડો, મવાલીઓની ગુંડાગીરી અગર સહશિક્ષણ પ્રત્યેનો અવિશ્વાસ-ચાહે તે કારણોને આભારી હોય, પણ આમાંયે રાષ્ટ્રમનની ચંચળતા અલ્પાંશે ભાગ ભજવતી હશે. હૃદય, મન અને બુદ્ધિના સંસ્કારી અનુશીનલદ્વારા આ વિકારી ચંચળતાને દફે કરવી રહી.

અંતમાં સહશિક્ષણની સફળતા માટે બહુવ્યાપી લોકશિક્ષણ સમાજના જડ ને રૂઢિચુસ્ત માનસનો પલટો, નાગરિકતાના માહાત્મ્યનું સજ્ઞાનભાન, માનસશાસ્ત્રીય કેળવણી પદ્ધતિ, સ્ત્રીઓના સ્વતંત્ર વ્યક્તિત્વનો વિકાસ ને સ્વીકાર, કામમીમાંસા ને મનોવિકૃતિનું વૈજ્ઞાનિક જ્ઞાન, સંસ્કારી સમાજને શોભે તેવું આચાર ધર્મનું યથાયોગ્ય પાલન અને સંયમ, બ્રહ્મચર્ય, નીતિ ને ધર્મદ્વારા સાધેલું રાષ્ટ્રિય ચરિત્ર્યનું ઘડતરઃ આ સૌ તત્ત્વોનું અસ્તિત્વ પારાવાર આવશ્યક છે. આપણી આ સાધનાઓની સિદ્ધિ માટે આપણે સવેળા સિદ્ધાર્થ બનીએ !

અસ્તુ.

# ગૃહલક્ષ્મી કેવી હોવી જોઇએ?

'વાત્સલ્ય ને પ્રણયની રસહેલીવાળી,
ગૃહિણી તણા મધુર હાસ્ય થકી રૂપાળી,
સ્નેહે મઢેલી મહૂલી યદિ હોય નાની,
દીપે તથાપિ ઊજળી પ્રભુને ય પ્યારી.'

ધર્મપત્ની અને ગૃહલક્ષ્મી એ બંને શબ્દોમાં સામ્ય જણા છે; પરંતુ ધર્મપત્ની કરતાં ગૃહલક્ષ્મીનાં કર્તવ્યો ને ફરજ વધારે છે. એક સ્ત્રી આદર્શ ગૃહલક્ષ્મી બને ત્યાર પહેલ તેનો બાલ્યકાળ, કેળવણીકાળ તથા તેની કિશોરાવસ્થા વગે બાબતો ઉપર ધ્યાન ખેંચવાની ઘણી જરૂર છે; કારણકે આજન બાલિકા તે આવતી કાલની ગૃહલક્ષ્મી. તેના સંસ્કાર, તેન આદર્શો, તેની ભાવના અને તેનું જીવન કેવા પ્રકારે, કય વાતાવરણમાં અને કેવા સ્વરૂપમાં ઘડાય છે તે જાણવાથ તેના ભાવિ વર્તન માટે અનુમાન બાંધી શકાય છે.

એક બાલિકા જન્મે. તેનાં માતાપિતા આદર્શ ભાવના શીલ હોય, કુટુંબ ગર્ભશ્રીમંત હોય, આદર્શ ભાવનાવાળ તેની જન્મદાત્રી હોય, તો એ બધાંની છાપ એ બાલિકાન જીવન પર જરૂર પડે. જો માતા કેળવાએલી હોય તો શાસ્ત્રી રીતે બાળઉછેરની પદ્ધતિ પ્રમાણે તે પોતાનાં બાળકને ઉછેરે છે

ધીમે ધીમે એ બાળક મોટું થાય છે અને તેની સા ગૃહમાંથી જ તેના શિક્ષણની શરૂઆત થાય છે. તેને વખતસ ખાવાનું, શરીરની સ્વચ્છતા રાખવાનું, વખતસર ઊંઘવા વગેરે શિક્ષણ બાલ્યકાળથી જ માતા આપી શકે છે, કાર બાળકની પહેલી શાળા તે ગૃહ છે અને માતા એ જ તે મહાન ગુરુ છે.

બાલિકા યોગ્ય ઉંમરે પહોંચે ત્યારે તેને શાળામાં મૂકવામાં આવે. અને શાળા તો બાલિકાના ભાવિ ઘડતરનો સ્તંભ છે. શાળામાં તેની માનસિક અને શારીરિક શક્તિઓ કેળવાય છે અને તેને સંપૂર્ણ સ્વરૂપમાં ખીલવાય છે. તેના માનસને અનુસાર કેળવણીરૂપ ખોરાક અહીં તેને મળી શકે છે; અને એ શિક્ષણમાં એવાં તત્ત્વોનો સમાવેશ હોવો જોઈએ કે જે તેને ગૃહલક્ષ્મી બનાવી શકે.

ત્યાં તેને શાળા ઉપરાંત ગૃહકાર્યનાં મુખ્ય પાંચ અંગનું શિક્ષણ પણ મળે. પાકશાસ્ત્ર તેને અંગે તૈયાર કરવી જોઈતી તમામ સામગ્રી ને રેંટિયો ચલાવતો. તે સાથે તેનો ધાર્મિક અભ્યાસ પણ ચાલુ રહે. તેમાંથી મનન, ચિન્તવન તથા વાણી, વિચાર, વિનય ને વિવેક શીખી શકે. તેની નજર સમક્ષ મહાપુરુષો અને મહાન સ્ત્રીઓનાં આદર્શ જીવનચરિત્રોનાં પુસ્તકો મૂકે. તેનું મનન કન્યામાં તેમના જેવા ઉચ્ચ અને ભાવનાશીલ બનવાની મહત્ત્વાકાંક્ષા પ્રકટાવે, સંસારી મનુષ્યો પ્રત્યે તેની ફરજોનું દિગ્દર્શન કરાવે, મનુષ્યોની પરસ્પર ફરજો સમજાવે તથા પોતાના દેશ અને તેની વર્તમાન સ્થિતિનાં ચિત્રો તેની દૃષ્ટિ સમક્ષ મૂકે.

અહીંથી તે બાળા આવે છે યુવાકાળમાં. હવે માતાપિતા તેને ગૃહકાર્યને યોગ્ય શિક્ષણ આપે છે. પોતાના આદર્શ શિક્ષણથી તે કન્યા ઘરનાં મનુષ્યોમાં સ્નેહ અને માન મેળવી લે છે, ને પડોશીઓમાં પણ પ્રિય થઈ પડે છે.

ધીમે ધીમે શાળાની માયા મુકાઇ તેનું મન સંસાર પ્રત્યે દોરાય છે ને એક આદર્શ પત્ની બનવાના મનોરથ તે સેવે છે. અને પછી તે પ્રવેશે છે યોગ્ય પતિના ગૃહમાં, ગૃહલક્ષ્મી તરીકેની મહાન ભાવનાની ભાવભરી બનીને. અહીંથી જ તેનાં

ગૃહલક્ષ્મી તરીકેનાં પગરણનો પાયો રચાય છે. 'બેસનો રાજા ને આવતી વહુ'ના વર્તનની ઊંડી છાપ તેના સંબંધમાં આવનાર મનુષ્યો પર વહેલી અને સજ્જડ પડે છે. સારી કે માઠી જે છાપ પડે તે જલદી ભૂંસાતી નથી.

પતિના ગૃહમાં પ્રવેશતાં તે એને પોતાનું જ ગૃહ બનાવી દે છે. પોતે સમજે છે કે પતિના સંસારરથની તે સારથી છે ને પતિનાં સુખદુ:ખની સહચારિણી છે.

ગૃહલક્ષ્મી પોતાના સંસારને પ્રેમ, પવિત્રતા ને રસભાવનાથી સભર બનાવે છે,

'સંસાર એટલે દેવદેવીઓના નિવાસ' આ તેની એક અને અમૂલ્ય હોય ભાવના. પતિના ગૃહને શુભ અને કલ્યાણનું ધામ બનાવી તેની તે મહારથી બની રહે છે. ગૃહલક્ષ્મીનું કોઈ પણ કાર્ય કે પ્રવૃત્તિ કલા અને ઉજ્જવલ ભાવ વગરનું હોતું નથી; કારણ આદર્શ સ્ત્રી એ કલાની સર્જનાત્મક દેવી છે. તેના સૌંદર્ય-શૃંગાર, વિચાર-વાણી વગેરે નૈતિક જીવનનાં વિરોધી હોઈ શકતાં જ નથી.

ગૃહલક્ષ્મી સંસારનાં દુ:ખ, નિરાશા ને અસંતોષના ભડકાઓને પોતાની પરમ શક્તિથી સહેજે હોલવી શકે છે. સડતા સંસારને સુધારે, તેમાં આનંદ-ચંદનનાં છાંટણાં છાંટે અને તેને સુવાસિત બનાવે તે જ ગૃહલક્ષ્મી. ગૃહલક્ષ્મીનો જીવન મંત્ર હોય નિર્મળ પ્રેમ અને પવિત્રતા, શીલ અને સ્નેહ, સરળતા ને સાદાઈ, સાત્વિકતાને સ્વમાનપ્રિયતા. ગૃહલક્ષ્મીના ચારિત્ર્યની સુવાસ ચોપાસ સતત પ્રસર્યા જ કરતી હોય.

ગૃહલક્ષ્મી એટલે દાંપત્યજીવનમાં અમી સીંચનાર બુદ્ધિશાળીને કર્તવ્યપરાયણ કલાની સાક્ષાત પ્રતિમા અને પતિની

કહ્યાગરી ને ભાવનાની ઝીલનાર પત્ની. સંસારની જીવનયાત્રાએ સાથે સંચરીને, સંસારસાગરે જીવનનૌકામાં સુખ અને સંકટ સમયે સાથે રહી પોતે તરી પોતાના સહચારીને તારે તે જ આદર્શ ગૃહલક્ષ્મી. ગૃહલક્ષ્મીના ગુણોનું વધારે સ્પષ્ટીકરણ નીચેના શ્લોક પરથી જણાય છેઃ

कार्येषु मंत्री, करणेषु दासी, भोज्येषु माता, शयनेषु रंभा,
मनोनुकूला, क्षमया धरित्री, गुणैश्च शास्त्रो कुलमुद्धरान्ति ॥

પતિના જીવનસામ્રાજ્યમાં જે ઉમદા પ્રધાનની ગરજ સારે, ગૃહકાર્યમાં જે દાસીની ગરજ સારે, ભોજન સમયે જેમ માતા પોતાનાં બાળક તરફ વાત્સલ્યથી વર્તે છે તેમ પતિના સુખદુઃખના સવાલો પૂછીને તેને વાત્સલ્યથી જમાડે કે જેથી તેના જીવનનું બંધારણ સુદૃઢ રહે, પતિના અંતઃકરણને રીઝવવા પોતાનાં શૃંગાર ને વસ્ત્રો તેને ગમતી હોય તે જ ઢબથી ધારણ કરે અને પતિનાં તમામ સુખદુઃખમાં ભાગ લે તે જ ખરી ગૃહલક્ષ્મી. પતિના મનને અનુકૂળ એવું તેનું વર્તન હોય અને ક્ષમામાં પૃથ્વીની ક્ષમા જેવી–કે જે પૃથ્વી પોતાની ઉપર ગુજરતાં અનેક પાપો અત્યાચારોને નિભાવી લે છે અને ક્ષમા આપે છે તેવી–જેની ક્ષમાવૃત્તિ હોય, જેની સહનશીલતા પૃથ્વી જેટલી વિશાળ હોય, એવા શાસ્ત્રોક્ત ગુણો જે ગૃહલક્ષ્મીમાં પ્રવર્તતા હોય તે જ પોતાના ગુણોવડે કુળનો ઉદ્ધાર કરી શકે.

ગૃહલક્ષ્મી પોતાની કેળવણીથી પોતાના ગૃહ અને કુટુંબને આદર્શ બનાવી શકે છે. ગૃહરક્ષા એ જેનો ધર્મ છે, ગૃહકાર્ય સાથે સમાજ અને રાષ્ટ્રની સેવા કરવાની જેનામાં ભાવના હોય તે જ ખરી ગૃહલક્ષ્મી.

સાચી ગૃહલક્ષ્મી કુટુંબ, ઘર, પતિ ને સંતતિ તથા તેમનાં

મન અને ધર્મ એ બધાંની સંભાળ રાખે છે, પોતાનાં સંતાનો અને પતિની રસધારાને ઝીલી તેમાં દેશભક્તિ ભરે છે અને પોતાના પતિની સ્થિતિ તથા લાયકાતના પ્રમાણમાં તેનો માનમરતબો સાચવી તેને સુખસાગરમાં સ્નાન કરાવવા તત્પર રહે છે. હૃદયકંદરામાંથી કુટુંબવાત્સલ્યની સતત સરિતા વહેતી જ હોય છે.

ગરીબ અને આજારી મનુષ્યો પ્રત્યેની તેની ફરજો તે બરાબર સમજે છે. ગરીબોનાં દુઃખો નિવારવા, પ્રભુએ જો તેને આપ્યું હોય તો તે દ્રવ્યથી નિવારી શકે છે અને નહિ તો આશ્વાસનનાં બે મીઠાં વચનોથી ફૂલ નહિ તો ફૂલની પાંખડી આપીને પણ ગરીબનાં દુઃખ નિવારી શકે છે પોતાના ગૃહમાં કરકસરથી બચાવેલું ધન તે ગરીબો માટે ખર્ચે છે અને પોતાના મોજશોખ ઓછા રાખી તેમાંથી બચાવેલા ધનનો સદુપયોગ દેશસેવામાં કરે છે. પોતે ઉદાર રહી પોતાનાં બાળકોને ઉદારતા શીખવેછે.

ગૃહલક્ષ્મીની ભાવના ઉચ્ચતમ હોય, આદર્શમયતા એ તેના જીવનનો સિદ્ધાંત હોય જેનું જીવન સાહજિક રીતે જ ઉચ્ચ આદર્શથી ભરેલું હોય, જેનું વર્તન આદર્શથી ઓતપ્રોત રસતરબોળ થયેલું હોય તે જ ગૃહલક્ષ્મી.

આદર્શ ગૃહલક્ષ્મી પોતાનું ઝૂંપડું સુધારે અને રાષ્ટ્રની સુધારણાની સાધક બને.

આદર્શ ગૃહલક્ષ્મી તે, જેનું જીવન સાદું ને મનન ઊંચું હોય, જે વાસનાઓમાં વૃદ્ધ અને ક્ષમામાં બાળક હોય, સહનશીલતામાં સીતા, સ્નેહમાં સાવિત્રી અને બુદ્ધિમાં ગાર્ગી હોય. તે જ ગણી શકાય સાચી સ્રી.

ગૃહલક્ષ્મી તે જ કહેવાય જે સંયમ, સદ્‌ગુણ, અને

સ્વાતંત્ર્યની મહત્તાથી ઓપતી હોય—પ્રકૃતિ અને પુરુષના પરસ્પર સંબંધની અનિવાર્યતા સાબિત કરતી હોય.

'પ્રતિષ્ઠા ગૃહિણી તણી, ગૃહકર્તવ્યની માંય,
તારે ગૃહ પ્રિયતમ તણું અંતે સ્વર્ગ જવાય.'

પુરુષ જો સૂર્ય બને તો પોતે પ્રકાશ બને અને બીજાને પ્રકાશવાન બનાવે. પુરુષ જો સમુદ્ર બને તો પોતે સમુદ્રની મીઠી લહેર બને; પુરુષ જો પવન બને તો પોતે ગતિ; પુરુષ જો સૂત્રધાર બને તો પોતે નટી; પુરુષ સતાર તો પોતે સંગીત; પુરુષ શાસ્ત્ર તો પોતે કલા; પુરુષ ન્યાય તો પોતે કરુણા; પુરુષ ઓજસ તો પોતે સૌંદર્ય; પુરુષ શબ્દ તો પોતે અર્થ; પુરુષ બળ તો પોતે ધૈર્ય; પુરુષ વાસના તો પોતે સંયમ; પુરુષ ઈચ્છા તો પોતે સિદ્ધ; પુરુષ અગ્નિ તો પોતે જ્વાલા; પુરુષ ઝેર તો પોતે અમૃત; પુરુષ બીજ તો પોતે ધરણી; પુરુષ પુષ્પ તો પોતે પરાગ; પુરુષ છાયા તો પોતે શાન્તિ; પુરુષ રથ તો પોતે ચક્ર; પુરુષ કાર્ય તો પોતે વાચા; પુરુષ વિચાર તો પોતે હૃદય, અને પુરુષ જગત તો પોતે આત્મા.

જગતમાં જેટલા પ્રકારની કોમળતા, દયા અને પ્રીતિ છે તેનો સાર કાઢી વિશ્વકર્માએ સ્ત્રીહૃદય નિર્મ્યું છે અને દરેક ગૃહમાં "गृहिणी गृहमुच्यते" કહેવાય છે.

પુરુષને બહારના જીવનમાંથી, કંટાળા ભરેલાં કાર્યોમાંથી મુક્ત થવાનું વિશ્રાન્તિસ્થાન તે ગૃહ. એ ગૃહને આનંદનો સુવાસિત બાગ બનાવવો એ દરેક સ્ત્રીની ફરજ. થાક્યોપાક્યો પુરુષ ત્યાં વિશ્રાન્તિ લઈ શકે અને એ બાગને નવપલ્લવિત રાખવામાં પોતાની પત્નીનો હિસ્સો જોઈ ઘડીભરને માટે તેનાં સર્વ દુઃખો વીસરી જોઈતી શાન્તિને સંતોષથી હર્ષિત બની રહે છે.

પોતાના હૃદયને બુદ્ધિથી અજવાળે તે જ કહેવાય ખરી ગૃહલક્ષ્મી; પતિની અવિરત પ્રેરણાને ઝીલનાર મહાન શક્તિ તે સ્ત્રી. સ્વ. રમણભાઇએ પણ કહ્યું છે કે

'પ્રતિષ્ઠા સ્ત્રી કેરી સકલ રહી છે સ્ત્રીત્વની મહીં
વસ્યું તેને સ્ત્રીત્વે પુરુષ સરખું માનવપણું.'

અને કવિશ્રી લલિતજીએ તો ગૃહલક્ષ્મીને—નારીને 'નારાયણી'ના અતિ ઉચ્ચતર સંબોધનથી સંબોધી છે. અને ગૃહલક્ષ્મી તેને પોતાના વર્તનથી નારાયણીના નામને સાર્થક કરી શકે છે તે કવિશ્રી લલિતજીની જ નીચેની કડીઓ પરથી જણાય છે:

'દુઃખની નિવારનાર નારી તું નારાયણી !
ભવ ત્વરાથી તારનાર નારી તું નારાયણી !
નરને નીવડાવનાર નારી તું નારાયણી !
અમર ફળ ઉતારનાર નારી તું નારાયણી !

. . . . . .

ગૃહસ્વરાજ્ય દોરનાર નારી તું નારાયણી !
પ્રભુપદ સહ વિચરનાર નારી તું નારાયણી !

ગૃહલક્ષ્મી પોતાનું જીવન તો ઘડે છે, પણ પુરુષના પૌરુષનું જીવન પણ ઘડે છે.

ગૃહલક્ષ્મીનો ગૃહિણીસંબંધ આટલેથી સંપૂર્ણ નથી થતો. તે પોતાનાં કુટુંબીજનો, સગાંવહાલાં અને સમાજ પ્રત્યેની ફરજો પણ સમજે છે.

માતાપિતા, બંધુભગિની વગેરે પિયરીઆંનો સ્નેહ તો એણે બાલ્યકાળથી જ સંપાદિત કર્યો હોય છે જ. પરંતુ શ્વસુરગૃહે આવ્યા પછી સાસુસસરા, નણંદ, દેરાણીજેઠાણી ઘરનાં

બીજાં સગાંવહાલાં અને પાડોશીઓ તરફ પણ તે નમ્રતાથી જ વર્તે છે. અહીં વિચારશક્તિ, ખામોશ, વિનય ને વિવેક—એ તેના મુખ્ય ગુણ બની રહે છે.

જે ભક્તિભાવથી, જે વાત્સલ્યથી તે પોતાનાં માતપિતાની સેવા ઉઠાવે છે તે જ ભક્તિભાવના પ્રવાહને સાસુ સસરા તરફ વાળે છે અને તે છતાં કંઈ પોતાનાં માતપિતા તરફના સ્નેહમાં જરાપણ ઘટાડો થતો નથી. આ રીતે સમજુ ગૃહિણીને ગૃહકાર્ય કરતાં નથી આવતો કંટાળો કે નથી ઊપજતો ત્રાસ. પુલકિત વદને, હસતે મુખડે તે પોતાની ફરજ ઉઠાવે છે. પોતાની રસિકતાથી, કલા ને સૌજન્યથી તે સૌના જીવનમાં સંતોષ ને શાંતિના સ્વસ્તિકોના રંગો પૂરે છે ને પતિની પણ 'ગૃહિણી, પ્રધાન, ને પ્રિય શિષ્યા લલિત કલા વિધૌ' બની રહે છે.

વળી એક જૂના કાવ્યમાં પણ ગૃહિણીની ગૃહકલાના સંબંધમાં કહ્યું છે કે

રજકણમાંથી રત્ન બનાવે રસિક ચતુર ગૃહિણી
પ્રાણચેતને કરે મલ્લી વીજળી સમ ઊજળી
—અહા એ રસિક ચતુર ગૃહિણી.

રંક પતિનું રળતર પણ તે લક્ષગણું ગણતી
જનની ભગિનીના ભાવ સ્મરાવે અજબ અમીઝરણી;
અહા એ ગુણિયલ ગૃહિણી.

ગૃહલક્ષ્મી માતા તરીકેની મહાન ફરજને સંપૂર્ણપણે સમજે છે. તે શૃંગાર ખીલવી શકે છતાં વિષયમાં લોલુપ ન ન હોય. તેના જીવનમાં સંયમની સૌરભ પ્રસરતી હોય, વિલાસની દુર્ગંધ નહિ. પોતે અદ્‌ભુત સંયમશક્તિ કેળવે ને એ સંયમને અંતે તે વીર પુત્રને જન્મ આપે.

'જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર,
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર,'

તે નવ નવ મહિને કુટુંબને, સમાજને અને દેશને બોજારૂપ થઇ પડે એવાં બાળકોને જન્મ આપવાનું પસંદ ન કરે. તે તો સમાજને ચરણે ધરે પોતાના અદ્ભુત પ્રેમની પ્રસાદીરૂપ વીર કુમારો ને કુમારિકાઓ. તે પોતે સમજે છે ને પોતાના પતિને સમજાવે છે કે વિષયને ખાતર પ્રજા પેદા કરવી એ દાંપત્યજીવનનો ઘોર અપરાધ છે.

તે માતા પોતાના બધા સંસ્કારો પોતાના બાળકમાં ઉતારે છે. તેમાં સદ્વૃત્તિ ને સંયમનું સિંચન કરે છે.

એક આદર્શ ગૃહિણી-માતાનું ગૃહજીવન ગૌરવભર્યું, સંયમી ને પ્રતિભાવાન હોય જ્યારે તે બાળકને પયપાન કરાવે કે પારણે ઝુલાવે ત્યારે તેના મગજમાં ન હોય વ્યવહારની વિષમતાના વાયુ કે વૈરની વૃત્તિના વિચાર. પોતાના પ્રાણ અર્પી પોતાના બાળકમાં બુદ્ધનું હૃદય, યુધિષ્ઠિરની ક્ષમા, કૃષ્ણનો યોગ અને વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજીની અનાસક્તિ ને સમદષ્ટિનાં સિંચન તે સિંચે.

પોતાના પુત્રમાં તે પ્રકટાવે મહત્ત્વાકાંક્ષાઓ-ભાવનામાં ભીષ્મ બનવાની, નેપોલિયન અને કમાલ પાશા બનવાની કે તિલકની; અને પુત્રીમાં સીતા, દ્રૌપદી, કે જોન ઑફ આર્ક બનવાની. કહ્યું છે કે:

'उपाध्यायान्दशाचार्य, आचार्याणां शतं पिता,
सहस्रं पितृन्माता, गौरवेणातिरिच्यते.'

મનુષ્યત્વને ઘડનારી મહાન શક્તિ તે જ ગૃહલક્ષ્મી. ગૃહલક્ષ્મીની એ જ હોય પોતાનાં સંતાનો પ્રત્યેની ફરજો.

ગૃહલક્ષ્મી પોતાના સમાજમાં પણ છૂટથી ભળે છે સમાજમાં કયાં કયાં કુરિવાજોના સડાઓ છે તે પોતે સમજે છે. પોતાને ઘેર પ્રસંગ આવે ત્યારે બીજાંઓની ટીકાની દરકાર રાખ્યા વગર જ તે કુરિવાજ બને તેટલો દૂર કરે છે. ખોટી હઠ, ખોટા મોજશોખ, ખોટી મોટાઈ કે ખોટા લ્હાવા લેવાની તેને જરાએ ઇચ્છા થતી નથી. સમાજમાં તે પ્રફુલ્લતા અને વિનોદનું વાતાવરણ સર્જી સમાજના અગ્રણીઓનાં દિલ જીતી લે છે અને સમાજ કે જ્ઞાતિની નિંદાખોર વ્યક્તિઓને પોતાના વ્યક્તિત્વની પ્રભાથી આંજી તેમને પોતાને ચરણે નમાવવાની શક્તિ પ્રાપ્ત કરે છે.

જૂની અને સંકુચિત પ્રણાલિકાઓ, સડેલી માન્યતા ને નિર્માલ્ય સમાજરચના સામે તે યુદ્ધ મચાવે છે.

આ બધી ફરજો ઉપરાંત પોતાના દેશ પ્રત્યેની ફરજો તે ભૂલી જઈ શકતી નથી. દેશ સ્વતંત્ર હોય તો તેની રક્ષા કાજે તે પોતે તત્પર રહે અને પતિ, પુત્ર તથા અન્ય વ્યક્તિઓને તેનાં પ્રેરણામૃત પાય.

દેશ જો પરાધીન–પરતંત્ર હોય તો પરદેશીઓની લોહ-શૃંખલાઓથી મુક્ત કરવા–સ્વતંત્ર બનાવવા પોતે પોતાની જાતને હોમવા તૈયાર રહે. પોતાના પતિને ને પુત્રને વિના સંકોચે સમરાંગણમાં પાઠવે અને પોતે તેમાં એક અને અજોડ-પણે ઊભી રહી કહે છે કે:—

સખી! મ્હારી કાન્તિમાં જોગણી મા ખપ્પર ઝીલે,<br>
સખી! મ્હારે કંકણે પ્રલયગીત ગાજે છે જો;<br>
કુંળી રાજપુત્રી તો ય હું તો વીરાંગના રે લોલ.

દેશનું ભાગ્ય ઘડનારી મહાશક્તિની, જગત પર શાસન

કરનારી સમ્રાજ્ઞીની ને ગૃહરાજ્ઞીની આદર્શભાવના એક જ હોય છે. આમ એક આદર્શ ગૃહલક્ષ્મી એટલે અન્યની માફક પતિની શૃંગારિક ઢીંગલી કે ગૃહની ચાકરડી નહિ, પરંતુ સંસારની અધિષ્ઠાત્રી છે, જે પોતાનાં કાર્યક્ષેત્રમાં પોતાની કુશળતાથી ઘૂમે છે તથા નમ્રતા અને વિવેકની વિશારદતાથી દુઃખો સહી શકે છે, કૃતઘ્નતાનાં વાવાઝોડાં સામે અડગ ધૈર્ય દાખવી શકે છે, ધીરજથી સંસારનો કાંટાવાળો માર્ગ કાપી શકે છે તેમ શ્રદ્ધા અને સ્નેહથી અન્યાયો સામે કળા અને બહાદુરીપૂર્વક બંડ જગાવી કેસરિયાં કરી શકે છે. આવી આદર્શ ગૃહિણીને જિંદગી એ એક રમત સમાન અને દાંપત્ય તેને મન મંગળ માર્ગ સમાન દેખાય છે. અને જ્યારે આવાં

'સજાત જોડાં જાતભોગથી પૃથ્વી પર પરવરશે,
અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં સંતાન હિંદમાં સરશે,
ત્યારે દેવો અવતરશે, સ્વર્ગસમ સુંદર હિંદ થશે.'

મોજશોખને બદલે સુંદરતા, ફેશનને બદલે શિષ્ટતા ને પ્રતિષ્ઠા, હઠને બદલે પ્રસન્નતા ને આત્મસંતોષ, હરવાફરવાના શોખને બદલે ગૃહને પરસ્તાન બનાવી ત્યાં શાંતિનું સામ્રાજ્ય સ્થાપવાના કોડને સેવે છે. એક આદર્શ ગૃહિણી આદર્શ ગુરુ, માતા અને કુટુંબપોષિતાનો ભાર સરળતાથી વહી શકે છે. આદર્શ આર્યા ને ગુણસુંદરી જેવી સ્ત્રીને શું અશક્ય છે? વળી સ્ત્રીનો આત્મા સુંદરતા, સ્વચ્છતા, સુવ્યવસ્થા, બાળઉછેર, ગૃહવ્યવસ્થા અને એથી યે વધારે સુધારણા કરવા માટે સર્જાયો છે.

# ગૂજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ

સંસ્કૃતમાં કહ્યું છે કે નાઽયમ્ આત્મા બલહીનેન લભ્યઃ । ઉપનિષદમાં બલમ્ ઉપાસ્સ્વ નો ઉપદેશ કર્યો છે, અને ગાંધીજી જેવા આજે ઉચ્ચારે છે " બ્રહ્મચર્ય અને સંયમ પાળો, વીર્યનું રક્ષણ કરો, શક્તિશાળી બનો "

શક્તિશાળી માનવ સ્ત્રી કે પુરુષ આ જગતમાં સહેતુક, અર્થપૂર્ણ જીવન ગાળે છે. પોતાના જીવનથી અનેકનાં કલ્યાણ કરે છે. શરીરસંપત્તિ એ જ મુખ્ય અને જીવનનું અદકું અંગ છે. તેના પછી જ માનસિક અને આધ્યાત્મિક સંપત્તિનો ખ્યાલ પણ આવી શકે. શક્તિશાળી જ મહાન બુદ્ધિશાળી બની શકે છે અને મહાન દૈવીશક્તિ, નૈતિક અને ઉચ્ચ આદર્શમય જીવન પ્રાપ્ત કરે છે.

શરીરસંપત્તિ એટલે શું? માનવનું શરીર કેવું હોવું જોઇએ? શારીરિક સંપત્તિ એટલે માનવનું શરીર ખડતલ, સુદૃઢ, સ્વાસ્થ્યપૂર્ણ, શક્તિશાળી, વીર્યવાન અને લોખંડી હોવું જોઈએ. માનવ પોતે દરેકે દરેક આપત્તિઓ સામે, દરેક પ્રતિકૂળતાઓ અને દુઃખદાયક પ્રસંગોમાં પોતાની શરીરની શક્તિથી બીજાને આંજી નાંખે તેવો પૂર્ણ શાંતિભર્યો સામનો કરી પોતાની સાચી શક્તિનો ખ્યાલ આપે.

સામાન્ય ગૂજરાતીએ કેવી અને કેટલી શરીરસંપત્તિ સાધ્ય કરી છે? પોતાનું શરીર સુદૃઢ અને બલવાન રાખવા શા ઉપાયો લે છે? પોતાની શક્તિ સંયમી અને નીતિમય જીવન જીવી સાચવી રાખે છે? પોતે બીજાને શરીરસંપત્તિમાં આદર્શરૂપ લાગે છે? પોતે નિયમિત અને આરોગ્યપૂર્ણ જીવન ગાળી બીજાને તેવા બનવા માટે પ્રેરણારૂપ બને છે? આવી રીતે પોતે

પોતાનું જ આત્મનિરીક્ષણ, પોતાની આત્મપરીક્ષા કરે છે? પોતે પોતાના શરીરને બલવાન, પુષ્ટ બનાવવામાં કેટલો આનંદ લે છે?

ગૂજરાતી તરીકે તમને ગૂજરાતભરની પ્રજાનો ખ્યાલ આવ્યો છે? ગૂજરાતીઓ અને ગૂજરાતણો, તેમનાં નાનાં બાલક બાલિકાઓ, જુવાન યુવક-યુવતીઓના દેહસૌન્દર્યના પિપાસુ છો? તેમના દેહ સપ્રમાણ, સુરેખ, માંસલ, આરોગ્યમય અને પૂર્ણવિકસિત. બલિષ્ઠ અને તેજસ્વી, લોહી ઊછળતા અને ધરખમ, ખડતલ અને અડગ, પડછંદ અને લોખંડી જેવા અધીરા બન્યા છો? આતુર ને વિસ્મિત નયને રાહ જોઈ છે? એવી દેહસંપત્તિ પ્રાપ્ત કરવા વિચાર સરખો પણ આવ્યો છે?

ગૂજરાતી સ્ત્રી કે પુરુષ-બંનેની શરીર સંપત્તિમાં-બંનેના દેહમાં મહત્ત્વનો ભેદ કેટલો છે? પુરુષની શરીરસંપત્તિનો ખ્યાલ કરો કે સ્ત્રીની શરીરસંપત્તિનો ખ્યાલ કરો. મને તો લાગે છે કે ગુજરાતી સ્ત્રીઓ પુરુષો કરતાં શરીરસંપત્તિમાં ઊંચી સપાટી પર નથી. છતાં થોડો ભેદ સ્વભાવે પણ હોય. પુરુષો પ્રકૃતિથી જ ખડતલ અને બલવાન હોય. પુરુષોનો બાંધો જ સ્ત્રીઓના કરતાં કાંઇક વધારે મહેનત કરી શકે તેવો, વધારે રખડી શકે તેવો, વધારે કઠણ અને મજબૂત, સ્વભાવે જ બલવત્તર હોય છે. સ્ત્રીઓનું શરીર નાજુક અને કોમળ જાતિભેદને લઇને જાણે કે પ્રકૃતિએ જ માતાને યોગ્ય એવો દેહ આપીને, સામાન્ય રીતે સુંદર, નાજુક અને માંસલ હોય છે.

આજે પશ્ચિમના દેશોમાં યુદ્ધ ખેલાઇ રહ્યું છે તેમાં ત્યાંના દેશોની સ્ત્રીઓ પુરુષોની માફક જ સક્રિય ફાળો આપે છે, જ્યાં ફક્ત પુરુષો જ પોતાના સાહસોથી અને શૌર્યથી વિજય પામતા હતા, તેવાં અનેક ક્ષેત્રોમાં સાહસિક કાર્યો કરી ફક્ત એવાં સાહસો જ નહિ પરંતુ તેમની હરીફાઇમાં એમને ટપી જાય એવી

શક્તિ દાખવી છે. આ વસ્તુ શ્રી નરહરિભાઈ પરીખે "કન્યાને પત્રો"માં ઘણી સારી રીતે મૂકી છે. છતાં પણ કુદરતે જે શરીર, જે દેહ આપ્યો છે અને તે સ્ત્રીદેહ સાચી માતા બનવાને અને એવાં પુરુષનાં સમાન કક્ષાનાં અને પુરુષસમ સાહસો કરતાં સાચી માતા બની પોતાનાં બાલકોનું જીવન ઘડી, જગતને મહાન પુરુષ રત્નોની ભેટ આપે તે ઓછી નથી.

જ્યારે આજે આખા ગૂજરાતભરમાં નજર નાખીએ તો આપણી માતા, બહેનો, પુત્રીઓની, શરીરસંપત્તિનો ખ્યાલ કરીએ. અત્યારે તેમનાં શરીર માતા થવાને, સશક્ત વીર્યવાન પુત્રપુત્રીઓને જન્મ આપવાને કેટલાં યોગ્ય છે, એ વિચારીએ તો ગૂજરાત એ વિશે ઉદાસીન છે, બેદરકાર છે અને જરાપણ ભોગવિલાસના ખાડામાંથી સપાટી ઉપર આવી પોતાનાં, બાલક બાલિકાઓનાં, સ્ત્રીઓનાં શરીર વિશે વિચાર કરતું થયું નથી. આપણને શરીર સશક્ત બનાવવાની જાણે કે સૂગ ના હોય, તેના તરફ આપણું મન ના જ જતું હોય એમ આપણે આપણા દેહ વિશેના વિચારોમાંથી અલિપ્ત રહેવા માગીએ છીએ.

આપણી સ્ત્રીઓનાં શરીર સમગ્ર દૃષ્ટિએ અવલોકન કરતાં દુર્બલ, અશક્ત, માંદલાં, નાજુક, ટાપટીપિયાં ભોગવિલાસી અને ફિસિયારાં બની ગયાં છે ગૂજરાતી સ્ત્રીઓ ભાગ્યે જ સોમાંથી એક પણ કોઇને કોઈ દર્દના ભોગથી પિડાતી નહિ હોય છતાં તેઓ વિષયમાં, ભોગવિલાસમાં, મોજશોખમાં, અપટુડેટ છેલ્લી ફેશનમાં અને પહેરવેશ અને અલંકારોથી પોતાનાં શરીરોને લાદવામાં મશગૂલ રહે છે, જરા પણ પોતાના શરીર વિશે–મન, બુદ્ધિ કે આત્મા વિશેની વાત જ શાની? વિચાર કરવાની પણ ફુરસદ નથી લેતાં. સુંદર ચમક ચમક થતી રેશમી કિનારવાળી સાડીઓમાં અને વિવિધ શણગારોમાં દેહને મઢવામાં–પોતાનો પુષ્કળ સમય ગાળે છે. ખાવાપીવા

અને હરવાફરવા સિવાય જાણે કે ગૂજરાતીઓ માટે ઈશ્વરે કાંઈ બીજું નિર્મિત નથી કર્યું. સુંદર કપડાંની અંદર રહેલા શરીરમાં દૃષ્ટિ લઈ જાઓ અને જોશો કે એ શોભામાં તેજ નથી, સૌન્દર્ય નથી, નથી તેમાં બળ કે શક્તિ, નથી એ સોહામણો કે માંસલ, માર્દવભર્યો દેહ. આ આપણી ગૂજરાતણો ! ગૂજરાતણો સ્નેહનો, ઔદાર્યનો, ઉદારતાનો, સહિષ્ણુતાનો, નમ્રતાનો, વિવેક વિનયનો, આર્દ્રતાનો પાઠ આપી રહી છે પણ આપણી માતાઓ બની આપણને શક્તિનો, બળનો, દૃઢ નિશ્ચયી અને નિયમિત જીવનનો બોધ આપી આરોગ્યમય અને સુદૃઢ, સુંદર અને વજ્ર જેવો બલવાન, દેહ ઘડવાનો પાઠ આપે એવી પ્રભુ પ્રત્યે નમ્ર પ્રાર્થના.

ગૂજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ અત્યારે કેવી છે? કેટલા પ્રમાણમાં સારી નરસી છે? આધુનિક સ્થિતિમાં શા ફેરફાર કરવા? એવા અનેક પ્રશ્નો ઉત્પન્ન થાય. જુદા જુદા વર્ગોની સ્ત્રીઓની આધુનિક સ્થિતિ કેવી છે? તેનો પૂરો વિચાર કરીએ ત્યારે જ ગૂજરાતની સ્ત્રીઓની શરીરસંપત્તિનો ખ્યાલ સહેજે આવી શકે.

ગૂજરાતની સ્ત્રીઓની શારીરિક સંપત્તિ હિંદના બીજા પ્રાંતોની સ્ત્રીઓની શરીરસંપત્તિથી કેટલી વધારે સારી કે નરસી, તેઓની વચ્ચેનો ભેદ અને સુમેળ, તથા તેનાં કારણોનો ઇતિહાસ આપણી સમક્ષ આવે ત્યારે જ આપણી સ્ત્રીશક્તિની નિર્બળતાઓ, ખામીઓ, ઉણપનો ચિતાર આપણા મન સમક્ષ આવી શકે અને તેમાંથી કયા દોષો કેવા ઉપાયોથી અને કેવી સહપ્રવૃત્તિઓ-થી નિર્મૂળ કે ઓછા કરી શકાય?

તેમ જ બીજા દેશોની સ્ત્રીઓની શારીરિક સંપત્તિનો પૂર્ણ અભ્યાસ, તેમની પ્રવૃત્તિઓની ઘટનાઓ, તેમની સ્ત્રીજાગૃતિ, કાર્યકર્તાઓની પ્રવૃત્તિઓનો અને એવાં મંડળોનો, સંસ્થાઓનો ઊંડો પરિચય લઈ તેમાંથી સારાસારનો વિચાર કરી, જે

આપણી સ્ત્રીઓના વિકાસને યોગ્ય એવી પ્રવૃત્તિઓનું મંડાણ અને મંડાણ પછી શુદ્ધ ભાવનાવાળા કાર્યકર્તાઓથી એવી પ્રવૃત્તિઓ સતત જીવંત અને ચેતનવંતી રાખી શકીએ ત્યારે સમગ્ર દર્શને આપણે આપણી સ્ત્રીઓના શારીરિક વિકાસમાં કાંઇક મહત્ત્વનો ફેરફાર કરી શકીશું.

સામાન્ય દૃષ્ટિએ વિચારીએ તો આપણી સ્ત્રીઓ કરતાં સામાન્ય રીતે ઉત્તર હિંદની સ્ત્રીઓનાં શરીર વધારે મજબૂત અને બલવાન હોવાં જોઇએ. તેવી જ રીતે દક્ષિણ હિંદમાં પણ સામાન્ય રીતે મરાઠી કે દક્ષિણી સ્ત્રીઓનાં શરીર વધારે કસાયેલાં અને સશક્ત હોય એમ જણાય છે. ત્યારે બંગાળાની સ્ત્રીઓનો વિકાસ શારીરિક નહિ પણ માનસિક અને બૌદ્ધિક વધારે. તેવી જ રીતે મદ્રાસ પ્રાંતમાં પણ બૌદ્ધિક અને માનસિક વિકાસમાં ઘણી આગળ વધેલી ત્યારે શારીરિક વિકાસમાં એટલી બધી નહિ, છતાં પણ સામાન્ય રીતે હિંદ ખેતીપ્રધાન દેશ હોઇને ગરીબ, ખેડૂતવર્ગ અને મજૂરવર્ગની સ્ત્રીઓનાં શરીર જેટલાં ખડતલ, સશક્ત અને સહન કરવાની શક્તિવાળાં હોય છે તેટલાં મધ્યમ અને ઉચ્ચવર્ગની સ્ત્રીઓનાં શરીર નથી હોતાં.

ગૂજરાતની સીમા એક બાજુ આબુથી માંડી બીજી બાજુ થાણા સુધીની ગણી શકાય. આબુથી આગળ રાજપૂતાના પછી દિલ્હી, આગ્રા અને પંજાબ, સરહદી પ્રાંતો સુધી જઇએ. મારવાડથી માંડી ઠેઠ પેશાવર સુધીનો આખો પ્રદેશ એવો છે કે જ્યાં વીરો પાકે છે. એ બલસંપન્ન પુરુષોની ભૂમિ છે. પુરાણા હિંદનો ઇતિહાસ ઉકેલો તો જણાશે કે એ ભૂમિ વીર યોદ્ધાઓની હતી અને આજે પણ છે. ત્યાંનાં સ્ત્રી પુરુષોની શરીરસંપત્તિ સારી હોય એ સ્વાભાવિક છે, કારણ કે એ પ્રદેશ પહાડી છે, એ પ્રદેશ ફળદ્રુપ છે અને સાથે એ પ્રદેશમાં

પુષ્કળ ઠંડી ને ગરમી પણ પડે છે.

પણ ત્યાંના લોકો શરીરે તગડા છતાં બુદ્ધિમાં મંદ હોય છે. ત્યાંના લોકો સામાન્ય રીતે ધાર્મિક મનના અને શ્રદ્ધાળુ હોય છે, અજ્ઞાન હોય છે; તો પછી ત્યાંની સ્ત્રીઓની તો વાત શી? તેમની સ્ત્રીઓ તદ્દન અભણ, અજ્ઞાન, ધર્મઘેલી હોય છે. તેમનાં શરીર બલસંપન્ન હોય છે. તેઓ સારાં બાળકોની માતાઓ હોય છે. ત્યાં પ્રદેશ જ એવો છે, કે ત્યાં રહેતાં માનવો સશક્ત અને બલવાન બને. નહિ તો ત્યાંના રીત-રિવાજો, ત્યાંના કુસંસ્કારો અને ત્યાંના જીવનની રહેણીકરણી એટલી ગંદી ને ખરાબ હોય છે, કે ત્યાંની આમ પ્રજાની-ગરીબ અને શ્રમજીવી વર્ગની-સ્ત્રીઓને પુષ્કળ સહન કરવાનું હોય છે. ત્યાંની ભૂમિ અને આબોહવા આવી ન હોત, તો આજે ઉત્તર હિંદ એવા સારા યોદ્ધાઓ માટે જે અભિમાન લે છે તે ના લઈ શકત.

ઉત્તર હિંદની સ્ત્રીઓની કેટલીક કરુણ કથાઓ સાંભળવામાં આવે છે. તેમનાં અજ્ઞાનની વાતો જ્યારે સાંભળીએ છીએ, તેમની અસહાયતાની, તેમની વિધવાઓની, વેશ્યાજીવનની બેહાલ સ્થિતિની અને ત્યાંની નીતિભ્રષ્ટતાની વાતો જ્યારે સાંભળીએ છીએ ત્યારે દયા અને શોકથી હૃદય ભરાઈ આવે છે.

દક્ષિણની સ્ત્રીઓ બલસંપન્ન અને સ્વાસ્થ્યપૂર્ણ જણાય છે. તેઓ ફક્ત બલવાન અને શક્તિશાળી જ એકલી નહિ પણ બુદ્ધિશાળી અને કેળવાયેલી પણ હોય છે. તેમાં મરાઠાની જાતિ પાછી એકલી બલસંપન્ન અને શ્રમ કરીને જ અને પોતાની શારીરિક શક્તિ ઉપર નિર્ભર રહે છે.

બંગાળામાં સ્ત્રીઓની શારીરિક સ્થિતિ અત્યારે તો સામાન્ય ગણાય. ત્યાંની પ્રજાનો માનસિક વિકાસ શારીરિક કરતાં અનેકગણો વધારે સારો છે. બંગાળાની પ્રજા આમ સુસ્ત

અને પોતાનાં શરીરો પાછળ બેદરકાર, છતાં તેમાંથી વીર પુરુષો નીકળી આવે છે.

ત્યાંની સ્ત્રીઓ લાગણીપ્રધાન અને ભાવનાપ્રધાન હોય છે. તેઓએ શારીરિક અંગોને પૂર્ણ રીતે ખીલવ્યાં નથી. આમ સમગ્ર દૃષ્ટિએ જોતાં, આખા હિંદમાં ફક્ત ઉત્તરહિંદ સિવાય બલસંપન્ન પ્રજા ભાગ્યે જ બીજી કોઈને કહી શકાય.

પણ જ્યારે બીજા દેશોની સ્ત્રીઓની સાથે આપણી સ્ત્રીઓનો મુકાબલો કરીએ તો જણાશે, કે આપણી સ્ત્રીઓ કેટલી ઓછી સશક્ત છે. યુરોપની અને અમેરિકાની તેમ જ બીજા પૂર્વના દેશોની–જાપાન, ચીનની–સ્ત્રીઓના શારીરિક વિકાસનો અભ્યાસ કરીએ ત્યારે આપણને પૂરી સમજ પડે કે આપણે સ્ત્રીશક્તિના વિકાસના કેટલા હિમાયતી છીએ અને તેના માટે કેવી પ્રવૃત્તિઓ અને પ્રયત્નો કર્યા છે.

યુરોપ તો છેલ્લી પચ્ચીસીમાં કૂદકે ને ભૂસકે આગળ ધપતું હતું. ત્યાંની સ્ત્રીઓની શારીરિક સંપત્તિના વિકાસ અર્થે અને તેને પ્રાપ્ત કરવા ખાતર પૂર્ણ વિચારપૂર્વક પ્રયત્નો, અખતરાઓ, અને પ્રવૃત્તિઓ ચાલી રહી હતી.

ત્યાંની સ્ત્રીઓ દરેક દરેક પ્રવૃત્તિમાં, દરેક કાર્યમાં, દરેક ધંધામાં, પુરુષની સાથે સરખામણીમાં ઊતરતી અને તેમના જેટલી જ અને જેવી શક્તિ બતાવી વિજય મેળવતી. આ હિલચાલોથી તેમના અજ્ઞાનના અંધારપટનો નાશ થયો, તેમનામાં આત્મવિશ્વાસ અને પગભર થવાની અપૂર્વ હિંમત આવી. તેમનામાં સાહસો કરવાની, પોતાના સ્વાભાવિક માનુષ હક્કો પ્રાપ્ત કરવાની સાચી નીડરતા આવી, પોતાની શારીરિક શક્તિનો ખ્યાલ આવ્યો. સ્ત્રીશક્તિ એ દૈવીશક્તિ છે અને તેનો પૂર્ણ વિકાસ થાય તો શું શું સાધી શકાય તે જગત આખાએ જોયું.

સામાન્ય સ્ત્રીઓના વિકાસ માટે ત્યાંની પ્રવૃત્તિઓ સ્તુત્ય

છે. તેમાંની યોગ્ય એવી પ્રવૃત્તિઓનું સંચાલન આપણી સ્ત્રીઓ માટે થવું જોઇએ.

યુરોપની સ્ત્રીઓના શારીરિક વિકાસનાં અનેક કારણો છે: ત્યાંની સરકાર તરફથી ચાલી રહેલી પ્રવૃત્તિઓ, ત્યાંની ઉચ્ચ વર્ગની અને ભણેલી સ્ત્રીઓની પોતાની જાતિ માટેની વિકાસની પ્રવૃત્તિઓ, સામાન્ય સ્ત્રીઓને અને ગરીબ અને આમ પ્રજાની સ્ત્રીઓને ફરજિયાત પ્રાથમિક કેળવણી તથા તેમના આચારવિચારો અને જીવનની ચાલતી પ્રણાલિકામાં યોગ્ય એવા સુધારાઓ. સ્વતંત્ર વાતાવરણ વગેરેથી સ્ત્રીઓની ઉન્નતિ એકલી શારીરિક નહિ પણ દરેક દિશામાં થઇ રહી છે. પ્રત્યેક પ્રવૃત્તિને યોગ્ય સ્થાન આપી, સ્ત્રીઓની બીજી અનેક પ્રવૃત્તિઓને શારીરિક સંપત્તિના વિકાસને અનુરૂપ અને અનુકૂળ બનાવી, વિકસાવી જીવંત અને ચેતનમય બનાવે તો સ્ત્રીઓની કેટલી ઉન્નતિ થઇ શકે?

સ્ત્રીશક્તિનો વિચાર આવતાં સહજે સ્ત્રીઓની શરીરસંપત્તિનો ખ્યાલ આવી જાય. શરીર નીરોગી, દૃઢ અને બલસંપન્ન હોય તો જ દરેક કાર્યમાં રસ પડે, દરેક પ્રવૃત્તિ પૂર્ણ મનથી, હૃદયથી અને બધી જ શક્તિથી પૂર્ણ કરી શકાય.

ગૂજરાતી સ્ત્રીઓની આધુનિક શારીરિક શક્તિ કેવી છે તે જાણવું હોય તો જુદા જુદા ઘરની સ્ત્રીઓના શરીરનો વિકાસ કેવો છે? કેટલા પ્રમાણમાં છે? શી ઊણપો છે? વગેરે વગેરે જ્ઞાન આવશ્યક છે. ગુજરાત ભરમાંની સ્ત્રીઓ લેતાં સામાન્ય રીતે ઘણા વિભાગો પડી જાય. સૌથી પહેલાં તો—વર્ગ ભેદ જોઇએ: (૧) ઉચ્ચ વર્ગની શ્રીમંતની સ્ત્રીઓ (૨) મધ્યમ વર્ગની સ્ત્રીઓ, (૩) ગરીબ વર્ગ મહેનતુ અને મજૂરવર્ગની સ્ત્રીઓ.

બીજી રીતે વિભાગ પાડીએ, તો શહેરી અને ગ્રામીણ સ્ત્રીઓ; સ્ત્રીઓના વયભેદે વિભાગ પાડીએ, તો પ્રથમ બાલિકા, પછી

કન્યા, યુવતી, માતા, પ્રૌઢા સ્ત્રી અને છેલ્લે વૃદ્ધા.

આ દરેક વિભાગનું અવલોકન કરતાં અને તેના ઉપર વિચાર કરતાં આજની સ્ત્રીઓની સ્થિતિ અને તેમની શારીરિક સંપત્તિનો ખ્યાલ આપોઆપ આવી જાય.

ગૂજરાત સાચે ખેતીપ્રધાન છે છતાં મહત્ત્વનાં ઉદ્યોગનાં સ્થાનો ગૂજરાતમાં છે. ગૂજરાત હિંદની હરિયાળી વાડી છે. ગૂજરાત ખેતીપ્રધાન હોઈ નાનાં નાનાં ગામડાં ઘણાં છે અને સાથે જ ઉદ્યોગનાં કારખાનાંઓ હોઈ કોઈ કોઈ મોટાં શહેરો અને ગામો પણ છે; જેથી ગૂજરાતી પ્રજા ગ્રામીણ અને શહેરી એમ બે વિભાગમાં નજરે પડે છે.

શહેરી સ્ત્રીજીવન અને ગ્રામીણ સ્ત્રીજીવન આંખ આગળ તરતાં તેમના સામાન્ય ગુણદોષ તો આપણી સમક્ષ આવે છે. શહેરી સ્ત્રીઓ અને ગ્રામ્ય સ્ત્રીઓ વચ્ચે શો તફાવત છે? તેમના જીવનમાં શો ભેદ જણાય છે? પરંતુ શહેરની સ્ત્રીઓની માફક ગ્રામીણ સ્ત્રીઓ નથી હોતી પાતળી–નાજુક દેહલતાવાળી; નથી હોતો દંભ કે ડોળ; નથી સુંદર શણગારો કે વસ્ત્રોથી આભૂષિત; નથી ચીપી ચીપીને બોલતાં આવડતું; પણ બિચારી અજ્ઞાન, અભણ, બોઘી હોય છે. છતાં તેમનું હૃદય નિર્મળ અને ભાવવાળું હોય છે. તેમનો દેહ ગૌરવવંતો અને ઊગતા પુષ્પ જેવો ખીલું ખીલું થઈ રહ્યો હોય છે. તેમના દેહમાં વીજસમી ચપળતા, તાજગી, અંગે અંગમાં સુરખી તેજસ્વિતા અને શક્તિ હોય છે. તેમનો દેહ ભર્યો ભર્યો લાગે છે. તેમના દેહમાંથી સૌંદર્ય અને હૃદયમાંથી ભાવ નીતરે છે. મુખે હાસ્ય મલકે છે અને કોકિલ કંઠે મીઠા સૂરોમાં અગમનિગમનું ગાણું ગાતી હોય છે.

સ્થળભેદની દૃષ્ટિએ નહિ, પરંતુ વર્ગભેદની દૃષ્ટિએ જોઈએ, તો શ્રીમંત સ્ત્રીઓનાં શરીર નાજુક બાંધાનાં, અશક્ત અને નિર્બળ, વાહન વિના એક કે બે માઈલ પણ ચાલી શકે

નહિ તેવાં, કુમળાં અને માયકાંગલાં મોટેભાગે હોય છે. તેનું કારણ એ છે, કે ધનને લઇને તેઓ પોતાના શરીરનું પુષ્કળ રક્ષણ ઇચ્છે છે, અને એ રક્ષણમાંથી નિર્બળતા, નિર્માલ્યપણું બલહીનતા આવે છે.

જેમ જેમ માનવ માનસિક વિકાસ તરફ આગળ ધપે છે તેમ તેમ પોતાના શારીરિક વિકાસને ઊવેખે છે; અને પરિણામે તે નથી પ્રાપ્ત કરતો માનસિક કે શારીરિક વિકાસ. શારીરિક શક્તિ ઉપર માનસિક અને આધ્યાત્મિક શક્તિનો અને આખાયે જીવનનો સાચો આધાર છે. પણ સ્ત્રીઓ જેમ કેળવણી લઇ શ્રીમંત અને સંસ્કારી બને છે, શહેરી બને છે, નાજુક અને કુમળી કાયાની બને છે, તેમ તેમ શારીરિક વિકાસને બદલે શારીરિક વિનાશને પંથે દોડે છે.

બીજો વિભાગ મધ્યમ વર્ગનો, જેમાં સામાન્ય કુટુંબો, સામાન્ય સ્થિતિનાં સ્ત્રી-પુરુષો: સૌ કોઇ આવી જાય છે. મધ્યમ વર્ગ એક યા બીજી રીતે કચડાઈ રહ્યો છે. તેઓ ખોટા સ્વાભાવિક અનુકરણની કુટેવથી, સામાન્ય સ્થિતિમાં મોટાઈ રાખવાના ખોટા ખ્યાલથી અને પૂરતા પૈસા મળે કે ન મળે તોપણ પોતાની સારી સ્થિતિ અને કુટુંબની પૂર્વની જાહોજલાલી ટકાવી રાખવાના આગ્રહથી, સામાજિક રીતરિવાજોના ભારથી, પોતાની સાચી સ્થિતિ ખુલ્લી મુકાઈ જાય એ ભયથી અને એવાં અગણિત કારણોથી, પોતાના કુટુંબનો, પોતાનો અને પોતાની શરીરસંપત્તિનો પણ અણધારી રીતે નાશ કરી રહ્યા છે. મધ્યમ વર્ગની સ્ત્રીઓની શરીરસંપત્તિ કેમ સારી નથી તેનાં કારણોનું અન્વેષણ કરી યોગ્ય અને જરૂરી પ્રવૃત્તિઓ અને ઉપચારો કરી આખા સમાજની ઉન્નતિ સાધી શકાય.

સામાન્ય સ્ત્રીઓ શ્રીમંતની સ્ત્રીઓનાં ખોટાં અનુકરણો કરી રહી છે. તેઓ નોકરચાકરથી કામ લે, તો શું આપણે

નહિ? તેઓ સુંદર કિનારીવાળી સાડીઓ અને કિંમતી વસ્ત્રો પહેરે, તો આપણે એવાં કેમ ના પહેરીએ? તેઓ સિનેમા-નાટકો જોવા અને હરવાફરવા જાય, તો આપણે કેમ નહિ? આવા અનેક વિચારોથી અને ન હોય તેવા હોવાનો ડોળ કરી, બે રૂપિયાનો નોકર રાખી, શરીરને યોગ્ય અને પુષ્ટ ખોરાક લેવાને બદલે ઓછા પ્રમાણમાં લઈ, તે પૈસાથી નાટક-સિનેમા જોવાની લાલસાને પરિતૃપ્ત કરશે અને એ રીતે પોતાના ધનવાન આડોશીપાડોશી કે સગાંવહાલાંની સરસાઇ કરવાનો પ્રયત્ન કરશે. બીજાં કેટલાંએ પોતાનાં રીતરિવાજોને વળગી રહી ન્યાતવરાઓ, જમણવારો અને બીજા અનેકવિધ સારા નરસા પ્રસંગોમાં પોતાની શક્તિ ના હોય છતાં યે દેવાં કરીને પણ પૈસાની રેલમછેલ વહેવડાવશે અને પછી દેવાં પતાવવાને પેટે પાટા બાંધશે પોતાના શરીરના સ્વાસ્થ્યનો, તેની શક્તિનો અને તે ટકાવી રાખવાનો જરાપણ વિચાર કરશે નહિ અને છેવટે એ દેહને માટીમાં મિલાવી દેશે. આવા બધા સંજોગોમાં પુરુષ કરતાં સ્ત્રીને જ વધારે ખમવાનું હોય છે. સ્ત્રીઓ પોતે જ કેળવણીના અભાવે, સંસ્કારોના અભાવે અને શરીરસંપત્તિના વિકાસ કરવાના જ્ઞાનના અને તેને સારી સ્થિતિમાં ટકાવી રાખવાના અભાનથી પોતાનાં શરીર અને બાલકોનાં શરીરનો દ્રોહ કરી રહી છે.

મધ્યમવર્ગની સ્ત્રીઓ ઉચ્ચવર્ગની કે શ્રીમંત સ્ત્રીઓની માફક જ પ્રમાદી, આળસુ અને નિરર્થક જીવન જ ગાળે છે. સવારમાં થોડું કામ કરે, ખાવા કરે, નોકરચાકર હોય તો અર્ધું કામ ઓછું, પછી આખો દિવસ ઊંઘવાનું અને વાતોનાં ગપ્પાં અને નિંદા કુથલીમાં જ અથવા તો મંદિર જવાને મળવા જવાને બહાને સારાં સારાં કપડાં પહેરી, ચટકમટક કરતાં બહાર નીકળી પડશે; પણ ન કોઇ સારું કાર્ય કરશે, ન તો કોઇ

સારું પુસ્તક વાંચશે, ન કોઈ સારો ઉદ્યોગ શીખશે કે કોઇ લલિત કલા હસ્તગત કરશે કદાચ શીખે તો એક બીજાની નિંદા અને કુથલી, ગાળો કેમ દેવી, અને લડવું કેમ. ન તો પોતાના શરીર વિશેનું જ્ઞાન મેળવવા પ્રયત્ન કરશે, ન તો પોતાના શરીરની, બાલકોનાં શરીરની કે પુરુષ વર્ગની સંભાળ પોતાની જવાબદારી સમજી ઊપાડી લેશે, ન તો સારો ખોરાક બનાવવાનું જ્ઞાન પૂર્ણ રીતે મેળવશે અને પોતાનું આરોગ્ય, પોતાનું માનસિક અને આધ્યાત્મિક બળ કેમ વધારવું એને માટેના જ્ઞાનની ઈચ્છા પણ કદી કરશે નહિ. જીવનની સાચી મસ્તીની ઇચ્છા નહિ પણ દુન્યવી સુખની મૃગતૃષ્ણાઓની પાછળ આપણી આજની સ્ત્રીઓ દોડી રહી છે. આમ મધ્યમ વર્ગની સ્ત્રીઓ જીવનની મસ્તીને અણુપીછી, જીવનના સાચા સુખનો લહાવો લીધા વિના, પોતાનાં શરીરો ગૂમાવી બેસે છે. તેથી જ તેમનાં શરીર નિસ્તેજ, નિર્માલ્ય અને ચેતનહીન હોય છે.

આપણા શ્રીમંત અને મધ્યમ વર્ગની સ્ત્રીઓ કરતાં આપણા ગરીબ વર્ગની, મજૂર સ્ત્રીઓની, મહેનતુ લોકોની અને ચીથરેહાલ ભટકતી સ્ત્રીઓની સૌથી અધમમાં અધમ દશા છે. આ છેલ્લા વર્ગના ત્રણ વિભાગ પાડી તેનું સામાન્ય અવલોકન કરીએ: (૧) ગામડાંની ખેડૂત સ્ત્રીઓ (૨) મિલમાં કામ કરતી મજૂર સ્ત્રીઓ (૩) છૂટાંછવાયાં કામ કરી પોતાના શરીરનું પોષણ કરતી જેવી કે કડિયા કામે જતી, એંઠવાડ કાઢતી, મારવાડી સ્ત્રીઓ, શાક વેચનારીઓ, ભીખ માગનારીઓ અને બીજી અનેક.

ગામડાંની ખેડૂતસ્ત્રીઓ તો સ્વાભાવિક રીતે તંદુરસ્ત અને સશક્ત હોવી જોઈએ; છતાં જ્યારે પ્રત્યક્ષ અનુભવથી જોઇએ ત્યારે વિસ્મય પામીએ છીએ, કે કુદરત વચ્ચે રહેવાનું

અને ચોખ્ખાં હવાપાણી હોવા છતાં તેઓ કેમ નિર્બળ અને માંદાં રહેતાં હશે? તેઓ તો મહેનત મજૂરી કરે, તેમને સારાં દૂધઘી મળે, ગ્રામજીવનની સાદાઇ અને આનંદ મળે છતાં ખેડૂતસ્ત્રીઓની દેહની શક્તિઓ, તેમની શારીરિક શક્તિઓ, તેમની શારીરિક સંપત્તિ કેમ દિવસે દિવસે ઓછી થાય છે? શાને રોગ, દુ:ખ તેમનાં શરીરોમાં ઘર ઘાલે છે? અજ્ઞાનરૂપી અંધકાર, સંસ્કારરહિત પશુજીવન જેવું જીવન, કુરિવાજોનો દોર અને ઘરની અને ગામની આજુબાજુની ગંદકી, જીવનની જરૂરિયાતોની પણ ઊણપ અને અછત: શું આ બધાં શરીરશક્તિ ખીલવવામાં કદાચ કંટકરૂપ નહિ થતાં હોય?

ખેડૂતસ્ત્રી કરતાં પણ મિલોમાં અને કારખાનાઓમાં કામ કરતી સ્ત્રીઓનાં શરીરો તો તેનાથી પણ ચઢી જાય એવાં હોય છે. ખેડૂતસ્ત્રીઓ ફક્ત વાસનાનાં પૂતળાં નથી હોતી; પણ આ મજૂરસ્ત્રીઓ તો મોટે ભાગે પુરુષના સુખનાં જ સાધનો બની ગઇ હોય છે. સાધારણ રીતે દરેક કારખાનામાં અને મિલમાં લગભગ હજાર બારસો માણસો કામ કરે છે, અને તેમાં સ્ત્રીઓની સંખ્યા લગભગ ૧૫૦ થી ૨૦૦ હોય છે; એટલે લગભગ સોએ પંદરથી વીસ સ્ત્રીઓ કામ કરે છે. આ સ્ત્રીઓ જુદાં જુદાં ખાતાઓમાં કામ કરે છે, અને તેમનો પગાર લગભગ બારથી પંદર રૂપિયા હોય છે. મશીનના ગંધથી ભરેલા મિલના વાતાવરણમાં આ સ્ત્રીઓની દશા ખરેખર કરુણા ઉપજાવે તેવી હોય છે.

આવા જ પ્રકારનો ચિતાર આપણી બાજુ છૂટાંછવાયાં કામ કરતી ગરીબ મજૂરસ્ત્રીઓમાં પણ આપણે જોઇએ છીએ. કડિયાકામે જતી, દાણા ઊંચકતી મારવાડી સ્ત્રીઓ, શાક વેચનારી વાઘરણો, એંઠવાડ કાઢતી, પરચૂરણ કામો કરતી બીજી અનેક સ્ત્રીઓની શારીરિકસંપત્તિ નિહાળીશું તો ચોક્કસ

માલૂમ પડશે કે એક યા બીજા કારણે પણ બલવાન આરોગ્યમય અને સ્વાસ્થ્યપૂર્ણ તો નથી જ.

ગૂજરાતી સ્ત્રીઓની વયની દૃષ્ટિએ નીચેના વિભાગ પાડી શકાયઃ—બાલિકા, કન્યા, યુવતી, પ્રૌઢા અને વૃદ્ધા. બાલિકાથી માંડી વયોવૃદ્ધ સુધીની સ્ત્રીઓની શરીરસંપત્તિમાં સામાન્ય રીતે આપણે ભેદ જોઈ શકીએ છીએ. એ બધામાં કેટલા પ્રમાણમાં કેવો, શા કારણોને લઈને એ ભેદ રહેલો છે, તે આંકડાવાર પુરવાર તો ન કરી શકીએ, છતાં સામાન્ય આરોગ્યની અને સ્વાસ્થ્યની દૃષ્ટિએ એ ભેદ આપણે જોઇએ છીએ.

આજની બાલિકાઓનાં શરીર વિષે તેમનાં માતપિતા જાગ્રત હોય છે? તેઓ તેમનાં શરીર કેમ કરી પૂર્ણ નિરોગી અને સ્વાસ્થ્યપૂર્ણ રહે તેની સંભાળ રાખે છે? તેઓ માતપિતા થાય છે તે પહેલાં આનું જ્ઞાન તેઓને હોય છે?

આજની બાલિકાઓના દેહ તરફ નજર કરીએ તો જોઈશું, કે તેમના શરીરની તેમને તો ન પડી હોય પણ તેમના માતપિતાને પણ પડી નથી હોતી. કેટલીક વખત તો માતપિતા પુત્રની જેટલી સંભાળ રાખે છે તેટલી પોતાની પુત્રી તરફ કાળજી રાખતાં નથી; કારણ કે તેઓ માને છે, કે "પુત્રી તો પારકા ઘરની"; પણ સાથે જ ભૂલી જતાં લાગે છે કે તેઓ પોતાના પુત્ર કાજે બીજાની પુત્રી લેવાનાં છે. છોકરીઓને પોતે નાની હોવાથી પોતાનું શરીર કેમ સાચવવું તેનું ભાન નથી હોતું, તેમ તેવી રીતભાત અને કેળવણી પણ તેમને તેની માતા નથી આપતી. આથી ઘણીયે વખત આપણે આપણી છોકરીઓને માંદલી, રોગી, અને નિર્માલ્ય જોઇએ છીએ. બાલિકાઓ તો સુંદર નાજુક લતાઓ સમી છે. જેમ લતાઓને ઉછેરવામાં પૂર્ણ ધ્યાન આપવામાં આવે તો મઘમઘતાં સુંદર પુષ્પો તે આપે છે, તેમ જો બાલિકાઓનાં જીવનની, તેમની શરીર-

સંપત્તિની, તેમના આરોગ્યની પૂરી સંભાળ લેવામાં આવે તો તેઓ ભાવી પ્રજાની માતાઓનું સાચું સ્થાન દીપાવશે અને સુંદર પુષ્પસમી નિર્મળ, નીરોગી, શક્તિશાળી ભાવી પ્રજાની ભેટ અર્પણ કરશે.

યુવતીઓનાં શરીરોમાં પણ જુવાનીની સ્ફૂર્તિ નથી. તેમનાં શરીર માંદલાં, નિર્બળ, તેજોહીન અને ફીકાં લાગે છે. આજની શાળામાં કે કોલેજમાં યુવતીને વ્યાયામ કરતાં શરમ આવે છે. બલવાન, આરોગ્યસંપન્ન શરીર બનાવવામાં જાણે કે શરમ આવતી લાગે છે. પણ સુંદર, વિવિધ પ્રકારનાં ફેશનેબલ વસ્ત્રોમાં, શણગાર સજીને પોતાની નાજુકાઈ અને કોમળતા દેખાડવામાં, પોતાનું નાનું નાજુકડું શરીર કેમ કરીને વધારે આકર્ષક લાગે–આવું બધું કરવામાં તેઓ પોતે બુદ્ધિનો ઈજારો લઈ ફરે–ફરે છે ખરી; પણ આ બધાની પાછળ રહેલા પોતાના નાજુક, નિર્બળ, રોગી, અને ફીકા શરીરની તેઓ અવગણના કરે છે.

આજની કેળવણી લેતી કન્યાઓ પોતાનાં ગૃહકાર્યોમાં રસ નથી લેતી–જાણે કે ઘરનાં કામ આપણે માટે ના હોય, આપણને ના શોભે એમ માનતી એ પોતાની માતાને ભારરૂપ થઈ પડે છે. આજની ભણેલી યુવતીથી ઘરનાં કામ પણ નથી થઈ શકતાં. તેમનાં યુવાન શરીરોમાં જાણે કે રોગે ઘર ઘાલ્યાં છે–એક દિવસ સારાં અને બીજે દિવસે માંદાં.

"કન્યાને પત્રો" માં શ્રી. નરહરિભાઈએ લખ્યું છે, કે આપણી કન્યાઓને તેમનાં શરીર વિશેનું કશું ભાન નથી. પહેલીવાર જ્યારે ઋતુકાળ આવે છે ત્યારે બિચારી યુવતી ભડકે છે, ભય પામે છે અને તે કોઈને ન કહેતાં અને ન તો સલાહ લેતાં, પોતાની જાતે ખોટા ઉપચારો કરે છે. આનાથી ઘણી વખત નુકશાન થવાનો સંભવ છે. આવા કાળમાં સ્ત્રીઓએ પોતાના શરીરનું પુષ્કળ જતન કરવાનું હોય છે;

પોતાના શરીરને તદ્દન આરામ આપવાનો હોય છે. આવે વખતે ઠંડીમાં અને પાણીમાં રહેવાનું અને હરવાફરવાનું ઓછું કરવું જોઈએ. તેના બદલે અજ્ઞાન અને અણસમજુ કન્યાઓ ઊંધી રીતે વર્તે છે. આજની કન્યાઓ, યુવતીઓ—કેળવાયેલી કે અભણ સૌ કોઇ રીતરિવાજોથી અને આજુબાજુના સંકુચિત વાતાવરણની અસરથી પોતાની શારીરિક તંદુરસ્તી ને સ્વાસ્થ્ય વિષે ઉદાસીન રહે છે.

આધુનિક સ્ત્રીઓની, માતાઓની શરીરસંપત્તિનો સાચો ખ્યાલ ડૉકટરોના અભિપ્રાયોથી મેળવીએ તો જણાશે, કે આજની સ્ત્રીઓ અને માતાઓનાં શરીર માતા થવાને જ લાયક નથી હોતાં; છતાં તેવી સ્ત્રીઓ માતાઓ બની બેસે છે, અને નિર્બળ-નિર્માલ્ય પ્રજા ઉત્પન્ન કરે છે. એક ડૉકટરનો અભિપ્રાય સાચે જ આજની સ્ત્રીઓનું વાસ્તવિક દર્શન કરાવે છે. તે કહે છે, કે આજની સ્ત્રી લગ્ન પછી બે ચાર વર્ષ સારાં કાઢે છે અને એક બે પુત્ર પુત્રીઓની માતા થાય અને પછી ત્રીજા જ બાલકના જન્મે તેનું શરીર શરીર જ નથી રહેતું, પણ હાડપિંજર સમું બની જાય છે. ફરીથી એકાદ કે દોઢ વર્ષમાં ગર્ભ ધારણ કરે તો કાં તો મૃત્યુને આધીન થાય અથવા મૃતવત્ બાળકને જન્મ આપી, પોતે વધારે નિર્બળ બની, મૃત્યુના કરાલ મુખ સમીપ ધસી જાય છે.

આજની વૃદ્ધ સ્ત્રીઓમાં ખાસ કરીને વિધવાઓ આપણે જોઈએ છીએ. તેમનાં શરીર નિબલ હોય તો તે તેમની ઉંમરનું કારણ છે. જેઓ પોતાની જુવાનીમાં સંયમહીન, ભોગી, વિલાસી જીવન જીવ્યાં હોય તો તેમનાં શરીર સામાન્ય રીતે માંદાં, અશક્ત અને રોગી હોય છે; પણ તે સિવાય જે વિધવા વૃદ્ધ સ્ત્રીઓ હોય તેઓનાં શરીર સામાન્ય બીજાં કરતાં વધારે સારાં હોય છે. તેનું કારણ મોટી ઉંમરે વિધવા થયા પછી

તેઓ સ્વાભાવિક રીતે પોતાની શરીરશક્તિ વેડફી દેતાં નથી અને કુદરતી રીતે જ તેમનું શરીર આરોગ્યસંપન્ન અને સ્વાસ્થ્યપૂર્ણ રહે છે.

આમ સમગ્ર દૃષ્ટિએ અવલોકન કરતાં આપણી ગૂજરાતી સ્ત્રીઓની શરીરસંપત્તિનો પૂર્ણ અને સાચો ચિતાર આપણી આંખ સમક્ષ ખડો થાય છે. તેમનું વાસ્તવિક દર્શન પૂર્ણ નહિ તો થોડે ઘણે અંશે રજૂ કરી તે થવાનાં કારણો શાં છે, શી શી ઊણપો આપણા સ્ત્રી-સમાજમાં છે તે આપણે સામાન્ય દૃષ્ટિએ જોયું તે ઊણપોનો, બદીઓનો. આપણા એ દોષોનો ને દુર્ગુણોનો ધ્વંસ કરવા, જડમૂળથી ઊખેડીને ફેંકી દેવા પૂરા વેગથી પ્રવૃત્તિશીલ થવું જોઈએ.

તેમ કરવા માટે આપણી માતાઓને તેમનું માતાઓનું સાચું સ્થાન પ્રાપ્ત કરવામાં સહકાર આપી, આપણી પવિત્ર ફરજ અદા કરવાનું અને આખાએ સમાજને ઉચ્ચતર અને આરોગ્યસંપન્ન બનાવવાનું સરસ કાર્ય હાથ ધરવું જોઈએ.

સ્ત્રીઓની સભામાં એક વખત પંડિત જવાહરલાલે કહ્યું હતું. કે જીવનમાં કોઈ હેતુ કે ધ્યેય હોવાં જોઈએ. હેતુ અને ધ્યેયની સાધનામાં પોતાની જીવનની આહુતિ આપવી. હેતુ વિનાનું અને અર્થ વિનાનું જીવન ચેતન વિનાના દેહ સમું છે.

ગૂજરાત ઉત્તર હિંદ નથી. ત્યાંના જેવી અહીંની આબોહવા નથી. ગૂજરાત પહાડી પ્રદેશ નથી અને તેમાં પહાડી પ્રદેશના જેવાં હવાપાણી નથી. તેથી સ્વભાવે જ ગૂજરાતીઓ સામાન્ય કદના અને શરીરના હોય છે. છતાં શક્તિશાળી, બલસંપન્ન અને આરોગ્યસંપન્ન બનવાની ખાસ જરૂર છે. પણ આપણે તો એથી ઊલટી સ્થિતિ જોઈએ છીએ. આ છેલ્લા દશકામાં કાંઈક પ્રમાણમાં વ્યાયામપ્રચાર અને વ્યાયામપ્રવૃત્તિઓ શહેરો અને ગામોમાં શરૂ થઇ છે. ગાંધીયુગનો જન્મ થયો

ત્યારથી આ નવા પ્રયોગો અને અખતરાઓ શરૂ થયા છે. પણ હજુ તો સ્ત્રીઓમાં શારીરિક સંપત્તિનો ખ્યાલ, શરીરનું ભાન, વ્યાયામ વિશેનું જ્ઞાન મુદ્દલ છે જ નહિ એમ કહીએ તો ચાલે.

સ્ત્રીઓમાં એ જ્ઞાન કેમ નથી? શી ઊણપથી તેઓ અજ્ઞાત રહી છે? સામાન્ય રીતે લખી વાંચી શકે એવો જનસમાજ અને કહો કે અક્ષરજ્ઞાન પામેલાં સ્ત્રી-પુરુષોની સંખ્યા આખા હિંદની વસતિના આઠ કે દશ ટકા જેટલી છે. અને ગૂજરાતમાં કદાચ એથી વધારે માનીએ તો પંદરથી વીસ ટકા હશે. તેમાંથી પુરુષોની સંખ્યા ઓછી કરીએ, તો સ્ત્રીઓની વસતિના પ્રમાણમાં ભાગ્યે જ પાંચથી આઠ ટકા અક્ષરજ્ઞાન પામેલી સ્ત્રીઓ હશે. આ શોચનીય નથી? અજ્ઞાનના પાટા બાંધી દેખતી આંખોને આંધળી નથી કરી મૂકી? એવો યુગ આવી ગયો છે. ફક્ત કાર્ય કરવા મંડી પડીએ. થોડા મહિનાઓ પહેલાં નિરક્ષરતા નાબૂદ કરવાની હિલચાલો કોંગ્રેસે શરૂ કરી હતી; હજુ ચાલે છે-પણ મંદ મંદ ગતિએ. કારણ? કોંગ્રેસ સરકાર પ્રાંતોમાંથી ખસી ગઈ છે. ફરીથી તે પુનર્જીવન પામી આવી અનેક અજ્ઞાન અને અભણ સ્ત્રીઓનાં જીવન ચેતનવંતાં બનાવે!

જે સ્ત્રીને અક્ષરજ્ઞાન નથી, જેણે પ્રાથમિક કેળવણી લીધી નથી તે પોતાના જીવનનું, શરીરનું, આરોગ્યનું જ્ઞાન કયાંથી પ્રાપ્ત કરે?

આપણી કેટલીયે સ્થાનોમાં-ખાસ કરીને કાઠિયાવાડમાં, આપણી રજપૂત જ્ઞાતિઓમાં અને પાટીદાર વર્ગમાં લાજ કાઢવાનો અને મુસલમાનોમાં પડદાનો રિવાજ ઘૃણાસ્પદ અને ત્યાજ્ય છે.

આપણા લગ્નનો રિવાજ-લાકડે માંકડું વળગાડી દેવાને

માટે માતાપિતા પોતાની કઈ જવાબદારી સમજે છે? તેમાંથી તેઓ કયો અવર્ણનીય અને અકલ્પ્ય આનંદ અનુભવે છે?

નથી જોતાં તે પુત્રીની યોગ્યતા કે પુત્રની.

અરે! એટલું જ નહિ પણ સારડા કાયદો ચાલુ છે છતાં હજારો માતાપિતા પોતાનાં સંતાનોને પરણેલાં જોવા ઘેલાં બને છે અને ઘણીએ નાની ઊછરતી, રમતિયાળ બાળાઓ સ્ત્રી બની માતાનું મહત્ત્વનું પદ લેવા અધીરી બને છે.

એ લગ્નજીવન કેવું? ક્લેશમય, કંટાળાભરેલું, નિરાશામય, રગસિયા ગાડા જેવું, પરાણે "પડ્યું પાનું નિભાવી લે" તેવું. એ જીવનમાં આનંદનાં પૂર નથી, મસ્તીનાં મોજાં નથી, ધસમસતાં જોબનનાં વહેણ નથી. એ જીવન નિરાશામય ક્ષણિક આનંદલહેરીઓ લેતું, બળ અને શક્તિ વિનાનું, સૂનું લૂખું-લૂખું ભાસે છે.

આજના જમાનામાં સ્નેહલગ્નનો વાયુ લહેરે છે. સૌ કોઈ સ્નેહલગ્નનાં ફાંફાં મારે છે. સ્નેહલગ્ન પૂર્ણ સમજણથી અને જવાબદારીથી થાય તો સાચું લગ્નજીવન પ્રકટે, પણ આપણાં સ્નેહલગ્નો તો નામનાં જ હોય છે. સ્નેહલગ્નથી પતિપત્ની બનનાર યુવકયુવતી પોતાનાં હૃદયના ગુણદોષનાં, ચારિત્ર્ય ને એકબીજાની સામાજિક સ્થિતિનાં અને સ્વભાવનાં પૂરેપૂરાં વાકેફગાર હોવાં જોઇએ. પણ પ્રો. હાવરના કહેવા પ્રમાણે આજનાં સ્નેહલગ્નો સોએ નવાણું-અરે! કદાચ સોએ સો ટકા-શારીરિક આકર્ષણ અને મોહમાંથી ઉદ્દભવે છે. આવાં સ્નેહલગ્નો થોડો વખત બંનેને આનંદદાયી અને સુખદાયી લાગે છે. પણ જ્યારે જીવનનું નક્કર વાસ્તવિક દર્શન અને સંસારના કડવા મીઠા અનુભવ થાય છે, ત્યારે એ તૂટું તૂટું થાય છે; અને છેવટે છૂટાછેડા લઈ શકાતા હોય તો છૂટાછેડા અથવા તો હંમેશનું જુદાપણું.

આજનાં યુવકયુવતીઓને પોતાના દેહનું જ્ઞાન નથી અને પોતાના શરીરની વાસનાઓ, વૃત્તિઓ કે મન ઉપર પૂરતો સંયમ પણ નથી હોતો; અને નાની વયમાં લગ્ન થયા પછી તરત જ સંપર્ક સાધે છે તેથી પોતાના શરીરનું, દેહની ઇન્દ્રિયોનું ભાન ભૂલી તેઓ નિર્માલ્ય અને રોગી બને છે.

શરીરસંપત્તિના વિકાસમાં મુખ્ય આધાર સ્વચ્છ હવા, નિર્મળ પાણી, સાદો અને ચોખ્ખો ખોરાક અને વ્યાયામ ઉપર હોય છે. આપણી રહેણીકરણી એવી છે, કે આપણે આધુનિક યુગમાં પૂરતા પૈસા આપતાં છતાં ચોખ્ખાં અને સારાં ધાન્ય દૂધ. ઘી વગેરે મેળવી શકતા નથી. આપણે ખોરાકને જીવનઘડતરમાં ઉચ્ચ સ્થાન આપી તેના માટે પૂર્ણ કાળજી લેતા નથી. સારો ખોરાક મેળવવા પૂરા પૈસા પણ વાપરતા નથી. તેથી આપણે જાણે કે આપણું વેપારી માનસ ચલાવી, આપણા ખોરાકની વસ્તુઓમાં કરકસર કરી, જરા ઓછી વાપરી અથવા ખરાબ અને સસ્તી વાપરી, તેમાંથી પૈસા બચાવી નાટકચેટક અને સિનેમાની મોજ માણવામાં કે અપટુડેટ બનવામાં ખર્ચીએ છીએ. આપણી સ્ત્રીઓનું, આજની ઊગતી કન્યાઓનું અને યુવતીઓનું પણ આવું કાંઈક માનસ છે.

સંસ્કારો જ આપણું જીવન ઘડે છે. બાલિકાઓ, કન્યાઓ અને યુવતીઓનાં આધુનિક જીવન તેમના ઉપર પડતા અદૃષ્ટ સંસ્કારોનું જ પ્રતિબિંબ છે. અને એ સંસ્કારો તેમનાં માતાપિતાના જીવનમાંથી. સામાજિક વાતાવરણમાંથી અને ઘડતરમાંથી અને આજુબાજુના બીજા માનવોના જીવનમાંથી પ્રાપ્ત કરે છે. "સંગ તેવો રંગ": જેવો અને જેટલો સમાજ સંસ્કારી અને પ્રગતિશીલ તેટલી જ તે સમાજની સાચી વ્યક્તિઓ; અને વ્યક્તિઓ ઉપર સમાજનો આધાર છે: એટલે જેટલી વ્યક્તિગત પ્રગતિ તેટલા જ પ્રમાણમાં સમાજનો વિકાસ; અને

એ વિકાસમાં તેનું ઉચ્ચતર સ્થાન રહેલું છે. આપણી સ્ત્રીઓનો વિકાસ, પછી તે શારીરિક વિકાસ હોય–આપણા આખા સમાજના વિકાસમાં જ સમાયેલો છે. પણ તેથી કાંઈ સમાજ આપણા માટે પ્રયત્ન કરે અને આપણો વિકાસ થાય એ ભ્રમજનક અને હાસ્યાસ્પદ વિચાર છે. પણ એ સાથે એકલો વ્યક્તિગત વિકાસ જ સમાજને ઉચ્ચતર ભૂમિકાએ ના લઇ જાય.

આજની સ્ત્રીઓ, કન્યાઓ અને યુવતીઓ મોટા ભાગની અભણ, અજ્ઞાન હોય છે. તેમને સાચી કેળવણીથી ખૂબ દૂર ને દૂર રાખવામાં આવે છે. તેમને કેળવણીની, જ્ઞાનની ભૂખ છે, પણ એ ભૂખને, અનિવાર્ય આવશ્યકતાને કોણ સંતોષે છે ?

આજની આપણી મજૂર સ્ત્રીઓની સ્થિતિ જોઈશું તો તરત માલૂમ પડી આવશે, કે તેમને જ્ઞાનની, વાંચવાની, લખવાની, અક્ષરજ્ઞાનની ભૂખ છે અને તે પ્રાપ્ત કરવા ઉત્સાહભેર અને ઉમંગભેર દુઃખો પણ સહન કરે છે. ગાંધીયુગના છેલ્લા પ્રયોગથી સિદ્ધ થયું છે, કે આપણી સ્ત્રીઓને ભણવાની, લખવા–વાંચવા-ની અને બીજા દરેક જ્ઞાનની–જેવાં કે ગૃહકેળવણી, સ્વચ્છતા અને સ્વાસ્થ્યના જ્ઞાનની–ઇચ્છા થાય છે. જીવનની સાદી રહેણીકરણી-ની કપડાંની સાદાઈની, જીવનમાં બનતા અનેક પ્રસંગોની અને જગતભરમાં બની રહેલા આધુનિક પ્રશ્નોની અને પ્રસંગોની વિગતો જાણવા તેઓ આતુર નયને મુગ્ધ અને વિસ્મિત મુખે ઈંતેજાર હોય છે.

છતાં જે સ્ત્રીઓ કેળવણી લેવાને ભાગ્યશાળી થઈ છે તે શાળાની અને કોલેજની કેળવણી લઇને, શ્રીમંત કે કોઇ ભણેલા પુરુષની પત્ની બની ગાડી મોટરોમાં અને બંગલાઓમાં મોજમજાહ કરે છે. તેમના કિંમતી જીવનના એક બે કલાકો પણ સ્ત્રીકેળવણી આપતી સંસ્થાઓમાં કે બીજી કોઈ રીતે

ીજાં એવાં મંડળોમાં–એવી સંસ્થાઓના કાર્યકર્તાઓની વેનંતિ છતાં–આપી શકતી નથી.

કૉલેજ કે શાળાની કેળવણીમાં નથી વ્યાયામનું સ્થાન અને ાથી એવી કોઈ યોજના કે એવો કોઈ સામાન્ય અભ્યાસક્રમ ; જેથી યુવતીઓની અને કન્યાઓની શારીરિક સંપત્તિ તંદુરસ્ત મને મનથી સ્વાસ્થ્યપૂર્ણ રહે. આપણી પ્રાથમિક કેળવણીમાં ણ એવા સમૂહવ્યાયામના કે શરીરને થોડી કસરત થાય મેવા અભ્યાસક્રમની યોજના હોવી જોઈએ. શાળા કૉલેજની ળવણીમાં વ્યાયામ અને રમતોની શારીરિક વિકાસ અંગે મનિવાર્ય અગત્ય તરફ આપણા કેળવણીકારોનું ધ્યાન નથી. ણ છેલ્લાં પાંચ સાત વર્ષોથી એવા યુગનો ઉદય થયો છે. છતાં તેને મોટા પાયા પર અને વિસ્તૃત બનાવી વ્યાયામ, મતો, કસરત અને તેનાથી શારીરિક સંપત્તિના વિકાસનો ખ્યાલ દરેકને થવો જોઈએ. આને માટે પ્રાથમિક કેળવણીથી ાંડીને તેમ જ બીજી અનેક લોકસંસ્થાઓ ખોલીને સ્ત્રીઓમાં ારીરિક વિકાસનો અને તેને ખાતર વ્યાયામનો પ્રચાર ;રવો જોઈએ.

આજના આપણા નાજુક જીવનમાં સિનેમા, નાટક, નૃત્યો, ારખાઓએ જુદી જ ભાત પાડી છે. આપણી આજની સ્ત્રીઓના જીવનમાં એક મોટો પલટો આવી ગયો છે એમ કહીએ તો ોટું નહિ. સિનેમા, નાટકો, વગેરે આપણને એકલા આનંદ ળવવાનાં નહિ, પરંતુ આપણી સામાજિક અને નૈતિક ઉન્નતિ મને દેહનો ઉત્કર્ષ સાધવાનાં સાધનો હોવાં જોઈએ. આધુ-નેક સિનેમા, નાટકો અને લલિતકળાઓનાં મંદિરોના નામે, આપણા માનસને ઉશ્કેરી મૂકે તેવી પ્રેમલાપ્રેમલીની વાતો, તેવાં શ્યો અને ગાયનો આખા સમાજની આગળ મૂકી રહ્યાં છે મને એ સિવાય મારામારીની, લૂંટફાટની, અયુક્ત સાહસોની

અને ડિટેક્ટિવ ચાલાકીઓની વાતો અને તેને અનુરૂપ ચિત્રો, દશ્યો વગેરે હોય છે.

આજની એક નાની સરખી બાલિકાને પણ ગાતી સાંભળીશું, કે "પ્રેમનગરમાં લઈ જા, પ્રીતમ! મને પ્રેમનગરમાં લઈ જા." આવાં અનેક ગાયનો આપણી ઊગતી જુવાન બાલિકાઓ, કન્યાઓ અને યુવતીઓ ગાતી હોય છે. તેના સંસ્કાર, ભલે અદષ્ટ હોય પણ મલિન અને ખરાબ વૃત્તિઓને પ્રેરનાર નીવડશે.

કેટલીક વખત સ્ત્રીઓ સુધારાના નામે અવિચારી પગલાં ભરે છે, અને સ્વાતંત્ર્યના મોહમાં સ્વચ્છંદતાના પંથે પળે છે. આજના સ્વાતંત્ર્યયુગમાં સૌ કોઈ સ્વતંત્ર થવા આતુર અને અધીરા બની રહે છે અને તેવી જ સ્થિતિ આજની સ્ત્રીઓની છે. સ્વતંત્રતાનો પવન તેમનામાંનાં ઘણાંને વાયો છે અને તેના મોહમાં પડી કેટલીયે અર્ધદગ્ધ, અજ્ઞાન અને અણસમજુ સ્ત્રીઓ સ્વચ્છંદી બને છે. સ્વતંત્રતા એટલે નિરંકુશ, મર્યાદા વિનાની, નિયમ વિનાની છૂટ નહિ; પણ તે તો જવાબદારીઓથી લદાયેલી, મર્યાદાથી અને નિયમોના અંકુશોથી બંધાયેલી હોય છે. અંકુશ અને મર્યાદા, નિયમ અને નિયમન વિનાની સ્વતંત્રતા શા અર્થની?

સ્ત્રીઓનાં શરીર નીરોગી અને કસાયેલાં, ખડતલ અને આરોગ્યસંપન્ન કયાં સાધનોથી થઈ શકે? તેમના શારીરિક વિકાસની ખાતર કઈ પ્રવૃત્તિઓ આદરવી જોઈએ? આરંભાયેલી અને શરૂ થતી પ્રવૃત્તિઓના વિકાસને પૂર્ણ સ્વરૂપ આપવાને કયા કયા પ્રયત્નો કરવા જોઈએ?

સામાન્ય રીતે શરીરને આરોગ્યસંપન્ન અને શક્તિસંપન્ન બનાવવાનાં અને તેના પૂર્ણ વિકાસનાં મુખ્ય અંગો નીચે પ્રમાણે ગણાવી શકાય:–સ્વચ્છ હવા, ચોકખું પાણી, સાદો, ચોખ્ખો, સેળભેળ વિનાનો ખોરાક અને વ્યાયામ કે શ્રમ. આ

સાથે ઉચ્ચ નૈતિક ચારિત્ર્યશાળી અને આદર્શમય જીવનની અભિલાષા.

ગામડે ગામડે અને શહેરે શહેરમાં જોશો તો માલૂમ પડશે, કે આપણાં ઘર, આપણી શેરીઓ, આપણાં ગામ કેટલાં ગંદા, ગંધાતાં છે. ગામડાંમાં હવા ચોખ્ખી, પાણી નિર્મળ મળી શકે પણ આપણા માણસો તેના વિષે ઉદાસીન હોય છે. ગામડાંની સ્ત્રીઓને સ્વચ્છતાનું જ્ઞાન નથી અને ઘરમાં અને શેરીઓમાં પુષ્કળ ગંદકી રાખે છે; તેવી જ રીતે શહેરોમાં મિલના ધુમાડા, મિલની ચાલીઓની, ઘરની અને દલિત વર્ગોનાં રહેઠાણોની નરી ગંદકી ત્યાંની હવાને બગાડે છે.

પાણી હવાની માફક જીવનના પોષકતત્ત્વોમાંનું એક છે. જેમ હવા વિના મનુષ્ય જીવી શકતો નથી, તેમ પાણી–શુદ્ધ અને સ્વચ્છ પાણી–વિના પણ [illegible] પોતાનો જીવનનિર્વાહ ચલાવી શકે નહિ. શુદ્ધ અને સ્વચ્છ પાણીની જરૂર દરેક માનવને છે. શહેરમાં પૂરતું પાણી કદાચ ઉચ્ચવર્ગને અને મધ્યમવર્ગને જ મળતું હશે, પણ શ્રમજીવી અને ગરીબ વર્ગ તો પાણી પણ પૂરતું પામતો નથી. કેટલાંક ગામડાં નદીતીરે આવેલાં હોય તો સ્વચ્છ અને નિર્મળ પાણી ત્યાંના લોકો મેળવે છે. પણ તે સિવાય બીજાં અનેક ગામડાંમાં પાણીની તંગાશ હોય છે. અને તેમાં અનાવૃષ્ટિ કે ઉનાળાને લીધે પાણીની તંગાશ અને ઊણપ ઊભી થાય છે, ત્યારે તો ગામડાંની સ્થિતિ જોવા જેવી હોય છે.

શહેરોમાં સારો ખોરાક, સારું ધાન્ય, ચોખ્ખું ઘી, તેલ વગેરે પ્રાપ્ત થવું મુશ્કેલ હોય છે અને તેમાં પણ ટૂંકા પગારમાં પૂરું કરવાનું હોઈ તેઓને જીવનની પ્રાથમિક જરૂરિયાતોમાં કાપ મૂકીને સારા દેખાવાની લાલસા હોવાથી સ્ત્રીઓ ભાગ્યે જ

સારો ખોરાક મેળવી શકે છે. સ્ત્રીઓના શરીરનો વિકાસ તેમના ખોરાક પર પુષ્કળ આધાર રાખે છે. તેની જ સાથે ખોરાકને પચાવવાની શક્તિ પણ તેમનામાં હોવી જોઈએ.

આ દૃષ્ટિએ જોતાં સ્ત્રીઓને સ્વચ્છ હવા, પાણી અને ખોરાક પ્રાપ્ત થાય એવા ઉપાયો અને સાધનો યોજવાં જોઈએ. આ કાર્યો આજના સમાજસુધારકો, સમાજસેવકો અને સમાજસુધારણા કરતી સંસ્થાઓનાં અને અન્ય સ્ત્રી સંસ્થાઓનાં છે સ્ત્રીઓ પોતે જ સુધારા કરવાના પ્રયત્નો આદરશે અને પ્રવૃત્તિઓ કરશે, તો જ આખો સમાજ એ તરફ આકર્ષાશે.

આ બધાંની સાથે વ્યાયામને–શારીરિક મહેનત મજૂરીને-પણ એટલું જ મહત્ત્વ આપવું જોઇએ. આપણી બેઠાડુ, ઊજળિયાત અને સલામતીની ઉપાસક એવી શ્રીમંત અને મધ્યમ વર્ગની સ્ત્રીઓના શારી[illegible]વિકાસની પાછળ સહેજસાજ શક્તિ ખર્ચી, તેમની શારીરિક ઉન્નતિમાં થોડી સાફસૂફી કરીને આનંદ કે સંતોષ નહિ પામતાં, આપણે તો આજની સ્ત્રીઓનાં–પછી ઉચ્ચ વર્ગની, મધ્યમ વર્ગની, કે શ્રમજીવી, ગરીબ, દલિત: દરેક વર્ગની સ્ત્રીઓનાં–જીવન, શારીરિક સંપત્તિ વગેરેનો પૂર્ણ વિકાસ કરી, તેઓ સશક્ત અને શક્તિસંપન્ન બની, પ્રફુલ્લ અને તેજોમય બને એમ કરવાનું છે.

આ માટે સ્ત્રીમાત્રને કોઈપણ પ્રકારની વ્યાયામની આવશ્યકતા છે. સામાન્ય રીતે શ્રમજીવી, ગરીબ અને દલિત વર્ગની સ્ત્રીઓને તો પૂરતી મહેનત મળી રહે છે. ખેડૂત સ્ત્રીઓ અને સામાન્ય સ્થિતિની કેટલીક સ્ત્રીઓ પોતાનાં ગૃહકાર્યો પોતાના જ હાથે કરે છે અને એ રીતે થોડીઘણી મહેનત પોતાના શરીરને આપે છે, પણ ઉચ્ચ વર્ગની અને શ્રીમંતોની સ્ત્રીઓ અને મધ્યમ વર્ગની ઘણી સ્ત્રીઓને ભાગ્યે જ કંઈ મહેનત કરવી

પડે છે તેઓ ખાઈ પી, હીંચકે કે પાટે આખો દિવસ પ્રમાદમાં ગૂમાવે છે; તેથી તેમને તો કસરતની અને મહેનતની અનિવાર્ય આવશ્યકતા છે.

આમ હોવા છતાં પણ દરેક સ્ત્રીને વ્યાયામની જરૂર છે; કારણ કે શ્રમજીવી અને ગરીબ સ્ત્રીઓ ભલે મજૂરીમાંથી કસરત મેળવતી હોય, તથાપિ તેમનાં મન અને અંતઃકરણ એ મજૂરીથી આનંદ મેળવતાં હોતાં નથી; તેથી તેમના જેવી સ્ત્રીઓ માટે આનંદદાયક અને ઉત્સાહપૂરક વિવિધ રમતો અને સમૂહવ્યાયામ યોજવાં જોઈએ.

વ્યાયામનું શિક્ષણમાં એટલે કેળવણીમાં શું સ્થાન છે? સાચી કેળવણી કોને કહેવી? આધુનિક શાળાઓ તથા કૉલેજોની કેળવણી, ફક્ત બાળાઓ તથા યુવતીઓને ઓછાવધતા પ્રમાણમાં સાહિત્યની અને કળાની અભિરૂચિ કેળવે છે અને લલિતકળાઓની ઝાંખી કરાવે છે, પણ તેનાથી આગળ વધી નથી.

સંપૂર્ણ અને સર્વાંગી કેળવણી જ સ્ત્રીઓની સાચી સાધના હોવી જોઇએ. સર્વાંગી કેળવણીનો આદર્શ તો 'सा विद्या या विमुक्तये।' એનો જ હોવો જોઈએ. આવી કેળવણીમાં નીચેની પાંચ વસ્તુઓનો સમાવેશ તો અવશ્ય થવો જોઈએ: પ્રાર્થના એટલે પ્રભુ તરફ સન્મુખી અવસ્થા, બોધ (ઉપદેશ તથા કર્મદ્વારા), ધીરજ, સેવા અને કુરબાની.

કેળવણીનું પ્રથમ ક્ષેત્ર હૃદય છે. હૃદય જો પૂરેપૂરું ખેડાયું હશે, તો જ બુદ્ધિનું ખેડાણ વ્યક્તિને માટે તેમ જ સમાજને કલ્યાણકારક નીવડશે. જો હૃદય બરાબર કેળવાયું હોય, બુદ્ધિ પ્રગલ્ભ હોય અને શરીર નીરોગી અને કસાયેલું હોય, તો જ ધર્મજીવન જીવવું શક્ય થશે. સમાજની સર્વાંગી સેવા એ જ આત્મોન્નતિનો એક માત્ર ઉપાય છે.

સરકારી કેળવણીખાતું અત્યાર સુધી નિર્વીય અને કેટલીક બાબતોમાં અધોગામી એટલે સાચા લોકકલ્યાણની દૃષ્ટિએ પીછેહઠ કરાવનારું નીવડ્યુ છે. આધુનિક ધાર્મિક સમાજોએ તથા રાજદ્વારી આગેવાનો તથા તેમના અનુયાયીઓએ લોકકેળવણીનું કાર્ય જેટલું કર્યું છે તેના પ્રમાણમાં કેળવણીખાતાએ ઘણું થોડું કર્યું છે. તેથી શુદ્ધ ધર્મની, આપણા કર્તવ્યની પ્રેરણા લઇ, શાળાની ચાર દીવાલની બહાર નીકળી, સાચા કેળવણીકારોએ લોકશિક્ષણ અને લોકસેવાનું કામ કરવાનું છે. ધર્મસંસ્કરણ, કુટુંબસંસ્કરણ—ટૂંકામાં સમસ્ત જીવનનું સંસ્કરણ—કરવાનો જમાનો આવ્યો છે—આવ્યો છે એટલું જ નહિ પણ ક્યારનો શરૂ થઈ ગયો છે. મજૂરો, ખેડૂતો, કારીગરો, મધ્યમ તથા ઉચ્ચવર્ગનાં સ્ત્રીપુરુષોની સેવા કરી તેમનું જીવન સુવાસિત અને સમાજને ઉપયોગી કરવાનું છે. ગરીબો સાથે, પતિતો સાથે, અજ્ઞાન અને અસંસ્કારી સ્ત્રી—પુરુષો સાથે આપણે ઐક્યભાવે ભળી જઈએ, એમને આપણાં કરીએ, આપણે એમનાં થઈ જઇએ અને એમને સાથે લઇને ઉન્નતિનો ચઢાવ ચઢીએ, એ જ ધાર્મિકતા છે, આ મતલબનું શ્રી કાકા કાલેલકરે શિક્ષણ અને લોકસંસ્થા વિશે લખતાં કહેલું છે તે યથાર્થ છે.

આવી સર્વાંગી અને સુંદરતમ કેળવણી પ્રાપ્ત કરવી હોય તો નીરોગી, તેજસ્વી, આરોગ્યસંપન્ન અને ખડતલ થવાની જરૂર છે—સ્ત્રી તેમ જ પુરુષ બન્નેને.

આપણી હાલની સ્ત્રીકેળવણીમાં આમાંનું કાંઈ જ નથી. આપણી પ્રાથમિક શાળાઓમાં કે કોલેજોમાં જતી યુવતીઓના શિક્ષણમાં વ્યાયામશિક્ષણનું સમૂળગું સ્થાન જ નથી. તેમની શાળાઓમાં તો ફક્ત અભ્યાસ હોય છે, પણ તેથીએ વધારે તો સુંદર વસ્ત્રાભૂષણોની, ક્ષુલ્લક ટાપટીપની અને નવીન ફેશનોની

હરીફાઇ જ ચાલે છે; અને તેથી નીરોગી સશક્ત, તેજસ્વી, સ્વાસ્થ્યસંપન્ન, સુરેખ અને સપ્રમાણ અંગોવાળી બાળાઓ કે યુવતીઓનું પ્રમાણ ઘણું જ થોડું રહે છે.

બૌદ્ધિક વિકાસની ખાતર કન્યાઓ અને યુવતીઓ પોતાના અભ્યાસ અને વાચનમાં જે ઉત્સાહ અને કાળ ગાળે છે તે પ્રમાણે તેમણે પોતાની શારીરિક સંપત્તિ તથા આધ્યાત્મિક સંપત્તિ માટે પણ હમેશાં થોડો વખત ઉત્સાહપૂર્વક આપવો જોઇએ. જો તેવો વખત ના મળી શકે તો બૌદ્ધિક વિકાસમાં અપાતા વખતમાંથી થોડો વખત બચાવીને પણ એકથી બે કલાક, દરરોજ, પોતાના શરીરના આરોગ્ય માટે, જ્ઞાન અને ધાર્મિક સહૃદયતા માટે, સ્વચ્છતા માટે તથા વ્યાયામશિક્ષણ માટે, આપવો જોઈએ. કન્યાશાળાઓમાં, વનિતાવિશ્રામોમાં, માધ્યમિક શાળાઓ તથા કૉલેજોમાં આવી જ જાતનો અભ્યાસક્રમ યોજાવો જોઇએ.

આ વ્યાયામના અભ્યાસક્રમમાં વ્યાયામની જુદી જુદી પદ્ધતિઓ અને પ્રકારોના પ્રયોગ કરી શકાય. નાની બાલિકાઓને યોગ્ય, કન્યાઓ તથા યુવતીઓને યોગ્ય, મોટી વયની સ્ત્રીઓને યોગ્ય અને તે બધાં સૌ કોઇને સામાન્ય, એવી જુદી જુદી વ્યાયામ પદ્ધતિઓનું અને પ્રકારોનું સંપૂર્ણ વર્ણન અત્રે કરવાની જરૂર નથી; છતાં આજની રાષ્ટ્રીય સંસ્થાઓ, રાષ્ટ્રીય કેળવણી આપતી લોકસંસ્થાઓમાં કેવી પદ્ધતિનું વ્યાયામશિક્ષણ અપાય છે તે જાણી, તેમાં જરૂર હોય તો યોગ્ય ફેરફાર કરી, વ્યાયામની નવરચના કરી, કન્યાઓ, યુવતીઓ, તથા સ્ત્રીઓને માફક આવે તેવી શિક્ષણપદ્ધતિ ઘડી, તે પ્રમાણેની વ્યાયામપદ્ધતિઓને અચૂક સ્થાન મળવું જોઇએ.

હવે સ્ત્રીઓને યોગ્ય વ્યાયામનું અવલોકન કંઇક વધારે

વિગતથી કરીએ. વ્યાયામના બે પ્રકારો થઇ શકે: (૧) વ્યક્તિગત અને (૨) સામુદાયિક. વ્યક્તિગત વ્યાયામમાં દોરડાં કૂદવાની, દોડવાની, ફરવા જવાની, દંડ બેઠક કરવાની, સૂર્યનમસ્કાર કરવાની, આસનોની, તરવાની, એવી અનેક કસરતો છે, જે નાની છોકરીથી માંડી મોટી વયની સ્ત્રીઓ પણ કરી શકે છે. બીજું કાંઈ નહિ તો લાંબા શ્વાસોચ્છ્વાસની ક્રિયા પણ સ્ત્રીઓ કરી શકે છે.

સામુદાયિક વ્યાયામમાં તો આપણે ત્યાં ઘણી નવીન પ્રવૃત્તિઓ શોધી કાઢી છે. તેમને બે વિભાગમાં વહેંચી દઇએ, તો એક બાજુ રમતોના અનેક પ્રકારો અને બીજી બાજુ સમૂહગત થતી કેટલીક કસરતો અને કવાયતો મળી આવે છે.

રમતોથી આપણા શરીરના દરેક અંગને સારી રીતે હલનચલન મળે છે આપણા એકેએક અંગને સામાન્ય અને જરૂરી વ્યાયામ રમતોથી મળે છે અને સાથે સાથે લાંબા શ્વાસપ્રશ્વાસની ક્રિયા પણ થાય છે. આપણું શરીર હલકું ફૂલ જેવું અને સ્ફૂર્તિવાળું, આપણું મન પ્રફુલ્લ અને આનંદી બને છે, અને મગજનો થાક ઊતરી જાય છે. આપણે ચપળ, ચાલાક અને બુદ્ધિમાન બનીએ છીએ. આપણા સુખ અને કલ્યાણ માટે કંઇ એકલા બળની કે ભારે વજનના શરીરની જરૂર નથી; પણ તેમાં ચાલાકી, યુક્તિ, ચપળતા પણ પુષ્કળ હોવાં જોઈએ. તે ઉપર પ્રમાણેના વ્યાયામથી પ્રાપ્ત થાય છે.

સમૂહગત થઇ શકે તેવી કસરતોમાં આનંદ મળે અને એક દિલથી કામ કરવાની ટેવો પડે તેવી અનેક બીજી વ્યાયામપદ્ધતિઓ અને ક્રિયાઓ છે. સામાન્ય કવાયતો, વાંસ કવાયત, બેન્ડ અને ડમ્બેલ્સ અને ડ્રિલ્સ અને કેલેસ્થેનિક્સ જેવી અને સામુદિાયિક કસરતો અને વ્યાયામપદ્ધતિઓ, આપણી નાની

નાની છોકરીઓ, કન્યાઓ અને યુવતીઓની શિક્ષણસંસ્થાઓમાં સર્વસાધારણ કરી શકાય.

આ સિવાય લેઝિમ, લાઠી, મગદળ, ડમ્બેલ્સ જેવી કેટલીક કસરતો યુવાન બાળાઓ કરી શકે તેમ છે. હાલની કેટલીક ચેતનવંતી અને રાષ્ટ્રીય કેળવણી આપતી સંસ્થાઓમાં આવી પ્રવૃત્તિઓ ચાલી પણ રહી છે.

આ વ્યાયામશિક્ષણમાં જુદા જુદા વર્ગની અને જુદી જુદી વયની સ્ત્રીઓના માટે અનેકવિધ યોજનાઓ મૂકી શકાય. નાની પાંચથી દશ વર્ષની બાલિકાઓને તેમનાં શરીરને યોગ્ય એવી સાદી રમતો, તદ્દન સાદાં આસનો અને સમૂહકવાયત, વાંસ-કવાયત, વગેરેનું શિક્ષણ આપવું જોઈએ.

તેવી જ રીતે મહેનત મજૂરી કરતી સ્ત્રીઓને તેમનાં શરીર અને મન બંને હલકાં અને આનંદી બને તેવી રમતો અને સમૂહકવાયતો વગેરે શીખવવામાં આવે તો તેમાંથી તેઓ પોતાનું પુનર્જીવન પામે.

આ વ્યાયામના શિક્ષણ સાથે, તેમનાં ઘર, કપડાં, શરીર કેમ સ્વચ્છ રાખવાં તે તથા તેમનાં શરીરની રચનાનું જ્ઞાન અને ધાર્મિક સારા સંસ્કારોનાં બીજ તેમના મનમાં અને હૃદયમાં કેમ કરી રોપાય અને ઊછરે તેનું શિક્ષણ પણ અવિરત અને એકધારું મળવું જોઈએ.

પ્રાથમિક કન્યાકેળવણીથી માંડી શાળા, કૉલેજ, અને પુખ્ત વયની સ્ત્રીકેળવણીની શિક્ષણ સંસ્થાઓ તથા દરેક સામાજિક, રાજદ્વારી અને રાજકીય તેમ જ ધાર્મિક સંસ્થાઓ આ શિક્ષણને ઉચ્ચ અને મહત્ત્વનું સ્થાન આપી શકે છે. તે ઉપરાંત આપણા દેશ ઉપર સાર્વભૌમત્વ ભોગવતી સરકાર,

પ્રાંતીય સરકાર અને પ્રજાકીય સત્તાધિકારી સંસ્થાઓ અને મંડળો, જેવાં કે મ્યુનિસિપાલિટીઓ, કોર્પોરેશનો અને જિલ્લા લોકલબોર્ડ જેવી સંસ્થાઓ, પોતાના હાથ નીચે ચાલતી શિક્ષણસંસ્થાઓમાં આનો પ્રબંધ કરી શકે અને વ્યાયામ-શિક્ષણની ખાતર જુદી જ અલગ શાળાઓ અને કોલેજો કાઢી તેના વિકાસમાં પોતાનો ફાળો અને સેવા આપી શકે; પણ અત્યારે આપણી સરકાર આ બાબતમાં નહિ જેવો જ રસ લે છે. અર્ધસરકારી સંસ્થાઓ સાધારણ રસ લેતી થઇ છે; પણ જો આપણી ગૂજરાતી પ્રજાને તેવા શિક્ષણની સાચી તાલાવેલી હશે અને આપણી ગૂજરાતી સ્ત્રીઓને વ્યાયામ-શિક્ષણનો અને તેમાંથી ઉત્પન્ન થતી શારીરિક સંપત્તિનો સારો ખ્યાલ હશે, તો એવી અનેક લોકસંસ્થાઓનો ઉદય થશે.

આપણી મ્યુનિસિપલ શાળાઓ, કન્યાશાળાઓ, વનિતા-વિશ્રામો, વિકાસગૃહો અને જ્યોતિસંઘ જેવી સ્ત્રીશિક્ષણની સંસ્થા-ઓ, અન્ય લોકસંસ્થાઓ, કોન્ગ્રેસ જેવી રાજદ્વારી સંસ્થાઓ અને મજૂરમહાજન જેવી ગરીબોની અને શ્રમજીવીઓની અને કારીગરોની સંસ્થાઓ, હરિજન સેવકસંઘ અને ગ્રામોદ્ધારનાં આંદોલનો ચલાવતી સામાજિક સંસ્થાઓ, દરેકેદરેક પોતાની સંસ્થાઓની થતી અનેક પ્રવૃત્તિઓમાં, એક યા બીજી રીતે, વ્યાયામનું શિક્ષણ, આરોગ્ય અને સ્વચ્છતાનું જ્ઞાન, સંયમ અને નીતિનું જ્ઞાન, વધતાઓછા અંશે જેટલું બની શકે તેટલું વધારેમાં વધારે અને સર્વોત્તમ રીતે આપવા પૂરેપૂરો પ્રયત્ન કરે તેવી જરૂર છે.

પણ જો શિક્ષિત અને કેળવાયેલી યુવતીઓ અને સ્ત્રીઓ, અનેક સ્ત્રીસંસ્થાઓ ઉઘાડી, અનેક નાનાં મંડળો ઊભાં કરી, આ વ્યાયામ વગેરેના શિક્ષણને, પ્રજાજીવનની ઉન્નતિના મુખ્ય

અંગસમું ગણી, ઉપર પ્રમાણે કાર્ય કરવા, પોતાની બધી શક્તિ તથા પોતાના સાચા હૃદયની સેવા આપશે, તો–અને ત્યારે જ–સ્ત્રીવર્ગ શારીરિક અને નૈતિક સંપત્તિના વિકાસના મહા ઉચ્ચ અને ઉન્નત શિખરે ચઢી શકશે.

જીવનમાં શારીરિક સંપત્તિ તથા આધ્યાત્મિક સંપત્તિની પ્રાપ્તિ અર્થે વ્યાયામનું, સંયમનું, નિયમનનું અને નીતિનું ખૂબ મહત્ત્વનું સ્થાન છે. આપણા જીવનમાં સંયમ નથી, નીતિ નથી, શિસ્ત નથી; તો આપણી શારીરિક સંપત્તિ તથા નૈતિક ઉન્નતિની કે તેના ઉત્કર્ષની કદી આશા પણ ન જ હોઈ શકે. સંયમ એટલે સર્વ વસ્તુનો નિરોધ એમ નથી; પણ આપણી તમામ શક્તિ અને સાધનોનો, જ્યાં જરૂર હોય અને જે અગત્યનું અને હિતકર હોય, ત્યાં અને તેમાં તેટલા પૂરતો જ ઉપયોગ. આ સર્વાંગી સંયમથી આપણે શારીરિક વિકાસ સાધીએ છીએ; એટલું જ નહિ, પણ આપણું જીવન સર્વાંગસિદ્ધ–એટલે આપણા માટે તથા બીજાઓ માટે કલ્યાણકારી–બની રહે છે. નૈતિક અને સંયમી જીવનના જ્ઞાન વિના આપણી સ્ત્રીઓમાં પૂર્ણ શારીરિક વિકાસ આવી શકે નહિ.

આ બધા શિક્ષણનો આધાર માતાપિતા ઉપર–ખાસ કરીને માતા ઉપર નિર્ભર રહેલો છે; કારણ કે માતાના સંસ્કારો તેમની સ્ત્રીસંતતિમાં જેટલા બળવાન ઊતરે છે, તેટલા પિતાના નહિ. માતાના જીવનના, તેમની રહેણીકરણીના સંસ્કારો તેમનાં બાળકોમાં આપોઆપ અને અદૃષ્ટ રીતે આવે છે; તેથી આજની માતાઓ તથા ભવિષ્યની માતાઓમાં શરીરસંપત્તિ અને નૈતિક સંપત્તિ વધે તેના માટે યોગ્ય પ્રયત્નો થવા જોઇએ.

છેલ્લા દશકાથી એટલે ગાંધીયુગમાં ચાલુ થયેલી સ્ત્રીપ્રવૃત્તિ-ઓથી અને સ્ત્રીજાગૃતિના આંદોલનથી, તેમ જ રાષ્ટ્રોત્થાનની,

પ્રજાજાગૃતિની, સ્વાતંત્ર્યની, પોતાના હક્કોની મોટા પાયા ઉપર ચાલતી હિલચાલોથી, આજની સ્ત્રીઓમાં કંઇક જાગૃતિ આવી છે–ને પણ મોટાં શહેરોમાં; પણ હજુ સ્ત્રીઓના ઉત્કર્ષ માટે સ્ત્રીઓએ તથા સમાજસુધારકોએ ઘણું ઘણું કરવાનું, સાધવાનું, બાકી રહે છે. હજુ તો ફક્ત જાગૃતિનો કંઇક આરંભ જ થયો છે, કંઇક ભાન આવ્યું છે; પણ સર્વાંગી ઉત્કર્ષ તો અનેકગણો પ્રયત્ન તથા સેવાવૃત્તિ માગી લે છે.

આ બધાંમાં શારીરિક સંપત્તિની અનિવાર્ય આવશ્યકતા છે. ચાલુ તમામ પ્રવૃત્તિઓમાં અને હિલચાલોમાં, જેટલું બની શકે તેટલું શારીરિક વ્યાયામશિક્ષણને તેનું મહત્ત્વનું સાચું સ્થાન આપવું જોઇએ. બીજી અનેક શારીરિક વિકાસ અંગેની સંસ્થાઓ અને મંડળો કાઢી, ગામડે ગામડે અને દરેક શહેરના ખૂણે ખૂણે અને શેરીએ શેરીએ, વ્યાયામનું, સંયમનું, નીતિનું, ઉદ્યોગીપણાનું, શ્રમની સાચી કિંમતનું, યોગ્ય જ્ઞાન, દરેક સ્ત્રીઓ તથા યુવતીઓમાં પ્રકટાવવા પ્રયત્ન કરવો જોઇએ.

ગૂજરાતના સુવર્ણમય અને તેજોમય ગગનાંગણે આપણી ગભરુ અને સૌજન્યવતી ગૂજરાતણો સૌંદર્યવતી, શ્રીમતી, શારીરિક તથા માનસિક બળ અને શક્તિની મૂર્તિ સમી બની રહે અને તેમની તેજસ્વી, સુંદર અને સુરખીભરી છાયામાં આપણો દેશ નિર્ભર અને સુખી રહે, એવી આશાસહિત વિરમીએ. અસ્તુ!

# હાલના જમાનામાં સ્ત્રીઓની ફરજ

સ્ત્રીજાતિ એ સમાજનું વિશિષ્ટ તેમ જ અતિ અગત્યનું અંગ છે. સમાજના સમગ્ર સ્વરૂપનું વડતર સ્ત્રીજાતિની અસ્મિતાના વિકાસ સાથે પણ સંબંધ ધરાવે છે. દરેક સમાજમાં સ્ત્રી એ સ્નેહની રાજ્ઞી છે, પ્રણયની અધિષ્ઠાત્રી છે, સ્થૂળ દેહની સ્રષ્ટા તેમજ ધાત્રી છે, સૌન્દર્યની પ્રતિનિધિ છે, રસની કુંપી છે અને સેવાની મૂર્તિ છે: માટે સ્વાભાવિક રીતે જ સ્ત્રીવ્યક્તિ તરીકે તેમની ફરજો વિશેષ પ્રકારની હોવી ઘટે છે. આ વિશિષ્ટ ક્ષેત્રમાં સ્ત્રીઓનાં કર્તવ્ય સ્વતંત્ર રીતે સ્ત્રીઓએ જ બજાવવાનાં હોવાથી તથા પુરુષો તે ક્ષેત્રમાં સમાજને ઉપયોગી થઈ શકે તેમ નથી તેથી, સ્ત્રીઓની ફરજો ઘણી બાબતમાં પુરુષોની ફરજો કરતાં નોખી બની જાય છે. માણસ તરીકે સ્ત્રીના અને પુરુષના ધર્મ સમાન હોઈ શકે; પરંતુ આ હરીફાઈના જમાનામાં સ્ત્રીઓ પુરુષોની સાથે હરીફાઈમાં ઊતરે અને સ્ત્રી તરીકેના પોતાના ધર્મને કોરે મૂકી સામાન્ય માણસ તરીકેની ફરજ બજાવવામાં મશગુલ રહી પુરુષોની આડે આવવાનું કામ જો સ્ત્રીઓ ઊપાડે તો જરૂર સમાજને મોટો ધક્કો લાગ્યા વગર રહે તેમ નથી. જે વસ્તુ પૂરી પાડવાનું સામર્થ્ય અને આવડત કેવળ સ્ત્રીઓમાં જ રહેલાં છે અને પુરુષોથી એ વસ્તુ સમાજને આપી શકાય તેવું છે જ નહિ, તે સામાજિક જરૂરીઆત પૂરી પડતી જાય એટલા હેતુથી સ્ત્રીઓની ફરજ પુરુષોની ફરજથી અલગ રાખવાનું આવશ્યક ગણાવું જોઈએ. અર્વાચીન યુગ આન્તરરાષ્ટ્રીય આન્દોલનોનો અને રાષ્ટ્રીય અસ્મિતાના વિકાસનો છે. અર્થશાસ્ત્રની દૃષ્ટિ અર્વાચીન યુગનું પ્રધાન દર્શન છે. સમાજની પ્રગતિ કે અધોગતિ આ યુગમાં ધર્મનાં તત્ત્વોની

સંગીનતા ઉપર આધાર નથી રાખતી; પરંતુ આર્થિક સદ્ધરતા ઉપર કોઈ પણ રાષ્ટ્રની પ્રગતિનો આધાર રહેલો હોય છે. ગૃહની, કુટુંબની, દેશની કે રાષ્ટ્રની આર્થિક સદ્ધરતા નભાવવામાં અને વધારવામાં અર્વાચીન યુગમાં સ્ત્રીઓએ મોટો હિસ્સો આપવો પડશે. જ્યારે કોઈ પણ મહિલા પોતાના સ્વજનને સુખી બનાવવામાં, *શોભીતા બનાવવામાં અને સામર્થ્યવાન બનાવવામાં પોતાના સ્ત્રીત્વનો ઉપયોગ કરે ત્યારે તેમણે લક્ષમાં રાખવું પડશે, કે પોતાના સ્વજનને વિશેષ વિભૂતિવાન બનાવતી વેળાએ પોતાના દેશને પણ વિશેષ બનાવવાનું ઇષ્ટ કાર્ય કરી રહેલ છે. મનુષ્યના પ્રત્યેક પ્રગલ્ભ વિચારની, પ્રત્યેક ગંભીર કાર્યની અને પ્રત્યેક શિષ્ટ વાક્યની અસર અર્વાચીન યુગમાં જેટલી લાભકારક કે જેટલી હાનિકારક નીવડે છે, તેટલી આ દેશમાં ભૂતકાળમાં નહોતી; કારણ કે જગત અત્યારે વીખરાયેલું નથી પણ ઓતપ્રોત થયેલું છે. કોઈ પણ દેશ પોતાની આસપાસ કિલ્લો બાંધી અલગતાનું સુખ લઈ શકે તેમ નથી. માટે આ યુગની સ્ત્રીઓની ફરજ છે, કે તેમણે જાગૃત અને સંસ્કારી જીવન ગાળવા પ્રયત્ન કરવા જોઇએ.

સ્ત્રીઓએ તેમ પુરુષોએ સંસ્કારી વ્યક્તિ તરીકે જીવન ગાળવા સદા તત્પર રહેવાની જરૂર છે. સ્ત્રીઓ કેવળ જડતાવાળું જીવન ગાળે, સંસ્કારની કદર પણ તેમનામાં ન હોય બલકે સંસ્કારવાંછુ સ્ત્રીઓ હોય તેમને-પોતાની ઊણપ ઢાંકવા-બીજા કોઈ ક્ષેત્રની નબળાઇને કારણે વગોવવા પણ તત્પર રહે, એ આ યુગના ગુજરાતમાં ચલાવી લેવાય તેમ નથી; એટલે ગુજરાતની બધી સ્ત્રીઓ ભણેલી અને સારી પેઠે ગણેલી હોવી જોઇએ. જેમના સંજોગ એવા હોય કે બાલ્યમાં કે કૌમારમાં શાળાનું શિક્ષણ તેમને ન મળ્યું હોય, તેવા સ્ત્રીઓએ સમજુ થતાં અક્ષરજ્ઞાન એ જ સંસ્કારનું દ્વાર છે એમ તો સમજવાનું

નથી. ગુજરાતનું ઘર જે સંસ્કાર આપે છે, તે કેવળ અક્ષરજ્ઞાન નથી જ આપતું. હાલના યુગમાં ઘરગોખલામાં રહીને ઊછરેલી બાઇઓ રાજ્યના કાયદાને લીધે કે અન્ય આકસ્મિક સગવડને લીધે અક્ષરજ્ઞાનમાં પાવરધી બને છે તેમાં કેટલીક બહેનો વિદ્યાને લજાવે તેવા સંસ્કાર ધરાવતી માલૂમ પડી છે. તે સિદ્ધ કરી આપે છે, કે અક્ષરજ્ઞાન એ કંઈ એકલું સંસ્કારનું દ્વાર ન કહેવાય. માટે અક્ષરજ્ઞાનમાં વિશેષ પ્રગતિ જેમણે કરી હોય તેવી બહેનોએ સારા ખાનદાન ઘરની સંસ્કારી ઘરરખ્ખુ ગૃહિણીઓનો પરિચય સાધી પોતાના સંસ્કારમાં ઊંડાણ લાવવું જોઈએ; અને ઘરરખ્ખુ બેનોએ અક્ષરજ્ઞાનની ઊણપથી ન શરમાતાં સામાજિક કામમાં સંસ્કારી વ્યક્તિ તરીકે ભાગ લેતા થવું જોઇએ. આ કર્તવ્ય ઉપર જેમ વધારે લક્ષ ગુજરાતી બહેનો આપશે તેમ વધારે લાભ ગુજરાતી સમાજને થશે.

કોઈપણ પ્રજા સમૃદ્ધિવાન છે–વિભૂતિવાન છે તે એ પ્રજાના સ્થૂળ દ્રવ્યસંચય પરથી જ નક્કી નથી થતું; પરંતુ એ પ્રજાના આદર્શોની ઓજસ્વિતા ઉપરથી પણ તેનો આધાર રાખવામાં આવે છે. આ આદર્શો મનુષ્યને ખબર ન પડે તેવી દેશકાળને અનુસરીને બદલાતા જાય છે. એ આદર્શને ઘણે અંશે પહોંચી વળેલું માણસ એ યુગનો પ્રવર્તક ગણાઇ જાય છે. રોમના એક સમયના આદર્શ આજે ક્યાં છે? ગ્રીસના જગતવંદ્ય બનાવનારા આદર્શ આજે છૂટક છૂટક રૂપે જ જુદી જુદી પ્રજાના જીવનમાં તરવરે છે. આર્યોની વૈદિક સંસ્કૃતિની વિકૃતિ જ અત્યારે તો હિન્દમાં નજરે પડે છે. રશિયા જેવડા અતિ વિશાળ દેશામાં ઝારશાહી સંસ્કૃતિની ઘોર પણ દટાઈ ગઇ છે; અને નવી સંસ્કૃતિનો નવો ફાલ ત્યાં ફાલી રહ્યો છે. આ બધું સ્પષ્ટ રીતે સમજાવે છે, કે સમાજમાં આદર્શ બદલાય તેમ તેમ શું પુરુષોએ કે શું સ્ત્રીઓએ દૃષ્ટિકોણ બદલવો જોઇએ. એ આદર્શ-

પલટા એવી સૂક્ષ્મતાથી થાય છે, કે પામર જનને એ પલટાનું ભાન થતું નથી. સંસ્કારી બહેનો જો જાગૃત હોય તો એમને આવા આદર્શપલટાનું ભાન થાય છે અને તદનુસાર પોતાના જીવનમાં તેઓ શાણી રીતે ફેરફાર કરતાં રહે છે.

આદર્શપલટો જ્યારે થાય છે ત્યારે જૂના અને નવા વચ્ચેનો સંધિકાળ બહુ વિષમ થઈ પડે છે. એવે સમયે જે બહેન વધારે જાગૃત, તે જ ફાવે છે—નહિ તો કેવળ જૂનાનો ત્યાગ કરવામાં અને બધી નવીનતાને સ્વીકારી લેવામાં તે પ્રવાહમાં તણાતા જડપદાર્થની ગતિએ પહોંચે છે. હાલના ગુજરાતમાં આદર્શોની રેખાઓનું સુસ્પષ્ટ દર્શન જેમને નથી થયું હોતું તેવાં ભાઈ–બહેનો પોતાના કર્તવ્યનું સ્વરૂપ નક્કી કરવામાં બહુ ભૂલ ખાઈ બેસે છે. બેનોએ તો આવી ભૂલોના ભોગ થવું ન ઘટે. કોઈ બહેન શિક્ષકનો ધંધો કરે અને નવરાશનો સમય બીડીઓ વાળાવાના ઉપધંધામાં રોકે, કોઈ બહેન સમાજસેવિકાના સંઘના સ્તંભ સમાન હોય અને ઉપધંધા તરીકે મિલમજૂરોને કે મ્યુનિસિપલ ભંગીઓને માટે વ્યાજે પગારની આંટે નાણાં ધીરવાનું કામ કરે, કોઈ બહેન મજૂરસંઘના હિતના પ્રશ્નો ઉપર ભાષણો આપતી હોય અને લેખો લખતી હોય, છતાં તેમને ઘેર રાખેલો ઘાટી જોહુકમીના વાતાવરણના ત્રાસથી વરસમાં દશવાર બદલાતો હોય છે.

માટે આ યુગની ગુજરાતી બહેનોએ પોતાના જીવનમાર્ગના ચીલા અવલથી ચોખ્ખા કરી લેવા જોઈએ; છેવટે પોતાની દૃષ્ટિ પહોંચે એટલે સુધીના રસ્તાનો સ્પષ્ટ નકશો તેમના વિચારપટ ઉપર દોરાયેલો હોવો જ જોઇએ.

ઘણી બહેનોને ખબર નથી હોતી, કે આદર્શના બદલા યુગના મહાજનો કરે છે. હિન્દુસ્તાનમાં પાંચ પાંડવોની એક પત્ની દ્રૌપદી એક કાળે સતી ગણાતી હતી; વંશવૃદ્ધિ માટે

વિધવા બનેલી સ્ત્રીઓ નિયોગ–વ્યવહારથી પુત્રવતી થતી હતી. એ આદર્શ પાછળથી આર્યદેશને પસંદ નથી પડ્યો; એટલે મહાભારતની પહેલાંના રામાવતારના કાળનું સીતારામનું દામ્પત્ય આદર્શ મનાયું છે. દમયન્તી અને તારામતી, અનસૂયા અને અરુન્ધતી, સાવિત્રી અને સુલોચના જેવી સતીઓનાં માન આપણા સમાજમાં એટલાં બધાં વધી ગયાં હતાં, કે સ્ત્રીજગતને સંતોષવા ખાતર સેંકડો સતીઓનાં નામ પુરાણોમાંથી અને ઇતિહાસમાંથી ખોળી ખોળીને પાંચસો પાનાંનું "સતીમંડળ" જેવું પુસ્તક ગુજરાતી બંધુએ રચવું પડ્યું. એ આદર્શ અત્યારે લોકપ્રિય છે ? કોઈને સતી કહેવડાવવાના કોડ હમણાં ઊભરાતા નથી. અલબત્ત, કોઈ પોતાના પતિ પ્રત્યે બેવફા થવાનું પસંદ ન કરે; છતાં પતિદેવમાં જ જીવનની બધી ધન્યતા સમાઈ જાય છે, એ માન્યતા આ યુગની ગુજરાતી બહેનોને આકર્ષક કે ચિત્તસ્પર્શી નહિ જ લાગે.

ગુજરાતી બહેનોને આ યુગમાં સાધ્વી અને સંન્યાસિની-ઓના આદર્શ માફક આવે તેમ નથી. નર્મદાના તટે સંન્યાસીઓ હશે, પણ સંન્યાસિનીઓ જવલ્લે જ સાંપડશે. ગિરનારમાં સાધુનાં ઝુંડ, ઝાડના ઝુંડ જેટલાં જ શિવરાત્રિના મેળામાં દેખાશેઃ પણ ગુજરાતણ સાધ્વીઓ જવલ્લે જ સાંપડશે. શ્રીમાન મહારાજ નથુરામ શર્માના બિલખાના આનંદાશ્રમમાં ધોળાં વસ્ત્રધારી સંન્યાસિનીઓ જેવી ગુજરાતણો વસતી હતી, વસે છે. શ્રીમતી નાનીબહેન ગજ્જરે વનિતાવિશ્રામોમાં શ્વેત વસ્ત્રનો પ્રચાર કરવા ધાર્યો હતો; પણ કોણ જાણે ગાંધીયુગના પ્રખર વાયુના બળ આગળ કે ગુજરાતણોના બળ આગળ એ ધોળાં વસ્ત્રધારી સંન્યાસિનીઓનો આદર્શ જડ ઘાલી નથી જ શકયો. જૈનોની દીક્ષાનો મોહ પણ ગુજરાતણોમાંથી ઊડી જવા લાગ્યો છે.

હવે વિચારો કે એક ગુજરાતી સ્ત્રી પાસેથી અત્યારના સમયમાં કયા પ્રકારની જવાબદારી ઉપડાવવાની આશા હાલનો સમાજ રાખી શકે ?

ગુજરાતમાં સ્ત્રીઓનું કૌમાર જીવન બહુ પાંગરી શકે તેમ નથી; એકલા ગુજરાત માટે આ વિધાન નથી, પરંતુ સમસ્ત આર્યદેશ માટે એમ જ કહી શકાય. સરસ્વતી તો એક જ રહી. કવિ ન્હાનાલાલે પણ જયા અને જયંતનાં સૂક્ષ્મલગ્ન કર્યાં જ કેમ ? અપરિણીતાની નામાવલિ એક બેરખાના મણકા જેટલી પણ ન થઈ ? ગુજરાતણનું ગૃહજીવન એ નંદનવન છે. ગૃહિણીધર્મના પાયા વિવાહસંસ્કારે બહુ ઊંડા નાખ્યા છે. અનેક પરદેશી વાવાઝોડાં અને વંટોળિયા આવ્યા છતાં એ ગૃહજીવનનો પ્રેમ ગુજરાતણમાંથી વ્યાજબી રીતે લેશ માત્ર પણ કમી થયો નથી. અર્વાચીન ગુજરાતી સ્ત્રીઓની પહેલી ફરજ એ જ હોઈ શકે, કે કુમારઅવસ્થાની મજલ પૂરી થતાં ગૃહસ્થાશ્રમની મજલ શરૂ થવી જોઈએ.

લગ્ન એ જીવનની મહાન દીક્ષા છે. આત્મકલ્યાણ સાધવા માટે તેમ જગતનું સાતત્ય નભાવવાની પવિત્ર ફરજ બજાવવા માટે લગ્ન એ મનુષ્યોની દીર્ઘ બુદ્ધિના વ્યાપારમાંથી ઉદ્‌ભવેલી સંસ્થા છે. ઇતિહાસયુગની પૂર્વે એ સંસ્થા સ્થપાઈ છે. આ જ સુધી એ સંસ્થા અવિચ્છિન્ન નભી છે; તેથી તેની સબળતા વધી ગઈ છે. ગુજરાતની સ્ત્રીઓએ એટલા માટે લગ્ન એ આ યુગમાં પવિત્ર કર્તવ્ય માનવું ઘટે છે. લગ્નથી સંકળાયેલી સ્ત્રીનું જગત એક રીતે પોતાના ઘરમાં જ સમાઈ જવું જોઇએ; અને બીજી દૃષ્ટિથી ઘરની ભીંતોનો અનુભવ થવાથી તેમની દૃષ્ટિ અંતરાયની મૂંઝવણ અનુભવે; એટલે નિર્બંધ દૃષ્ટિવિસ્તાર તેમને આવશ્યક જણાય છે.

સાચા ગૃહસ્થાશ્રમમાંથી સ્વતંત્રતાની સુસ્પષ્ટ ઓળખાણ

થાય છે તેટલી ઓળખાણુ સ્વચ્છંદે ખેલતી સ્ત્રીઓને થતી નથી. ગૃહસ્થાશ્રમના સંયમનું જેમ સ્ત્રીઓને બહુ જ જરૂરનું છે. એ ગૃહસ્થાશ્રમના સંયમના પ્રતાપથી જ ગુજરાતી સ્ત્રી સાચી પોષક બને છે અને સાચી સેવિકા બને છે. ગૃહસ્થાશ્રમના સંયમનું જેમ એ જ સંસારનો સાચો સાર છે. દામ્પત્યનું એ અમૃત છે, ગૃહજીવનનું એ અજોડ નૂર છે. બહેનો, એ જેમનો ખૂબ સંચય કરે તો જગત હાલ છે તેનાથી સવાયું સુશોભિત બની જાય. વિલાસ અને વૈભવ તો સંયમી જ મહાણી શકે છે, એ ગુજરાતની બહેનો સમજે તો મુંબઈ અમદાવાદની શેરીએ શેરીએ પાટિયાં ચોડી પેઢીઓ માંડી બેઠેલા વૈદ્ય-ડૉકટરોને બગાસાં ખાવાનો વારો આવે !

ગૃહિણીધર્મનો બીજો મોટો ધર્મ કુટુંબને અને જગતરૂપી કુટુંબને—યોગ્ય પોષણુ પહોંચાડવાનો છે. સ્ત્રીઓ જ જગતની પોષક છે. તે જેમ માતા તરીકે પોતાના બાળકને પોષે છે તેમ કુટુંબ આખાને તેમના સ્થૂળ દેહ માટે તેમ જ મનોમય દેહ માટે યોગ્ય પોષણુ આપી તે પોષે છે.

વિશુદ્ધ આહાર, વિશુદ્ધ વિચારો સળકાવે છે. અયોગ્ય અને અશુદ્ધ આહાર તર્કને ગતિમંદ કરી નાખે છે, વિચારોને તંદ્રાવશ કરી મૂકે છે, આ યુગમાં ગૃહિણીએ પોતાના ઉચ્ચ જ્ઞાનના બળથી અને જીવનમાં પ્રત્યેક ક્ષણે વધાર્યા જતા અનુભવના બળથી સંશોધન કરી પોતાના કુટુંબને કયા પ્રકારનું પોષણુ પ્રાણુદાતા થઈ શકશે તેનો નિર્ણય કરવો જોઈએ. સ્ત્રીઓની ફરજ છે, કે તેમણે આહારમાં વપરાતા બધા પદાર્થના ગુણદોષ સમજવા જોઈએ, અને કયા પદાર્થમાં કઈ શક્તિ કેટલા પ્રમાણમાં રહેલી છે તેની સમજ હાલની સ્ત્રીઓને હોવી જોઈએ.

ચૂલાવાળા લોટની રોટલીમાં વિશેષ સત્ત્વ હોય તો

ચાળણીથી ચાળ્યા વગર લોટ વપરાતો કરી દેવાની ફરજ સ્ત્રીઓની છે. નવટાંક કઠોળ ખાવાથી અમુક પ્રમાણમાં દૂધ ખાવા જેટલું પોષણ મળતું હોય તો ઘરમાં કઠોળનો વિનિયોગ ગૃહિણીએ સમજપૂર્વક દાખલ કરવો જોઈએ. ગાજર, મૂળા, ટમેટાં, મોગરી વગેરેમાં ઊંચા પ્રકારનાં જીવનતત્ત્વો રહ્યાં છે તો તેવા ઓછી કિંમતના શાકભાજીનો પુષ્કળ પ્રચાર કરી કુટુંબને તેમ જ જગતને સોંઘું પણ સંગીન પોષણ પૂરું પાડ્યાનો સંતોષ લેવાના કોડ હાલની સ્ત્રીઓએ સેવવા જોઈએ.

હવે તો સ્ત્રીઓએ જાણી લેવું પડશે, કે થોડાં ખર્ચથી વિશેષ પોષણ કયા પદાર્થમાંથી મેળવી શકાય છે. તે પદાર્થ કેવા રૂપમાં ખાવો ઘટે છે? જમવું એ ઉપભોગની ક્રિયા નથી; એ તો ઊંઘની પેઠે આ જીવનની એક જરૂરિયાત છે.

ઋતુ અનુસાર આહાર અને ઋતુ અનુસાર વસ્ત્ર રાખવાનું કામ ગૃહિણીનું છે. ગુજરાતની અસલી ડોશીઓ એ કામમાં વિશેષ કુશળ હતી. તેથી પુનઃ એ શિષ્ટતા ગુજરાતી સ્ત્રીઓ મેળવવા ધારે તો અશક્ય જેવું તો નથી જ.

તનનું પોષણ આપનારી ગુજરાતણો તો હાલમાં ઘણાખરા ઘરમાં મળી આવે છે, પરંતુ કુટુંબી જનોના મનોમય કોષને પોષવાનું કામ હમણાંની બહેનો ગુજરાતમાં બહુ થોડું જ કરી શકે છે.

કુટુંબીજનોના મનની પ્રસન્નતા રખાવવા તરફ જો લક્ષ રાખવામાં આવે, તો કેટલીક કર્કશતા હાલના ગુજરાતી ગૃહજીવનમાં આવી છે તે દૂર થવા પામે. ઘરનું વાતાવરણ પ્રોત્સાહક, ઉલ્લાસમય, પ્રકાશમય અને આશામય રાખવું એ એકલી બહેનોનું જ કામ નથી; પરંતુ એમ કરવામાં કુટુંબમાં જે જે વ્યક્તિ પ્રયત્ન કરતી હોય તેમના પ્રયત્નને વિફલ કરવાની

પ્રવૃત્તિ તો કોઈને ઉપાડવી ન ઘટે. મુખ્ય ગૃહિણી જો ધારે તો ઘરનું વાતાવરણ સદા ઉલ્લાસવાળું રાખી શકે–રખાવી શકે; રસ એ ગૃહજીવનનો સ્થાયી ભાવ છે. ગૃહિણીના નયનની જવાલાની જ્યોત એ જ રસજ્યોત. ઘરમાં મધુર વાણીથી, કોકિલ-કંઠથી, કળામય વ્યવસ્થાથી, ભાવપૂર્ણ અભિનયથી ગૃહિણીઓ રસ રેલાવી શકે છે; એટલું જ નહિ, પરંતુ પ્રસંગાનુસાર વાર્તાલાપથી, વિષયાનુસાર દૃષ્ટાંતોથી અને મનોહારી કર્મણુકની ગોઠવણથી કુટુંબી જનના મન પર છવાયેલાં શોકનાં વાદળાંને સમજુ ગૃહિણી હડસેલી શકે છે.

મનોમય કોષના પોષણ માટે વાચન, મનન, ચર્ચા અને સારદોહનની તજવીજ પણ સારા ઘરની ગૃહિણીએ કરવી જોઈએ. એવાં કાર્ય માટે અર્વાચીન યુગની ગુજરાતી સ્ત્રીએ પોતે સારી કેળવણીથી સંસ્કારી બનવું પડશે. સસરાજીના વેદાન્તમાં, જેઠના ધંધા–રોજગારની ચર્ચામાં, દિયરના ઉચ્ચ સાહિત્યના અભ્યાસમાં, પતિના જીવનના ધ્યેયનો સાક્ષાત્કાર કરવાની ચર્ચામાં, બાળકોના કિલકિલાટમાં અને અતિથિને મનગમતા વિષયની વાતોમાં ટહુકો પુરાવવા જેટલું જ્ઞાન તો અર્વાચીન ગુજરાતી સ્ત્રીઓએ મેળવવું જ જોઇએ.

ગુજરાતણને પોતાનો સંસાર મધુર રાખવા ખાતર રક્ષક-વૃત્તિ પણ કેળવવાની આવશ્યકતા છે. માતા તરીકે બાળકોનાં રક્ષણ કરવાનાં તો હોય છે જ. એ બાળકો અન્યના રક્ષણ તળે મૂકી દઈ પોતે બેફામ અને બીનજવાબદાર જીવન ગાળે એવી ગુજરાતણો આપણને નથી જોઈતી. આજે જે પોતાના કુટુંબીઓનું રક્ષણ કરશે, તે કાલે પ્રસંગ આવ્યે પોતાના પાડોશ-નું કે પોતાના ગામનું રક્ષણ કરશે. વ્યક્તિવાદનાં ઝેર આપણા દેશમાં ભલે પથરાતાં જાય, પણ તે વ્યક્તિવાદનાં રંગાયેલા

યુવાનિયાંને ઘણી વાર કુટુંબના વાત્સલ્યનો મીઠો આશરો શોધવો પડે છે. ગુજરાતમાં વ્યક્તિવાદ સગવડને ખાતર-સ્વાર્થને ખાતર-કદાચ ફેલાતો જતો હશે; પરંતુ સાચા ગુજરાતીને ઉઘાડો કરી જરા ખોતરી જોઈએ તો તરત જ તેમનામાં કુટુંબપ્રેમ દેખાશે.

આ રીતે ગુજરાતણમાં ખીલવા યોગ્ય રક્ષકવૃત્તિ અતિ ઉપયોગી છે. આ યુગના અર્થવાદના ઝઘડામાં સંપત્તિનું રક્ષણ કરવાનું કામ સહુએ શીખવું પડશે. કયે સમયે ઘરમાં સોનું ખરીદવું, ખરીદેલું સોનું વેચવું કે કેમ, નાણાં કઈ બેન્કમાં અનામત મૂકવાં, કયારે ઉપાડવાં, જિંદગીના વીમાની પૉલિસી કયારે પાકે, કેમ પાકે, તેનાં નાણાં કેમ મેળવવાં, કાયદા પૂર્વક વારસો એટલે શું, સ્થાવર અને જંગમ મિલકત એટલે શું-વગેરે બાબતોની સ્પષ્ટ સમજ આજકાલની ગુજરાતણને હોવી જોઈએ. અત્યાર સુધી એ બાબતનું સ્ત્રીઓનું અજ્ઞાન નભ્યું, પણ હવે નભી શકે તેમ નથી. આ પ્રકારના જ્ઞાનથી સ્ત્રીઓની રક્ષકશક્તિ પાયાદાર બને છે. સંસ્કારી પતિ ધારે તો આવું ઉપયોગી જ્ઞાન પોતાની પત્નીને થોડા સમયમાં આપી શકે તેમ છે.

રક્ષા એ પણ એક પ્રકારની સેવા છે. તેથી જે રક્ષક હોય તે ધીરે ધીરે સેવક બને છે. સ્ત્રીઓ પોતાના કુટુંબમાં તેમ જ કુટુંબ બહાર અનેક પ્રકારે સેવિકાધર્મ બજાવી શકે છે. ગુજરાતમાં સ્ત્રીઓએ પહેલાં તો પોતાની જાતની સેવા ઉઠાવવી જોઈએ; કારણ કે સાચી સેવિકા હોય તેણે જાતે પહેલાં સ્વચ્છ નિર્મળ નિરોગી અને નિરામય બની જવું જોઈએ. સ્વચ્છતાના પાઠો ગુજરાતમાં ઘેર ઘેર આપીએ તોપણ આદર્શ સ્વચ્છતાને પહોંચતાં ઘણો સમય લાગશે એવું જણાય છે; માટે આ યુગની

ગુજરાતણુ તો સ્વચ્છ અને આરોગ્યવાન હોવી જોઈએ. મને મારા શિક્ષકોએ શીખવાડ્યું હતું, કે બિહાર અને ઓરિસાના લોકો વધારે અસ્વચ્છ હોય છે. તે પર પાછળથી વિચાર કરતાં મને બોધ થયો, કે ઓરિસાના લોકો તો પારદર્શક ગણાય કે પોતે ગંદા છે તેવા જ ગંદા દેખાય છે; પરન્તુ આપણા ગુજરાતમાં તો સ્વચ્છ સાડી નીચે મસોતાના જેટલો મેલો ચણિયો (ઘાઘરો) પહેરનાર બહેનને કે ધોબીએ ધોયેલાં ઈસ્તરીદાર કપડાં નીચે માઇક્રોબથી ભરપૂર ગંજીફ્રાક અને ગંધાતી જનોઈ પહેરનાર ગુજરાતી બંધુને મારે શું કહેવું? એ રીતે બિહાર, ઓરિસાના કંગાળ જન કરતાં આપણે ગુજરાતી વધારે ગંદા ગણાઈએ.

ઘરની સ્વચ્છતા કદી પણ ખર્ચાળ બનતી જ નથી; સ્વચ્છતા પાછળ થતું ખર્ચ જો બચાવવા જઈએ તો અન્ય દિશાએથી સત્તર પ્રસંગો ખર્ચમાં પડી જવાના ઊભા થાય છે.

ગુજરાતી સ્ત્રીઓએ આ વિજ્ઞાનના યુગમાં સુશ્રૂષાના સિદ્ધાન્તો સમજવા જોઈએ. નાના નાના રોગની ઉપલક સારવાર કરતાં શીખી લેવું જોઈએ.

કેટલીક સાદી દવાનાં નામ, તેની ઓળખ અને તેના ઉપયોગની માહિતી પણ સ્ત્રીઓએ રાખવી ઘટે છે. આવા પ્રકારની આવડતથી આપણી બહેનો બહુ ઉપયોગી જીવન ગાળી શકે છે; અને અનેકના આશીર્વાદ મેળવી શકે છે.

સેવાવૃત્તિ કેવળ માંદાની માવજતમાં જ પરિપૂર્ણ થતી નથી. ઘરની બહાર નીકળીએ કે તરત જ આપણને અનેક દુઃખાર્ત માણસો નજરે પડે છે. એ સૌ સેવાભાવી બહેનોની સેવા માગતાં ઊભાં છે એમ આપણને લાગે છે. સેવાવૃત્તિ એ

મનુષ્યહૃદયની ઉમદા પ્રવૃત્તિ છે. સેવામાંથી આત્માને ઈશ્વરનો સાક્ષાત્કાર થવાનો સંભવ રહે છે. ત્યાગના વિકાસ વગર સેવાવૃત્તિ જામતી નથી. સ્ત્રીઓમાં રહેલી સ્વાભાવિક કોમળતા એમને સેવિકા તરીકે વિકસવામાં સારો વેગ આપે છે.

પાપના પુંજ હોય તેને ઠેકાણે પાડવા, દુરાચારના અખાડાને દેવમંદિર જેવા બનાવવા, કુરિવાજોની ભઠ્ઠીઓમાં સળગતા સમાજને સાચી દિશા બતાવવી, ગરીબાઈની જીવનદોરી જેવી નાની નાની પૂંજી–થાપણ વરાખરામાં હોમાઈ જતી અટકાવવી, એવાં અનેક કામો ગુજરાતને ચકલે ચકલે સેવક અને સેવિકાઓની વાટ જોતાં ઊભાં છે; પરન્તુ એ વાત પણ લક્ષમાં રાખવા જેવી છે, કે સેવાનો અંચળો સહુ બહેનો ઓઢી ન શકે. લાયકાત વગર સેવા કરવા જઈએ, તો સેવા લેનારનું કલ્યાણ ન સાધી શકાય; એટલું જ નહિ, પણ આપણું પોતાનું પણ અકલ્યાણ થાય. ગુજરાતમાં હમણાં હમણાં સેવાની સંસ્થાઓ અળસીઆંના જન્મ પેઠે ઊભી થઈ છે તેથી બહેનોને ખાસ સાવચેત રહેવાની જરૂર છે, કે આપણો અધિકાર આપણે સમજીએ અને સેવિકા થવાના કોડ ખોટા ઢોંગથી ન પોષીએ તો ઉભય પક્ષે હિત સધાય છે.

સ્ત્રીઓમાં સેવિકાભાવ સદા પ્રદીપ્ત રહે તેવું સેવાનું ક્ષેત્ર શિક્ષિકાના કાર્યમાં મળી રહે છે. સ્ત્રીઓમાં શિક્ષક તરીકેનાં બુદ્ધિતત્ત્વો પુરુષો કરતાં વધારે છે કે ઓછાં છે તેનો વિચાર કોરે મૂકવા જેવો છે; પરંતુ માનસશાસ્ત્રની દૃષ્ટિથી સ્ત્રીઓનું સ્ત્રીત્વ ઘણે ભાગે શિષ્યો ઉપર વિજય મેળવવામાં વિશેષ કાર્યસાધક બને છે. વળી સ્ત્રીઓમાં શિક્ષકની લાયકાત વિકસી હોય, તો ઘર, કુટુંબ, શેરી, પોળ, અને લત્તાના આદર્શમાં યોગ્ય ફેરફાર કે ઘટતું ઊંડાણ એ સ્ત્રી ઉપજાવી શકે છે.

અમેરિકામાં તો શિક્ષક એટલે સ્ત્રી જ. શિક્ષક માટે જે અંગ્રેજી સર્વનામ વપરાય છે તે નારીજાતિનું જ હોય છે, તેથી એ પ્રજાએ તો સ્વીકાર્યું છે, કે સ્ત્રીઓમાં શિક્ષક થવાની સ્વભાવ-સિદ્ધ લાયકાત છે તેવી પુરુષોમાં કદાચ ન પણ હોય. અમેરિકામાં ગમે તેમ હો. આપણા ગુજરાતમાં અવશ્ય એટલું તો થઈ શકે, કે શહેરોની ગંદી પ્રાથમિક શાળાઓ એકદમ બંધ કરવામાં આવે અને ચકલે ચકલે તે વિભાગની સમજુ બહેનો દિવસના બે ત્રણ કલાક એ વિભાગનાં બાળકો માટે પ્રાથમિક શાળા ચલાવે, તો પરિણામ ઘણું જ સુંદર આવે. બહેનોએ–સમજુ બહેનોએ–આ યુગમાં સમજી લેવાનું છે, કે નાનાં બચ્ચાંની પ્રાથમિક શાળામાં–હાલ ચાલતી પ્રાથમિક શાળામાં–પોતાનાં બાળકોને કદી મોકલવાં ન જોઈએ, ગુજરાતમાં ગંદવાડ વધ્યો છે તે દૂર કરવાનો માર્ગ એટલો જ છે, કે સારા ઘરનાં બાળકો પ્રાથમિક શિક્ષણ ઘેર જ પોતાની માતા પાસેથી, મોટી બહેન પાસેથી, કાકી કે માસી પાસેથી અગર તો ઘરના સંસ્કારી પુરુષની મદદ લઈ શકે તેવી બહેન પાસેથી લેવા માંડે.

ગુજરાતની ગૃહિણીને ક્યાં ઓછાં કામ છે, કે વળી આ બાલશિક્ષણનું કામ તેમના પર નાખવું? આમ કોઈ દલીલ કરશે. પરંતુ જો પુરુષો પોતાના જમણની વાનીઓ બનાવ-રાવવામાં પોતાના મિત્રમંડળમાં, પોતાની વાહવાહ કહેવડાવવા ખાતર ઊંચા પ્રકારની પરોણાગત કરાવવામાં સ્ત્રીઓ પરના કામના બોજાની દરકાર નથી કરતા તો પોતાના ઘરનાં બાળકો-ને વિકસાવવા ખાતર કામના બોજાનો ખ્યાલ નડતર તરીકે આવવો ન જોઈએ. બાળકોને પોતાની પાસે રાખવાની ટેવ સંસ્કારી માબાપ રાખે, બાળકો વાસ્તે કંઈક વિચાર માબાપ કરતાં થાય, બાળકો માટે ઘરમાં કંઈક ચીજ–વસ્તુઓ વસાવ-તાં થાય, તો ખાસ શિક્ષણના પાઠ આપ્યાની તકલીફ વગર

યોગ્ય વયે બાળક વાતાવરણમાંથી જ વિકાસ સાધ્યા કરે છે.

દરેક ગુજરાતી બહેને પોતાને ત્યાં કેળવણીનું વાતાવરણ ઊભું કરવું જોઈએ. સારાં પુસ્તકો, સુંદર ભાવનાશાળી ચિત્રો, મનોવિકાસ સાધી આપે તેવા ઉદ્યોગો, કળાનો શોખ જગાડે તેવી સામગ્રીની વ્યવસ્થિત ગોઠવણ અને વખતોવખત સંસ્કારી ભાઈઓ અને બહેનોનાં સંમેલનો પોતાના ઘરમાં રાખવાં જોઈએ. વાર્તાસાહિત્ય અને વિજ્ઞાનસાહિત્ય, નકશા અને ચિત્રનો પરિચય, પ્રવાસપોથી અને જીવનચરિત્રો, આરોગ્યનાં ઉપકરણો અને આરોગ્યપ્રદ વસ્તુસંગ્રહ ઘરમાં સરસ વાતાવરણ ઉપજાવે છે.

સ્ત્રીઓ કદી સીધી રીતે શિક્ષિકા ન થઈ શકે તોપણ પોતાને જે વિષયની સારી આવડત હોય તે વિષયના જ્ઞાનનો પ્રચાર આડકતરી રીતે તેમણે કર્યે જ જવો જોઈએ.

સ્ત્રીજીવનમાં જે ચેપી દરદોની સાચી સમજ સ્ત્રીઓ મારફત ફેલાવી શકાય તો હાલના ગુજરાત ઉપર મોટો આશીર્વાદ વરસ્યો ગણાય. એ દૃષ્ટિથી તો સંસ્કારી ગુજરાતણે આ યુગમાં અવશ્ય શિક્ષિકાનો પાઠ ભજવવો જ જોઈએ. આપણી નર્સો અભિમાની અને કુસંસ્કારી હોય છે તેથી તેઓ પોતાના જ્ઞાનનો પ્રચાર કરતાં જ નથી. ગુજરાતમાં સ્ત્રી-ડૅાકટરો તો હીરામૂલી થઈ પડે તેમ છે; અને આદર્શ શિક્ષિકા પણ સોનામૂલી તો છે જ.

ગુજરાતની બહેનોએ વાર્તાઓ વાંચતાં વાંચતાં બીજું નક્કર વાચન પણ વાંચવું જોઈએ. શિક્ષણનાં પુસ્તકોમાં તેમણે રસ લેવો જોઈએ. શિક્ષણની આદર્શશાળામાં તેમણે વખતે વખતે જવું જોઈએ.

ઘરમાં જ બેસી રહેવાથી શિક્ષિત-કહો કે સમજુ-સ્ત્રીનું

કાર્ય પૂરું થતું નથી. જાહેર જીવનમાં સ્ત્રીઓએ આ યુગમાં ભાગ લેતાં થવું જોઈએ. જાહેર જીવન એ કંઈ કેવળ પુરુષો માટેનો અખાડો નથી. જાહેર જીવનની ચળવળની અસર જેટલે અંશે સ્ત્રીઓના જીવન પર થાય છે તેટલે અંશે સ્ત્રીઓની ફરજ છે કે પોતાની બહેનોનાં હિત જાળવવા સારુ તેમણે જાહેર જીવનમાં ભાગ લેવો જોઈએ. વાત ખરી છે કે એ જાહેર જીવન એવું ન હોવું જોઈએ, જેથી પોતાના સંસારનો ઓટલો વળી જાય. એ જાહેર જીવન એવું ન હોવું જોઈએ કે કેવળ મહત્ત્વાકાંક્ષાને સંતોષવા ગુજરાતણના ઘરેણા જેવા શિયળની હાંસી થાય. જાહેર જીવનમાં સ્ત્રીઓએ પુરુષો સાથે હરીફાઈ કરવાની જરૂર નથી; અને હવે પછીના સ્વાર્થી વાતાવરણમાં તેવી હરીફાઈ કરવી પડે, તો સ્ત્રીઓએ પોતાના ટેકા માટે સ્ત્રીમંડળો જગાડવાં જોઈએ અને પોતાના પક્ષને સબળ બનાવવો જોઈએ.

જાહેર જીવનનો કક્કો ઘૂંટવા માટે શિક્ષિકાના ક્ષેત્રમાં પહેલાં પ્રવેશ કરવો પડે અગર સમાજસેવકનાં કાર્યો હાથમાં લેવા પડે છે. પરંતુ બહેનોએ યાદ રાખવું જોઈએ, કે સંગીન અભ્યાસ વગર જાહેર જીવનનો ભાર કોઈ ઉપાડી શકતું નથી. રાષ્ટ્રને અમુક પ્રસંગે સ્ત્રીશક્તિની જરૂર પડે છે ત્યારે જાહેર જીવનમાં ખેલનારી બે-ચાર બહેનો-પાંચ--પચ્ચાસ બહેનો દેશમાં ન હોય તો દેશને-રાષ્ટ્રને ખમવું પડે. જાહેર જીવન જીવનારા પુરુષોની પણ ફરજ છે, કે પોતાની પડખે દેશમાં પ્રભાવશાળી બહેનો હોય તેમાંથી કોઈ કોઈને આગળ પાડવાં જોઈએ. જાહેર જીવનનાં ઢોંગી વસ્ત્રો અગર તો યોગ્યતા પામ્યા પહેલાં પહેરી લીધેલાં વસ્ત્રો ગુજરાતની સ્ત્રીઓએ સ્વીકારવાં ન જ જોઈએ. ઘણી સમજુ બહેનો જાહેર જીવનને એટલું બધું પવિત્ર માને છે કે પોતાનામાં છત હોય છે છતાં તે પવિત્રતાને પહોંચી વળવા પોતાની જાતને અપૂર્ણ માને છે, અને એ રીતે જાહેર જીવનમાં

પગલાં માંડ્યા પછી પણ પાછાં ખસી જાય છે. આજે ઠેકાણે ઠેકાણે મહિલાપુસ્તકાલયો, મહિલામંડળો, મહિલાવિદ્યાલયો, વનિતાવિશ્રામો પ્રચલિત થયાં છે, તો તેમાંથી ઊગી નીકળતા ભવિષ્યના ફાલરૂપી બ્હેનોમાં જાહેર જીવનની શક્તિ વિકાસક્રમના ન્યાયે વિકસે તો ગુજરાતણ માટે ખોટું તો નહિ ગણાય. આપણી મ્યુનિસિપાલિટી, આપણી પંચાયતો, આપણી જાહેર સંસ્થાનાં ટ્રસ્ટમંડળો, આપણા દેવાલયોની વ્યવસ્થામંડળીઓ અને યુનિવ્હર્સિટી સમજુ બ્હેનોના સહકારની વાટ જુએ છે.

આજની યુવતીઓ એવા કાળમાં આવશે કે એમના ઉપર પરદેશી વિચારોના પ્રચારની ઝડીઓ વરસશે. અત્યાર સુધી તો પરદેશી માલનો હલ્લો આપણા દેશ પર થયો હતો અને તે હલ્લાએ કરેલી ખાનાખરાબીનું ભાન મહાત્મા ગાંધીજીએ દેશને કરાવ્યું ત્યારે આવ્યું છે; પણ પરદેશી વિચારના હલ્લા તો સૂક્ષ્મ સૃષ્ટિમાં થાય છે. જાગે છે તે જુએ છે; ઊંઘે છે તે અંધ છે. તમારે સ્વતંત્રતાના નડતર તરીકેના રિવાજોનું ખંડન કરવું જોઈએ; પણ સ્વચ્છંદ પોષાય ત્યાં સુધી સમાજના સંયમના દોરાદોરીઓ તોડી નાખવા ન જોઈએ.

જગત હાલ પ્રચારઘેલું છે. જે વાત આ વરસે કેવળ ગાંડપણ ભરેલી લાગે છે તે સખત પ્રચારને પરિણામે આવતે વરસે જરૂરની થઈ પડે છે. ગુજરાતની સ્ત્રીઓએ આવા પ્રચાર-ના બળ સામે ટક્કર લેવી પડશે. પ્રચાર સામે પ્રચાર જ હોય. ગુજરાતમાં સ્ત્રીઓ વર્તમાનપત્રોમાં લેખો લખે, માસિકપત્રો ચલાવે, પુસ્તકો લખે, વ્યાખ્યાનો આપે, પ્રદર્શનો ભરે અને જે ઝેરી વિચારના ફેલાવાની એમને બીક લાગતી હોય તેની સામે મજબૂત પ્રચાર ચલાવે. ગુજરાતની થોડીક સ્ત્રીઓની આ ફરજ છે, એમ સમજવું. જો ગુજરાતની સંસ્કૃતિ અવિચ્છિન્ન રહેવા દેવી

હોય તો જેમને વિચારો સૂઝે છે તેવી બહેનોએ હાથ જોડી બેસી ન રહેવું જોઈએ. તેમણે પોતાનાં મંતવ્યોનો પ્રચાર કરવો જોઈએ.

વળી અત્યાર સુધી કેવળ પુરુષોના વિચારોથી જ લખતું-વાંચતું ગુજરાત પોષાયું છે. કોઈ પણ પ્રશ્ન પર–અને ખાસ કરીને સ્ત્રીઓને લગતા પ્રશ્ન પર–ગુજરાતી સ્ત્રીઓને શું કહેવાનું છે તે જાણવાની તક બહુ ઓછી મળે છે. વાર્તામાં સ્ત્રીપાત્રોનો વિકાસ પુરુષલેખકોની દૃષ્ટિએ જ થાય છે. નિબંધોમાં વ્યાખ્યાનોમાં અને શાળા તથા કૉલેજના અધ્યાપકના વિવરણમાં મોટે ભાગે પુરુષદૃષ્ટિ જ હોય છે. તેથી ગુજરાતની જે બહેનોમાં વિચાર દર્શાવવાની શક્તિ કેળવાઈ હોય અગર કેળવી શકાય તેવી સંભાવ્યવાળી હોય તેમની તો ફરજ છે, કે તેમણે ગુજરાતની સ્ત્રીઓનું દૃષ્ટિબિંદુ સમાજ આગળ પુસ્તકોથી અને લેખોથી રજૂ કરવું જોઈએ. હાલના ગુજરાતમાં સદ્‌ભાગ્યે કેટલીક બહેનો લખતી–બોલતી થઈ છે.

ગુજરાતની બહેનોની બહુ સુંદર ફરજ આ યુગમાં ધર્મનું વિશુદ્ધ વાતાવરણ જગાડવાની રહેશે. અસલથી સ્ત્રીઓ ધર્મને સંભાળતી આવી છે; તો હાલ પણ ધાર્મિક હિલચાલને નિર્મળ અને જીવંત રાખવાનું કામ તેમણે જ ઉપાડવું જોઈએ. ધર્મ એટલે વહેમનાં પોટલાં નહિ, ધર્મ એટલે આચારની લૂખી પ્રણાલિકા નહિ, ધર્મ એટલે કેવળ ધર્માચાર્યો પ્રત્યેની આંધળી શ્રદ્ધા નહિ; પરંતુ ધર્મ એટલે માણસના ગૂંચવાયેલા માનસને નીચે ન પડવા દેતાં ઉપર જ રાખનાર પ્રેરણા, ધર્મ એટલે જીવન-મરણના પ્રસંગમાં મનને સમતા અર્પનાર ફિલસૂફી, ધર્મ એટલે વિશુદ્ધિનો ફુવારો, ધર્મ એટલે આત્માનો ઓપ. ધર્મના ઝઘડા ન જ હોય. સ્ત્રીઓએ પોતાનાં ધાર્મિક મંતવ્યો તરફ આદર કેળવવામાં પરધર્મનાં મંતવ્યો તરફ અણગમો કેળવવો

ન જોઈએ. હવેના યુગમાં ધાર્મિક સમભાવની જરૂર બહુ જ રહેશે. ગુજરાતની બહેનો મુસલમાન હોય તો તેમણે હિંદુ બહેન સાથે ધર્મને કારણે હલકું વર્તન ન બતાવવું જોઈએ; તેમ જ હિંદુ બહેને ક્રિશ્ચિયન સાથે કે પારસી બહેનો સાથે તેમના ધર્મને લીધે સૂગ ન દર્શાવવી જોઈએ; એવી સ્થિતિ લાવવા માટે હાલના ગુજરાતમાં બહેનોએ ધાર્મિક ઉદારતા પોષાય તેવા પ્રયત્નો કરવા પડશે. ખાસ કરીને કોઈ ધર્મના ધાર્મિક સંતો અને આચાર્યોની જયંતી હોય અગર ઉત્સવો હોય ત્યારે એ ઉત્સ-વોમાં પરધર્મી બહેનોને આમંત્રણ મળવું જોઈએ અને પરધર્મી બહેનોએ એ ઉત્સવમાં ભાગ લઈ પોતાની ગુજરાતણ બહેનોનાં દૃષ્ટિબિન્દુનો ખ્યાલ લેવો જોઈએ. આર્યસમાજના મેળાવડામાં ક્રિશ્ચિયન બહેનોએ જવું જોઈએ અને ક્રિશ્ચિયન સમારંભમાં આર્યસમાજની બહેનોએ જવું જોઈએ.

વળી સમાજના જે નેતા હોય તેમણે એવા સામાજિક ઉત્સવો ઊજવવા, જેમાં બધા ધર્મની ગુજરાતી બહેનો ભાગ લે; અને એ રીતે એકમેકના ખભા એકમેક સાથે ઘસાતા થાય. આવી પ્રવૃત્તિનાં ફળ બહુ સારાં આવે છે. ધાર્મિક ટંટાથી બહુ ચેતતા રહેવાની જરૂર છે. ગુજરાતમાં એ ટંટાની જરૂર નથી. એવા અસહ્ય મતભેદ આજે ગુજરાતમાં નથી; તો ભવિષ્ય-માં ન પ્રવેશ પામે એટલા માટે બહેનોએ જાગૃત કેમ ન રહેવું?

ગુજરાતણોએ સદા પ્રભુ પ્રત્યેનો વિનમ્ર ભાવ કેળવવો જોઈએ; અને મનુષ્યની શક્તિની પામરતા ફેડવા માટે ઈશ્વરનો આશ્રય લેવો જ જોઈએ. જગતમાં ભૂલ્યાંનો ભેરુ ઈશ્વર છે, અને કયું માણસ નથી ભૂલતું?

તમારી વહુ બેટીઓને સ્ત્રીજીવનના ઉત્તમ આદર્શ પૂરા પાડી, તેમનાં જીવન, ગૃહ અને સંતતિને સુખી તથા સદ્દગુણી બનાવવા સારુ આ અમૂલ્ય રત્નભંડાર તરત જ તેમને લઈ આપો.

# ભારતની દેવીઓ

ઇંચ કદ ૫×૮ના ત્રણ મોટા ગ્રંથો—પૃષ્ઠ ૨૨૬૮, રૂા. ૯)

**ગ્રંથ ૧ લો–એમાંનાં કેટલાંક નામઃ**—દક્ષકન્યા સતી, પાર્વતી, સાવિત્રી, સરસ્વતી, લોપામુદ્રા, કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી, સીતા, શબરી, ગાર્ગી, મૈત્રેયી, અહલ્યા, તારા, અનસૂયા, શરમા, સુલોચના, મનોરમા, સુરુચિ, દમયંતી, સુનીતિ, વિદુલા, કુંતી, માદ્રી, ગાંધારી, વિદુરપત્ની, દ્રૌપદી, સુભદ્રા, રુક્મિણી, રેવતી, ઉત્તરા, શકુંતલા, શર્મિષ્ઠા, શૈબ્યા, સુકન્યા, વૃંદા, દેવહૂતિ અરુંધતી, બેહુલા, સુલભા, અંબાલિકા, ઇલા, કાત્યાયની ગાયત્રી, ઇ૦. કુલ ચરિત્રો ૧૧૩, પૃષ્ઠ ૭૩૨.

**ગ્રંથ ૨ જો–એમાંનાં કેટલાંક નામઃ**—રૂપસુંદરી, હાહિરકન્યાઓ, જસમા ઓડણ, મયણલ્લદેવી, રાણકદેવી, ગુણસુંદરી, સંયુક્તા, દેવળદેવી, કર્મદેવી, વીરમતી, પદ્મિની, કોટારાણી, હમીરમાતા અને પત્ની, તારાબાઈ, કલાવતી, નાગબાઈ ચારણી, ગુનોરની રાણી, મીરાંબાઇ, ગુલબદન બેગમ, દુર્ગાવતી, જવાહરબાઈ, રુઠીરાણી, પન્ના, રૂપમતી, ચમ્પાદે, કમલાવતી, વીરા, જોધબાઈ, સલીમા, બેગમ, નૂરજહાં, રત્નાવલિ, કર્માબાઈ, સોના-બીબી, પ્રિયંવદા, કરમેતીબાઈ, મૃગનયની, જોધપુરી, ફાતમા, મુમતાજ મહાલ, ગુલશન, જહાનઆરા, ઝેબુન્નિસા, ચાંદબીબી, રૂપનગઢની રાજકુમારી, જયમતી, હાડીજી, ઇ૦. કુલ ચરિત્રો ૨૪૯, પૃષ્ઠ ૭૩૨.

**ગ્રંથ ૩ જો–એમાંનાં થોડાંક ચરિત્રનાં નામઃ**—રાજમાતા જીજીબાઈ, વીરાંગના તારાબાઈ, રૂપમંજરી, સાહેબ કુંવરી, ગૌરીબાઇ, શ્રેષ્ઠી કન્યા, અસામાન્યા, અહલ્યાબાઈ, ભીમાબાઇ, કમળાદેવી, સત્યવતી, દેવી ચૌધરાણી, કૃષ્ણાકુમારી, મેના, પવરાણ, મધુરવાણી, કુદસિયા બેગમ, સિકંદર બેગમ, રાણી દુર્ગાબાઈ, રાણી રાજબાઈ, રાણી રાસમણિ, ઉમાબાઈ, દાભાડે, સુલતાના રઝિયા, મહારાણી લક્ષ્મીબાઈ, રાણી ચંદા, પ્રતાપકુંવરબાઈ, માજી હરિકુંવરી, મહારાણી સ્વર્ણમયી, શરતસુંદરી દેવી, માતાજી તપસ્વિની, વીરાંગના રૂપકુમારી, ચંદ્રપ્રભા, રાણી ભવાની, ભગિની નિવેદિતા, સરલા દાસ ઇ૦. કુલ ચરિત્રો ૧૬૬, પૃષ્ઠ ૮૦૪.

# સામાજિક ટૂંકી વાર્તાઓ

આ વાર્તાઓ બાપદીકરા અથવા સમગ્ર કુટુંબ સાથે બેસીને વાંચી શકે એવા પ્રકારની છે. **દરેક ભાગમાં સ્વતંત્ર ટૂંકી વાતો છે.**

ઘરમાં, સગાંવહાલાંમાં, અડોશીપડોશીમાં, તથા જ્ઞાતિબંધુઓ વગેરેમાં એકબીજા વચ્ચે ચાલતા કલેશકંકાસનાં તેમ જ ખરાબ રીતરિવાજ અને બીજી અનેક પ્રકારની દુર્દશાઓનાં એવાં આબેહૂબ ચિત્રો રજૂ કરે છે, કે જેથી તેનાં પરિણામો અને ઉપાય તથા તેમાંથી લેવાનું શિક્ષણ આપોઆપ જ વાંચનારા ઉપર ઠસી રહે છે.

**ગ્રંથ ૧ લો:**—આવૃત્તિ ૩ જી, પૃષ્ઠ ૫૮૮ : ૬૬ વાર્તાઓ : કિં. રૂા. ૨–૮–૦ થોડીક વાર્તાઓનાં મથાળાં:–દેરાણીનો કલહ, કર્કશા સાસુ, ભલી ભાભી, અને ભૂંડી ભાભી, વૃદ્ધ પતિ ને બાળક પત્ની, મોહિનીનો વિવાહ, ઇ૦

**ગ્રંથ ૨ જો:**—આ. ૨ જી : પૃષ્ઠ ૫૭૬ : વાર્તાઓ ૫૭: કિં. રૂા. ૨–૮–૦ થોડીકનાં મથાળાં:–એક અભણ સ્ત્રીની યાત્રા, ચાહનો પ્યાલો કે રક્તનો? સામાજિક અત્યાચારો, અરવિંદ ઘોષનો સ્વપત્નીને પત્ર, સ્નેહનો જય, માની શિખામણ, સચ્ચાઈનું ફળ, ત્રિયારાજ્ય, દયાળુ માતા, સ્ત્રીઉપયોગી કવિતાઓ, કંજુસની કર્મકથા એક પતિવ્રતાની દિવ્યતા, દઢ પ્રતિજ્ઞા, ઇત્યાદિ.

**ગ્રંથ ૫ મો:**—આ. ૧ લી : પૃષ્ઠ ૪૦૮ : વાર્તાઓ ૫૬ : કિં. રૂા. ૨–૮–૦ થોડીકનાં મથાળાં:–મૃત્યુ સામે પ્રેમ, તાપણી, કાર્નિવલની કથા, દારિદ્રનાં દુઃખ, એકરાર, કૌપિનધારી, અંધ પ્રવાસી, ઇત્યાદિ.

**ગ્રંથ ૬ ઠ્ઠો:**—આ. ૧ લી : પૃષ્ઠ ૭૨૦ : વાર્તાઓ ૮૬ : કિં. રૂા. ૨–૮–૦ થોડીકનાં મથાળાં:–હૃદયપલટો, જીવનસંધ્યા, ગરીબોનો પૂજારી, ખૂની, મિલની નોકરી, શહેરની કમાણી, દરવાન, શોફર, અમલદારના અગ્નિકુંડમાં લોહીથી લખાયેલા શબ્દ, રાધામાંથી રશીદા, ગ્રેજ્યુએટ, ગરીબાઈ, મશ્કરી, કેટલુંક જાણવા જેવું, ઇત્યાદિ.

# પરિશિષ્ટ

## સમાજમાં સ્ત્રીઓનું સ્થાન

### સ્ત્રીઓની ઉન્નતિ

સ્ત્રીઓની ઉન્નતિનો મેં રચનાત્મક કાર્યક્રમમાં સમાવેશ કર્યો છે; કેમકે જો કે સત્યાગ્રહે હિંદુસ્તાનની સ્ત્રીઓને આપોઆપ, આટલા અતિશય ટૂંકા સમયમાં બીજા કશાથી ન બની શકત એટલે અંશે અંધારામાંથી બહાર આણી છે, છતાં મહાસભાવાદીઓના મનમાં હજુ એમ સ્પષ્ટ સૂઝયું નથી, કે સ્વરાજ માટેની લડતમાં સ્ત્રીઓ સરખી ભાગીદાર બનેલી છે. તેઓ એમ સમજ્યા નથી, કે સેવાકાર્યમાં સ્ત્રી–એ પુરુષની ખરેખરી સહચરી હોવી જોઇએ. જે રૂઢિઓ ને કાયદા પુરુષે ઘડેલા હતા ને જે ઘડવામાં સ્ત્રીનો હાથ બિલકુલ ન હતો તે રૂઢિઓ ને કાયદા તળે સ્ત્રીને કચડવામાં આવી છે. અહિંસા પર રચાયેલી જીવનની યોજનામાં જેટલો અધિકાર પુરુષને પોતાનું ભાવિ ઘડવાનો છે તેટલો જ અધિકાર સ્ત્રીને તેનું પોતાનું ભાવિ ઘડવાનો રહેલો છે. પણ અહિંસક સમાજમાં અગાઉ કર્તવ્યનું પાલન કર્યું હોય તો જ હક પ્રાપ્ત થાય એવો ધારો છે; એટલે એમાંથી એ ફલિત થાય છે, કે સામાજિક આચારના નિયમો એકબીજાની જોડે હળીમળીને સલાહમસલત કર્યા પછી જ ઘડવા જોઇએ. એ કદી બહારથી ઠોકી બેસાડાય નહિ. પુરુષો સ્ત્રીઓ પ્રત્યેના પોતાના વર્તનમાં આ સત્ય સમજ્યા નથી. પોતે સ્ત્રીઓના મિત્ર અને સાથી છે એમ માનવાને બદલે તેમણે પોતાને સ્ત્રીઓના શેઠ અને માલિક માન્યા છે. ભારતવર્ષની

મહિલાઓને પોતાની ઉન્નતિ સાધવામાં મદદ કરવાનો મહાસભાવાદીઓનો વિશેષ ધર્મ છે. પોતે મુક્ત થઈ શકે છે, કે પોતે કયારેક તો મુક્ત થવું રહ્યું છે; એની જેમ જૂના જમાનાના ગુલામને ખબર ન હતી, તેના જેવી સ્ત્રીઓની દશા છે. એ ગુલામને જ્યારે જ્યારે મુક્તિ ખરેખર મળી ત્યારે ક્ષણભર તો તે અસહાય બની ગયો. સ્ત્રીઓને પોતે પુરુષોની દાસીઓ છે એમ માનવાનું શિક્ષણ આટલો કાળ અપાયું છે. સ્ત્રીઓને તેમના પૂરા દરજ્જાનું ભાન થાય ને તેઓ પુરુષોની સમોવડી તરીકે પોતાનો ભાગ ભજવી શકે, એ શક્તિ સ્ત્રીઓમાં ઉત્પન્ન કરવી; એ મહાસભાવાદીઓનું કર્તવ્ય છે.

જો મનનો નિશ્ચય હોય તો આ ક્રાંતિ સહેલી છે. મહાસભાવાદીઓ પોતાના ઘરથી શરૂઆત કરે. સ્ત્રીઓ ઢીંગલી અને ભોગના સાધનરૂપ ન ગણાવી જોઇએ, પણ સમાજની સેવામાં માનવંતી સહચરી લેખાવી જોઇએ. એ ધ્યેયની સિદ્ધિને સારુ, જે બહેનોને ઊંચી કેળવણી નથી મળી, તેમને પતિઓ તરફથી જે શિક્ષણ મળી શકે તે મળવું જોઈએ. એ જ કથન ઘટતા ફેરફાર સાથે માતાઓ અને પુત્રીઓની બાબતમાં પણ લાગુ પડે છે.

મારે એમ કહેવાની જરૂર ભાગ્યે જ છે, કે હિંદની સ્ત્રીઓની અસહાય દશાનો એકપક્ષી ચિતાર મેં આપ્યો છે. મને બરાબર ખબર છે, કે ગામડામાં તો સ્ત્રીઓ સામાન્યપણે પુરુષોની જોડે બરાબર ટક્કર ઝીલી શકે છે ને કેટલીક બાબતમાં તો પુરુષો પર દોર પણ ચલાવે છે. પણ નિષ્પક્ષ પરદેશીની નજરને કાયદા તેમ જ રૂઢિ બંનેની રૂએ આપણા સ્ત્રીવર્ગનો દરજ્જો બધી બાબતમાં ખરાબ લાગે એવો છે, અને તેમાં ધરમૂળથી ફેરફાર થવો જરૂરી છે. —ગાંધીજી

('રચનાત્મક કાર્યક્રમ'માંથી)

# કંડિકાઓ

(સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી છે અને તેને ઉન્નત કરવા માટે સ્ત્રી તથા પુરુષ પોતપોતાના ધર્મો વિચારી શું કરી શકે, તે દર્શાવતા ગાંધીજીના વિચારો તેમના અનેક લખાણોમાંથી પસંદ કરીને, વાચકો સમક્ષ ૭૫મી ગાંધીજયંતીએ સ્ત્રીદિનને પ્રસંગે મૂકવા આ પુસ્તિકામાં પ્રયાસ કર્યો છે.)

જેમાં હિંદુસ્તાનનો ઉધ્ધાર રહેલો છે અને જેના વિના હિંદુસ્તાનનો ઉદ્ધાર ન થઈ શકે, એવી ભારે છતાં સાદી વાત તમારી સાથે મારે કરવી છે.

**બહેનો જાગ્રત થાય તો**—જ્યારે હિંદુસ્તાનની બહેનો જાગ્રત થાય ત્યારે સ્વરાજને કોણ રોકી શકનાર છે? સ્ત્રીઓ ધર્મની રક્ષા કરતી આવી છે. સ્ત્રીઓએ વીર પુરુષોને પેદા કર્યા ત્યારે દેશો સ્વતંત્ર બન્યા છે. સ્ત્રીઓએ પવિત્રતા જાળવી ધર્મને અખંડિત રાખ્યો છે. સ્ત્રીઓએ પોતાના સર્વસ્વનું બલિદાન કરી પ્રજાનું રક્ષણ કર્યું છે. એ સ્ત્રીઓ જ્યારે હિંદુસ્તાનનું દુ:ખ સમજે ત્યારે તે દુ:ખ કેટલા દહાડા નભી શકે?

✓ હિંદુસ્તાનમાં શાંત માર્ગથી સ્વરાજ મળવાનું હશે, તો સ્ત્રીઓએ તેમાં પૂરો ભાગ લેવો જ પડશે.

**સ્ત્રીઓ વિષે સમાજે વિચાર કરવો ઘટે**—ભારતવર્ષમાં સ્ત્રીપુરુષોનો શો સંબંધ છે, સ્ત્રી જનમંડળમાં શું સ્થાન ભોગવે છે, તેનો વિચાર કરવામાં આવ્યો નથી.

જેમ ભાષાને વિષે, તેમ જ સ્ત્રીઓને વિષે આપણી માતૃભાષાને અને રાષ્ટ્રભાષાને તરછોડીને આપણા પ્રજાવર્ગથી શિક્ષિતવર્ગ જેમ વિખૂટો પડયો છે, તેમ જ આપણે સ્ત્રીસમાજને પણ તરછોડેલ છે. તેમનો રાષ્ટ્રીય જીવનમાં કંઈ હિસ્સો જ નથી

એમ આપણે માની લીધું છે; તેથી તેઓએ જાહેરજીવનમાં આજ લગી કશો ભાગ નથી લીધો.

**પુરુષની જવાબદારી**—મારો દૃઢ અભિપ્રાય છે, કે સ્ત્રીઓમાં જે કોઈ ખામીઓ પુરુષો જુએ છે તેની જવાબદારી, કેવળ નહિ તો મોટેભાગે, તેના પોતાના ઉપર જ છે.

જે વ્યક્તિ અથવા પ્રજા પોતાના દોષો જોવા નથી ઇચ્છતી અથવા કબૂલ કરતાં ડરે છે, તે આગળ વધી જ ન શકે. આપણી આસપાસ રહેલો મેલ આપણે જોતા નથી, ત્યાં સુધી તે દૂર કરવાની શક્તિ આપણને મળતી જ નથી અને મેલ ઘર કરે છે. વળી જે દોષો આપણે કર્યાં તેને સારી રીતે ન વખોડીએ ત્યાં સુધી બીજાના દોષ જોવાનો કે બતાવવાનો આપણને હક જ નથી મળતો.

**સ્ત્રીઓ ગુલામ છે**—સ્ત્રી બિચારી ગુલામ તો છે. તેનાં નાક-કાન વીંધવાની ક્રિયામાં મેં તો હમેશાં તેની ગુલામીની નિશાની જ જોઈ છે. કાનની વાળીમાં રસી ભેરવી બળદની જેમ તાણી શકાય. ઘાતકી પતિઓએ નાક-કાનમાંનાં ઘરેણાંસહિત બન્ને કાપ્યાના દાખલાઓ મોજૂદ છે.

પતિપત્નીના ધર્મ વિકટ છે. હિંદુ પતિ એમ જ સમજતા જણાય છે, કે પત્ની એ સોદાની વસ્તુ છે. આ મારો માલ છે, એમ પોતાની અર્ધાંગનાને વિષે બોલતા રાક્ષસરૂપ પતિઓને મેં સાંભળ્યા છે. પતિ જેટલા ફેરફાર પોતાના જીવનમાં કરે તેટલા પત્ની તરત સમજી લે ને અમલમાં મૂકે એમ કહેનારને શું કહીએ? પત્નીને કંઈ વ્યક્તિત્વ હશે કે? દમયંતીને હતું, મીરાંબાઇએ ભજવી બતાવ્યું.

**જંગલીપણાનો અવશેષ**—હિંદુસ્તાનમાં એવા કેટલા યે

ધણી છે, જે પોતાની સ્ત્રીને પોતાનાં ઢોર કે ઘરવખરીના જેવી પોતાની મિલકત ગણે છે, ને તેથી જેમ ઢોરને મારે તેમ સ્ત્રીને પણ મારવાનો પોતાનો હક છે એમ માને છે.

સ્ત્રીઓને ઘરવખરી સમાન ગણીને તેમને મરજીમાં આવે ત્યારે મારવાનો ધણીને હક છે, એવી માન્યતામાંથી ભણેલા ધણીઓ પણ મુક્ત નથી. સ્ત્રીઓ પ્રત્યે એ જાતનું વર્તન એ જંગલીપણાનો અવશેષ છે.

આપણને કોઈ ગાળ દે કે મારે તો આપણને તે નહિ ગમે, તો પછી આપણે કોઈને કેમ ગાળ દઈએ? કેમ કોઈને મારીએ?

આપણામાં સ્ત્રીને હલકી ગણવાની જે પ્રથા પડેલી છે, તેને જડમૂળથી ઊખેડવી જોઈએ.

**સ્ત્રી ભાવિ પ્રજાની માતા**—કચડાયેલી સ્ત્રીની પ્રજા પણ કચડાયેલી જ હશે.

જે પ્રજા પોતાનાં બાળકોને, પોતાની સ્ત્રીઓને અને પોતાનાં નોકરોને માન નથી આપતી તે પ્રજાની સભ્યતા નાશ પામે છે.

સ્ત્રી બાળકનું પોષણ કરનારી છે, તેની વિધાત્રી છે; તેની ઉપર બાળકના ચારિત્ર્યનો આધાર છે, તે બાળશિક્ષિકા છે, તેથી તે પ્રજાની માતા છે.

**સ્ત્રી અને પુરુષ સમાન** છે—સ્ત્રી એ પુરુષની સહચારિણી છે, તેના સરખા જ મનવાળી છે, પુરુષની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે, જેટલી છૂટ પુરુષ ભોગવે છે તેટલી જ તેને ભોગવવાનો હક છે અને જેમ પુરુષ પોતાના ક્ષેત્રમાં સર્વોપરી છે તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમાં છે. આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઈએ.

અજ્ઞાનરૂપી અંધકૂપમાં ડૂબેલા જડ પુરુષો પણ ન શોભી શકે, ન ભોગવી શકે તેવો અધિકાર કૂડી પ્રથાને લીધે સ્ત્રીઓ

ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃત્તિઓ અરધે જઈ અટકી પડે છે. આપણાં ઘણાં કાર્યો પૂરાં શોભી નીકળતાં નથી. અરધી મૂડીથી વેપાર કરનાર પચ્છમ બુદ્ધિ વેપારીના જેવી આપણી સ્થિતિ છે.

**સ્ત્રી અને પુરુષ એકબીજાની પૂરણી છે**—સ્ત્રી અને પુરુષ એક દરજ્જાનાં છે, એક જ નથી; એ અપૂર્વ જોડી છે, એકબીજાની પૂરણી છે અને બન્ને અરસપરસ ટેકારૂપ છે, તે એટલે સુધી, કે એકને અભાવે બીજાનો સંભવ જ નથી. પણ જો પુરુષ અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બન્નેનો નાશ થાય, એ સિદ્ધાંત ઉપલી સ્થિતિમાંથી જ નીકળી આવે છે.

**સ્ત્રીને કેળવણી તો જોઈએ જ**—પુરુષે સ્ત્રી પાસેથી જનસમાજના સ્વાભાવિક હકો છીનવી લેવાનું અથવા તે ન આપવાનું કારણ વિદ્યાનો અભાવ ન હોવો જોઈએ, પણ એ સ્વાભાવિક હકો નિભાવવાને સારુ, દીપાવવાને સારુ, તેનો પ્રચાર કરવાને સારુ, વિદ્યાની આવશ્યક્તા છે જ. વળી વિદ્યા વિના લાખોને તો શુદ્ધ આત્મજ્ઞાન પણ ન મળી શકે. વિદ્યા વિનાનો માણસ પશુસમાન છે એ અતિશયોક્તિ નથી. પણ શુદ્ધ ચિત્ર છે; એટલે જેમ પુરુષને તેમ જ સ્ત્રીને કેળવણી તો જોઈએ જ.

**દીકરા–દીકરી વચ્ચે ભેદભાવ ન ઘટે**—સ્ત્રીઓના અધિકારો વિષે એકે બાબતમાં હું જરા ય પડતું મેલવા તૈયાર નથી. મારા મત પ્રમાણે કાયદાએ સ્ત્રી અને પુરુષ વચ્ચે કોઈ જાતની અસમાનતા રાખવી ન જોઈએ. દીકરા અને દીકરી વચ્ચે કોઈ જાતનો ભેદભાવ ન હોવો જોઈએ. જેમ જેમ સ્ત્રીજાતિને શિક્ષણ દ્વારા પોતાની શક્તિનું ભાન થતું જશે તેમ તેમ તેની સાથે આજે જે અસમાન વર્તન ચાલે છે, તેનો વધારે ને વધારે ઉગ્ર વિરોધ થશે.

**સ્ત્રી પુરુષની મિલકત નથી**—પોતાની સહચરીના વિચાર જાણવાની તે પોતાની ફરજ સમજતો નથી. સ્ત્રીને તે પોતાની મિલકત સમજે છે અને પતિનો દાવો કબૂલ રાખનારી બિચારી પત્ની ઘણી વાર પોતાનો ભોગ આપે છે. આમાંથી નીકળવાનો માર્ગ છે ખરો. મીરાંબાઈએ તે માર્ગ બતાવ્યો હતો.

**જાહેરજીવનમાં સ્ત્રીનું સ્થાન**—સ્ત્રી એટલે ત્યાગ અને તપશ્ચર્યાની સાક્ષાત મૂર્તિ. જાહેરજીવનમાં તેના પ્રવેશથી બે પરિણામ આવવાં જોઈએ–એક તો વાતાવરણની શુદ્ધિ અને બીજું મિલકત એકઠી કરવાના પુરુષના લોભ ઉપર અંકુશ.

સ્ત્રીને આપણે બહુ દબાવી રાખી છે. સ્ત્રીનું સ્ત્રીત્વ હરાઈ ગયું છે. સેવાને અર્થે સ્ત્રીને બહાર નીકળવાનો અધિકાર છે, તેનો એ ધર્મ છે. આપણી હિલચાલમાં સ્ત્રીઓ દહાડે દહાડે વધારે ભાગ લેતી થઈ જશે, એથી સ્ત્રીઓ અને પુરુષો એક જ બેઠકોમાં આપણે વધારે ને વધારે જોઈશું. આ સ્થિતિ મને યથાસ્થિત લાગે છે.

**હિંદુધર્મમાં સ્ત્રી**—સ્ત્રીને હિંદુધર્મે એટલું ઊંચું સ્થાન દીધું છે, કે આપણે 'સીતારામ' બોલીએ છીએ, 'રામસીતા' નથી બોલતા, 'રાધાકૃષ્ણ' કહીએ છીએ, 'કૃષ્ણરાધા' નથી કહેતા. સીતા ન હોત તો રામને કોણ જાણત? સાવિત્રી ન હોત તો સત્યવાનનું નામ પણ કોઈએ જાણ્યું ન હોત! દ્રૌપદી ન હોત તો પાંડવોને કોઈ ન ઓળખત.

**સરખા હક અને ફરજો**—જો સ્ત્રીએ પતિ પ્રત્યે સતીત્વ સિદ્ધ કરવું ઘટે છે, તો પતિએ સત્ત્વ સિદ્ધ કરવું ઘટે છે. સ્ત્રી પતિની દાસી નથી, તેની સહચારિણી છે, તેની અર્ધાંગના છે, મિત્ર છે; તેથી તેની જ સાથે સરખા હક ભોગવનારી છે, તેની સહધર્મિણી છે; તેથી બંનેની ફરજો પણ એકબીજા પ્રત્યે ને જગત પ્રત્યે સરખી છે.

**જુવાનો શું કરે?**—સ્ત્રીની ઉપર જુલમગાર કાયદા લાદી પુરુષે જે દોષો વહોર્યા છે, તેના પ્રાયશ્ચિત્તરૂપે પુરુષવર્ગે સ્ત્રીને મદદ કરવી ઘટે છે. આ આશા ઘડાયેલા વિચારવાળા વડીલો તરફથી રાખવી નિરર્થક છે. જુવાનવર્ગ મર્યાદામાં રહી સ્ત્રીને મદદ કરે એ બની શકે એવું છે. છેવટે તો સ્ત્રીનો ઉદ્ધાર સ્ત્રી જ કરશે. એવી સ્ત્રીઓ હજી હિંદુસ્તાનમાં બહુ જોવામાં નથી આવતી. જુવાનવર્ગ જ્યારે બહોળા પાયા ઉપર સ્ત્રીની મદદે ધાશે ત્યારે સ્ત્રીઓમાં જાગૃતિ આવશે ને તેમનામાંથી સેવાપરાયણ વીરાંગનાઓ પેદા થશે.

**આપણા ઉદ્ધારનો આધાર સ્ત્રીઓ છે**—આપણી સ્ત્રીઓ આપણા વિષયનું પાત્ર અને આપણી રસોઈયણ મટી આપણી સહચરી, આપણી અર્ધાંગના, આપણા સુખદુઃખની ભાગિયણ ન બને ત્યાં લગી આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય છે.

આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ઠીમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા ઉદ્‌ગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૌકિક પ્રેરણાશક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી થશે ત્યારે જ આપણો ઉદ્ધાર સંભવે છે; તે પહેલાં નહિ.

પુરુષની કુદૃષ્ટિથી સ્ત્રીઓનું રક્ષણ કરવા સારુ પડદો ઇલાજ નથી, પણ પુરુષની પવિત્રતા એ ઇલાજ છે. પુરુષને પવિત્ર કરવામાં સ્ત્રી બહુ મોટો ભાગ લઈ શકે છે. પડદામાં રહેલી, દબાયેલી સ્ત્રી પુરુષને પવિત્ર કેમ બનાવી શકે? તેને પુરુષથી બીને ચાલવાની પ્રથમથી જ ટેવ પાડવામાં આવે તો તે પુરુષને કેમ સુધારે? મારી માન્યતા છે, કે પડદો નીતિનો પોષક નથી પણ ઘાતક છે.

**સ્ત્રીઓ અને ઘરેણાં**—હાથેપગે જે ઘરેણાં સ્ત્રીઓ પહેરે

છે, એ તેમની કેદની નિશાની છે. હાથ, પગ, કાન, નાક અને વાળમાં પુરાણાં ઘરેણાંથી લદાયેલી સ્ત્રી તે તે ભાગો સાફ રાખી નથી શકતી. તે તે જગાએ મેલના જામેલા થર મેં ભાળ્યા છે.

જે સ્ત્રીઓમાં જાગૃતિ આવી છે, જે પોતે સ્વતંત્ર વિચાર કરતી થઈ ગઈ છે, જેને દેશસેવા કરવી છે, જે સ્વરાજયજ્ઞમાં ભાગ લઈ રહી છે અથવા લેવા ઇચ્છે છે, તે ઘરેણાં વગેરેને વિષે પોતાની વિવેકબુદ્ધિ કેમ ન વાપરે ?

જ્યારે હિંદુસ્તાનના કરોડોને ખાવાનું પૂરું નથી મળતું, જ્યારે હિંદુસ્તાનમાં અત્યાચાર વ્યાપી રહ્યો છે ત્યારે બહેનો ઘરેણાંને કેમ પહેરી શકે ?

**ગૃહની દેવતાઓ**—ધર્મ સાચવવો, એ નથી બ્રાહ્મણોના હાથમાં કે નથી પુરુષોના હાથમાં. એ તો સ્ત્રીઓના જ હાથમાં છે. સમાજનો પાયો ગૃહ છે અને ધર્મ ગૃહમાં કેળવવાનો છે. ગૃહની સુવાસ આખા સમાજમાં ફેલાશે. કોઈ શહેરમાં ગમે તેટલો વેપાર ચાલતો હોય, ગમે તેટલી આબાદી દેખાતી હોય, પણ ત્યાં જો ગૃહ સારાં ન હોય તો એ શહેર સારું નથી; એમ હું તરત કહું. સ્ત્રીઓ જ ગૃહની દેવતાઓ છે. એ જો ધર્મ ન પાળે તો પ્રજાનું સત્યાનાશ વળી જાય.

હું જાણું છું, કે હિંદુ, મુસલમાન, પારસી ને બીજી બધી કોમોનો ધર્મ આપણી સ્ત્રીઓના હાથમાં છે. સ્ત્રીઓ ધર્મ તજશે તે દિવસે આપણો ધર્મ નષ્ટ થઈ જશે.

**પુરુષોનો ધર્મ**—સ્ત્રીસ્વાતંત્ર્યનો માર્ગ શિક્ષણ દ્વારા નથી; પરંતુ પુરુષોની તેઓ પ્રતિની દૃષ્ટિમાં અને તદનુસાર થતાં વર્તનમાં ફેરફાર કરવામાં છે. શિક્ષણ જરૂરનું છે, પણ તે સ્વતંત્રતાની પાછળ હોવું જોઈએ.

આપણે સ્ત્રીવર્ગને તેના યોગ્ય સ્થાને પહોંચાડવાને અક્ષરજ્ઞાનની વાટ ન જોવી જોઈએ. પ્રથમ કાર્ય તો જેટલી સ્ત્રીઓને

આ અવનતિનું ભાન કરાવી શકાય તેટલી સ્ત્રીઓને ભાન કરાવવાનું છે.

જ્યાં સુધી હિંદુસ્તાનમાં સ્ત્રીઓ એક રતિ ભાર પણ દબાયલી રહેશે અથવા ઓછા હકો ભોગવતી હશે, ત્યાં સુધી હિંદુસ્તાનનો ખરો ઉદ્ધાર થવાનો નથી.

**શિક્ષિત સ્ત્રીઓની ફરજ**—પુરુષ પોતાના મૂઢપણાથી સ્ત્રી પ્રત્યેની પોતાની ફરજ ભૂલી જાય, પણ તેથી સ્ત્રી પણ સ્ત્રી પ્રત્યેની ફરજ ભૂલે ?

પુરુષ થકી સ્ત્રીજાતિની ઉન્નતિ નહિ થાય. પુરુષ સ્ત્રીની ઉન્નતિ ન ઇચ્છે અથવા સ્ત્રી પુરુષની મારફતે ઉન્નતિ ન મેળવે એમ કહેવાનો આશય નથી, પણ હરકોઈ વ્યક્તિ કે જાતિ આપબળથી જ ઉન્નતિ મેળવી શકે છે. જો મારું કહેવું યોગ્ય હોય તો ઘણી બહેનો જેમને પોતાની દશાનું ભાન નથી તેમને ભાન કરાવવામાં શિક્ષિત બહેનો રોકાશે. જેટલો વખત મળે તેટલો વખત મેળવી, અતિશય પછાત રહી ગયેલા વર્ગોમાં જઈ, તમને જે મળ્યું છે તે એમને આપશો.

હું એમ ઇચ્છું છું, કે જ્યાં ગરીબ બહેનો ગંધાતી કોટડીમાં રહે છે ત્યાં જઈને કામ કરવાવાળી આપણામાંથી કેટલીક સ્ત્રીઓ નીકળે. આપણી ગરીબ બહેનોને, પોને કેમ રહેવું; પોતાનું અને પોતાનાં બાળકોનું આરોગ્ય કેમ જાળવવું, બાળકોને કેમ ઉછેરવાં, સ્વચ્છતા અને સંયમ કેમ રાખવાં વગેરે બાબતોનો કશો ખ્યાલ હોતો નથી. અત્યારે આવી બહેનોને ભણતર આપવાની જરૂર નથી, પણ સારી રહેણીકરણીનું ભાન આપવાની ખાસ અગત્ય છે.

સ્ત્રીએ સ્વતંત્રતાનો મહામંત્ર જાણી લઈ, તેને ધર્મ જાણી સેવવો અને જે સ્ત્રીને એ જ્ઞાન થયું છે તેણે તે બીજી બહેનોને આપવું. સ્ત્રીજાતિમાં મોટું કાર્ય તો સ્ત્રી જ કરશે.

આ મહાન જાગૃતિને સમયે બહેનોને મારી એટલી વિનંતિ છે, કે તેઓએ સંઘશક્તિ ખૂબ કેળવવી પડશે. તેઓએ પણ સાથે મળી કામ કરતાં થઈ જવું જોઇએ.

સ્ત્રી પોતાનાં બાળકોનાં શરીરને પોષે છે, તેમ જ તેમના મનમાં સ્વતંત્રતા, નિર્ભયતા, દઢતા વગેરે ગુણો ઉતારે.

પુરુષોએ સ્ત્રીઓની જે ઉપેક્ષા કરી છે, જે દુરુપયોગ કર્યો છે, તેને સારુ તેમનો દોષ જરૂર કાઢવો જોઇએ; પણ સુધારાનું રચનાત્મક કાર્ય તો જે બહેનોએ વહેમનો ત્યાગ કર્યો છે અને જેમને આ અનિષ્ટનું ભાન થયેલું છે તેમણે જ કરવાનું છે.

**સ્ત્રીઓ અને મતાધિકાર**—સ્ત્રીઓને મતાધિકાર જરૂર મળવો જોઇએ, પણ જે સ્ત્રીઓ પોતાના સામાન્ય હક સમજતી નથી અથવા સમજતી છતી તે હકો મેળવવા શક્તિ નથી ધરાવતી; એ મતાધિકારને લઇને શું કરશે? સ્ત્રીઓ મતાધિકાર ભલે મેળવે, ભલે હિંદુસ્તાનની ધારાસભાઓમાં જાય; પણ સ્ત્રીઓની પ્રથમ ફરજ પુરુષો તરફથી જાણે કે અજાણે થતા અત્યાચારોમાંથી બચી, હિંદુસ્તાનને શોભાવવાની અને વીર્યવાન બનાવવાની છે.

**બહેનોનું કર્તવ્ય**—આપણે તો હિંદુસ્તાનની પરિસ્થિતિ અને આપણા રાષ્ટ્રીય સ્વભાવને અનુકૂળ ઉપાયો શોધવાના રહ્યા. બહેનોનું કર્તવ્ય આપણું વાતાવરણ શુદ્ધ રાખવાનું, આપણા નિશ્ચયોમાં દઢતા અને નિશ્ચલતા લાવવાનું, દિગ્મૂઢતાના દોષમાંથી બચાવવાનું, આપણી સભ્યતા અને સંસ્કૃતિના સર્વોત્તમ તત્ત્વને પોષવાનું, અને તેમાંનાં દૂષણો દૂર કરવાનું છે.

**સ્ત્રીઓને ભાન થાય તો**—સ્ત્રીમાં જેમ બૂરું કરવાની લોકક્ષયકારી શક્તિ છે, તેમ ભલું કરવાની લોકહિતકારી શક્તિ પણ સૂતેલી પડી છે; એ ભાન સ્ત્રીને થાય તો કેવું સારું? તે

પોતે અબળા છે ને કેવળ પુરુષને રમવાની ઢીંગલી થવાને જ લાયક છે એવો વિચાર છોડી દે, તો પોતાનો તેમ જ પુરુષનો—પછી તે પિતા, પુત્ર કે પતિ હોય—ભવ સુધારી શકે, ને બંનેને સારુ આ જગતને વધારે સુખમય બનાવી શકે.

## સ્ત્રીઓની ઉન્નતિ

હિંદુઓમાં જૂની માન્યતા એ છે, કે સ્ત્રી એ શક્તિ-બળ માત્રની જનની ને ઉદ્ભવસ્થાન છે. તેને પુરુષનું અરધું—વધારે સારું—અંગ કહેવામાં આવેલી છે. પણ દુઃખની વાત છે, કે જે ભાગ ભજવવાનું તેનું ધ્યેય છે, જે તેનો હક છે, તે ભાગ તે આપણા સમાજમાં ભજવતી નથી. તેનું કારણ અમુક સામાજિક રીતરિવાજો અને વહેમો છે, જેની જડ દુર્ભાગ્યે ઊંડી જામી ગયેલી છે. આપણે એટલું સમજવું જોઈએ, કે કોઈ પણ સમાજનાં અરધાં માણસો દલિત દશામાં હોય તો તે સમાજ સાચી પ્રગતિ કરી શકે નહિ. બાળકને પહેલું શિક્ષણ મા પાસેથી મળે છે, અને અજ્ઞાન અને દલિત સ્ત્રીઓવાળો સમાજ શ્રેષ્ઠ કોટિનાં દીકરા-દીકરીઓ ઉત્પન્ન કરવાની આશા રાખી શકે નહિ; તેથી આપણે આપણા મનમાંથી સ્ત્રીઓના ઊતરતાપણાનો ખ્યાલ સમૂળો કાઢી નાખવો જોઈએ, અને તેમના હકનું, સંપૂર્ણ સમાનતાનું સ્થાન આપવું જોઈએ. આનો અર્થ એવો નથી, કે સ્ત્રીની પાસે પુરુષનું અને પુરુષની પાસે સ્ત્રીનું કામ કરાવવું જોઈએ. સ્ત્રીપુરુષની જે જન્મસિદ્ધ શક્તિઓ ને મર્યાદાઓ કુદરતે પેદા કરી છે તેની અવગણના ન કરી શકાય, પણ એ બાદ કરતાં કશો ભેદભાવ કે અંકુશ ન હોવો જોઈએ.

જે પ્રતિબંધો ને રીતરિવાજો અસ્વાભાવિક ને અન્યાયી હોય ને સમાજને હાનિકર્તા હોય તે દૂર કરવા મથવામાં કાર્યકર્તાઓએ પરોવાઈ જવું જોઈએ.

૧. પડદાની પ્રથા નાબૂદ થવી જોઈએ.

૨. સ્ત્રીઓને બધાં જાહેરકામમાં સમાનતાને ધોરણે ભેળવવી જોઈએ.

૩. બાળલગ્ન નીકળી જવાં જોઈએ.

૪. વિધવાવિવાહને ઉત્તેજન અપાવું જોઈએ.

૫. અનેક પત્નીવિવાહને ઉત્તેજન ન આપવું જોઈએ, અને અંતે તે નાબૂદ કરવાનું ધ્યેય રખાવું જોઈએ.

૬. કાયદા અને રૂઢિ અનુસાર સ્ત્રીઓની સામે જે ભેદભાવ ને પ્રતિબંધો હોય તે દૂર કરવાનો પ્રયત્ન થવો જોઈએ.

૭. છોકરીઓને છોકરાઓના જેટલી જ શિક્ષણની તકો અપાવી જોઈએ, અને તેમનામાં આજીવિકા મેળવવાની શક્તિ ઉત્પન્ન કરવી જોઈએ.

૮. સ્ત્રીઓની સારામાં સારી સેવા સ્ત્રીસેવિકાઓ કરી શકે. સ્ત્રીસેવાના કાર્યમાં પ્રૌઢશિક્ષણ તેમજ રેંટિયાની ઉપાસના બંને અતિ અગત્યની વસ્તુઓ છે. વસ્તુતઃ કાંતણ એ સ્ત્રીનું વિશિષ્ઠ ક્ષેત્ર છે, અને તેને કુટુંબમાં દ્રવ્યોત્પાદક તરીકેનો મહત્ત્વનો દરજ્જો અપાવે છે.

૯. દાક્તર, શિક્ષિકા અને નર્સના વ્યવસાય સ્ત્રીઓને વિશેષ અનુકૂળ છે. છોકરીઓને તેમાં જવાનું ઉત્તેજન અપાવું જોઈએ. તેમને અનેક હાથઉદ્યોગની તાલીમ પણ આપી શકાય.

આમાં તેમજ ઇતર સર્વ રચનાત્મક કામમાં કાર્યકર્તાએ સુધારાની શરૂઆત પોતાના ઘરથી કરવી રહી છે. એ રીતે જ તે પોતાના સંસર્ગમાં આવનારાની દૃષ્ટિમાં ફેરફાર કરાવી શકશે.

—રાજેન્દ્રપ્રસાદ

('રચનાત્મક કાર્યક્રમ'માંથી)

'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ની પ્રૌઢવાચનની
૧૮ પુસ્તકોની સાહસભરી નવી યોજના

# 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'

પ્રૌઢશિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં અને ઓછું ભણેલાંઓ રસપૂર્વક વાંચી–સમજી શકે એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજના આ સંસ્થા તરફથી તૈયાર કરવામાં આવી છે; અને તેનું સંપાદન જાણીતા સાહિત્યકાર **શ્રી. મોહનલાલ મહેતા ('સોપાન')** કરે છે. પહેલી યોજના મુજબ એમાં નીચે જણાવેલાં ૧૮ પુસ્તકો પ્રસિદ્ધ થશે.

આ યોજનાનાં પુસ્તકોમાં ઓછું ભણેલાં હજારો ભાઈ-બહેનોને જીવનને સ્પર્શતા વિષયોનું જ્ઞાન બને તેટલી સરળ ભાષામાં આપવાનો પ્રયત્ન થશે. નાનાંમોટાં સૌકોઈ સરળતાથી વાંચી શકે એ માટે આ યોજનાનાં બધાં પુસ્તકો **આવા મોટા અક્ષરોમાં** છપાશે.

આ યોજનામાં પ્રસિદ્ધ થનારાં ૧૮ પુસ્તકો પૈકી નીચેનાં ૭ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છેઃ–

## નીચેનાં ૭ પુસ્તકો તૈયાર છે.

૧. **પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લેખકઃ શ્રી. કરસનદાસ માણેક ★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ

૨. **રાખની ઢગલી :** (સચિત્ર) લેખક : શ્રી. 'સૌજન્ય' ★ સંસારની સળગતી સમસ્યાઓ વાર્તાના સ્વરૂપમાં

૩. **હાસ્યતરંગ :** (સચિત્ર) લેખક : શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે ★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ–લેખો

૪. **જીવનની કલા :** લેખક : શ્રી. રવિશંકર મહેતા ★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન

**૫. જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) લેખક : શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર ★ જગતની અદ્‌ભુતતા અને ઉપયોગિતાનો સરલ પરિચય

**૬. જીવનપરિવર્તન :** (સચિત્ર) લેખક : શ્રી. "સોપાન" ★ એક જીવનપલટાની કરુણ-મંગલ સળંગ વાર્તા

## સપ્ટેંબર–૧૯૪૫ માં પ્રગટ થશે.

**૭. ઇતિહાસને અજવાળે :** લેખક : શ્રી. ધનસુખલાલ મહેતા ★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા

**૮. મારો ભારત દેશ :** લેખક : શ્રી. કાન્તિલાલ પરીખ ★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય

**૯. પ્રભુનાં પયગમ્બર :** લેખિકા : શ્રી. લાલુબહેન મહેતા ★ બાળઉછેર અંગેના મહત્ત્વના પ્રશ્નો અને ઉત્તરો

**૧૦. સ્ત્રીશક્તિનાં દર્શન :** લેખિકા : શ્રી. સુભદ્રા ગાંધી ★ હિંદના ઘડતરમાં હિસ્સો આપતી સ્ત્રીઓની જીવનકથા

**૧૧. ગૃહજીવનની કલા :** લેખક : શ્રી. "સમાજશાસ્ત્રી" ★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય, તેનાં સૂચનો

**૧૨. રવીન્દ્ર-જીવન :** લેખક : શ્રી. દિલીપ કોઠારી ★ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું પ્રેરક જીવન

## ડિસેંબર–૧૯૪૫ માં પ્રગટ થશે.

**૧૩. જાગ્રત નારી :** લેખિકા : શ્રી. હીરા મહેતા ★ આદર્શ નારીની કલ્પના સાથે નારીજીવનનો પરિચય

**૧૪. ગામડું બોલે છે :** લેખક : શ્રી. રતિલાલ ત્રિવેદી ★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન

**૧૫. સાહસ-કથાઓ :** લેખક : શ્રી. રમણિક અરાલવાળા ★ સાહસોમાંથી રચેલી દેશદેશની કથાઓ

**૧૬. ગુજરાતના સેવકો :** લેખક : શ્રી. ચંદ્રકાંત શાહ
★ ગુજરાતના મૂક સેવકોનો જીવનપરિચય

**૧૭. આરોગ્યસાધના :** લેખક : શ્રી. કાંતિલાલ શાહ
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન

**૧૮. ગૃહજીવનનાં દશ્યો :** લેખિકા : શ્રી. કુમુદ શેઠ
★ આપણાં ગૃહકુટુંબનાં સાચાં શબ્દચિત્રો

## યોજના વિષે માહિતી

- યોજનાનાં દરેક પુસ્તકની છૂટક કિંમત **દસ આના છે.**
- આ શ્રેણીનાં અઢારે પુસ્તકો માટે અગાઉથી નાણાં મોકલી નામ નોંધાવનારને છૂટક મૂલ્યના કુલ થતા રૂ. ૧૧–૪ ને બદલે **માત્ર રૂ. ૧૦) માં** મળશે. ટપાલરસ્તે મંગાવવા ઇચ્છનારે રૂ. ૧–૮ વધુ એટલે કુલ ૧૧–૮ મોકલવા.
- 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને આ શ્રેણીનું પહેલું પુસ્તક **'પ્રકાશનાં પગલાં'** મોકલી અપાયું છે. એટલે 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકો પૈકી જેમને આ શ્રેણીના ગ્રાહક થવું હશે, તેમને એ પુસ્તકની માળાના હિસાબે થતી કિંમતના રૂ. ૦–૮ બાદ કરીને રૂ. ૯–૮ તથા ૧–૮ ટપાલખર્ચનો મળી કુલ રૂ. ૧૧–૦ મોકલી આપવા.
- પ્રથમનાં છ પુસ્તકો તૈયાર થયાં છે; અને તે ગ્રાહક થતાંની સાથે જ મળશે–મોકલી અપાશે; તેમ જ બાકીનાં તૈયાર થશે, તેમ તેમ છ છ પુસ્તકો એકસાથે મોકલી અપાશે.

વધુ વિગત માટે લખોઃ—

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
**કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે–મુંબઈ–૨**

છેલ્લી અર્ધી સદીમાં મહાગુજરાતે **મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી** અને **ભિક્ષુ અખંડાનંદ**, એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.

તેમણે અજ્ઞાનરૂપી અંધારો દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન આપી ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.



૧૮૭૪ | ૧૯૪૨

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારો પ્રચાર કરી જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને, સારી રીતે શુદ્ધ કરી સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવી અને તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘરેઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે 'कथयन्तो मां नित्यम्' એ ગીતાસૂત્ર પ્રમાણે, છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.

ને એ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી શ્રેષ્ઠ દાન છે; અને એ પ્રદેશમાં પહેલે પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદનું** સ્થાન ગુજરાતના ગૌરવ અને હિંદના રાષ્ટ્રજીવનમાં સ્મરણીય રહેશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** { અમદાવાદ અને મુંબઈ